શ્રી કૃષ્ણ

ભક્તકવિ શ્રી

દયારામભાઈ કૃત

# કાવ્યમણિમાલા.

( ભાગ ૬ ઠ્ઠો )

સમ્પાદક:

નારાયણદાસ પરમાનંદદાસ શાહ-ડભોઈવાલા

(મુંબઈ)

મૂલ્ય રૂા. ૨-૮-૦

॥ श्री कृष्णाय नमः ॥

પરમ ભગવદીય ગુર્જરકવિ સમ્રાટ કવિવર શ્રી દયારામભાઇના
અપ્રકટ કાવ્ય ગ્રંથોનો મહાન્ સંગ્રહ.

શ્રી. દયારામકૃત

# કાવ્યમણિમાલા.

## [ ભાગ ૬ ઠ્ઠો. ]

સંપાદક :

નારાયણદાસ પરમાનંદદાસ શાહ ડભોઇવાળા.



સંગ્રાહકો :

જોષી રણછોડભાઇ હરિભાઈ
(શ્રી. દયારામભાઇના પટ્ટશિષ્ય)

જોષી નાથજીભાઇ ગિરિજાશંકર
(શ્રી. દયારામભાઇના પટ્ટશિષ્ય પુત્ર)

સંશોધકો :

વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી

જીવણલાલ છગનલાલ જોષી, એડવોકેટ.
(શ્રી દયારામભાઇના પટ્ટશિષ્ય પ્રપૌત્ર)

કિંમત રૂા. ૨-૮-૦

## કવિરત્ન ભક્તવર્ય શ્રી. દયારામભાઇ



જન્મ : સંવત ૧૮૩૩ના ભાદ્રપદ શુક્લ ૧૧ શનિવાર

ગોલોકવાસ સંવત ૧૯૦૮ના માઘકૃષ્ણ ૫

( સ્થિતિ વર્ષ ૭૫-૩૬ )

॥ श्रीवल्लभाधीशो विजयते ॥

# "અર્પણપત્રિકા"



અખિલ ભૂમંડલાચાર્યવર્ય, વૈશ્વાનર સ્વરુપ, ભક્તિમાર્ગ રુપી કમલના સૂર્ય, વાક્પતિ, શ્રીવ્રજપતિના રતિરસમાર્ગના પ્રવર્તક, ષોડશગ્રંથ, તત્ત્વદીપ નિબંધ, અણુભાષ્ય અને શ્રીસુબોધિનીજી જેવા સર્વોત્તમ ગ્રંથરત્નોના સર્જનહાર, નિસ્સાધન દૈવીજીવોને ભગવાનના અનુગ્રહનો સરસ માર્ગ દર્શાવનાર **શ્રીમદ્ વલ્લભાચાર્યજીને-(શ્રીમહાપ્રભુજીને)**-એઓશ્રીના અને શ્રીગોપીજનવલ્લભના અનન્ય ભક્તવર્ય ભગવદ્રસમાં સદા રસમસ્ત રહેનાર, મહાગૂજરાતના અંતિમ મહાકવિ **શ્રીદયારામભાઈ**ના રસ કાવ્યોનાં સુસુમનની રસમાળા વિનમ્રભાવે અર્પણ કરી કૃતકૃત્ય થાઉં છું.

શ્રીમદ્ વલ્લભદાસાનુદાસ,

**નારાયણદાસ પરમાનંદદાસ શાહ.**

(ડભોઈવાળા)

# ગ્રંથો મળવાનાં ઠેકાણાં.

**નારાયણદાસ પરમાનંદદાસ શાહ, ડભોઇવાળા**

ઠે. છીપીચાલ પ્રાગજી લક્ષ્મીદાસનો માળો,

ઘર નં. ૫૧, બીજે માળે, **મુંબઈ નં. ૨.**

**મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું. બુકસેલર**

ઠે. પ્રીન્સેસ સ્ટ્રીટ, **મુંબઇ નં. ૨.**

**ગિરધરલાલ જગજીવનદાસ શાહ બુકસેલર**

ઠે. ભૂલેશ્વર મોટા મંદીર પાસે, **મુંબઈ નં. ૨.**

**લલ્લુભાઇ છગનલાલ દેસાઇ**

ઠે. ટેમલાપોળ, **અમદાવાદ.**

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર**

ઠે. ત્રણ દરવાજા, **અમદાવાદ.**

**શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય**

ઠે. મોટા મંદીર પાસે, **નડીઆદ**

**દલસુખભાઈ પરમાનંદદાસ શાહ**

ઠે. શણગાર વાડી, **ડભોઈ** (વડોદરા).

**જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ M. A.**

ગોવર્ધનનિવાસ, મહાલક્ષ્મી સોસાયટી, **અમદાવાદ.**

---

**તા. ક.**—એ શિવાય બહારગામના જાણીતા બુકસેલરો.

# સંપાદકનું નિવેદન

ગુજરાતના ભક્ત કવિસમ્રાટ શ્રી. દયારામભાઇ કે જેમણે પોતાની રસઝરતી દિવ્યવાણીદ્વારા ગુર્જર પ્રજા ઉપર અને તેમાં ખાસ કરીને વૈષ્ણવ જનતા ઉપર મોટો ઉપકાર કર્યો છે. અને આખી જિંદગી દ્રઢ અનન્ય ભાવથી પ્રભુની સેવા તેમ જ ગુણ-ગાન ગાવામાં ગાળી છે, તેમની વાણીમાં કયું હૃદય મુગ્ધ બન્યું નથી? તેઓશ્રીનાં કાવ્યસાહિત્યનો ઘણો મોટો ભાગ અપ્રસિદ્ધ છે. તેમાંનો કેટલોક ભાગ કવિશ્રીના શિષ્યપુત્ર ગોલોકવાસી જોષી નાથજીભાઈ (છોટાલાલભાઇ) ગિરજાશંકર પાસેથી મેળવી સંગ્રહ કરી સંપ્રદાયના વિદ્વાનો પાસે સંશોધન કરાવીને અત્યાર સુધીમાં "શ્રી દયારામકૃત કાવ્ય મણિમાલા ભાગ ૧-૨-૩-૪ અને ૫ મો મેં પ્રસિદ્ધ કરેલા છે. એ દરેક ભાગોમાં ભક્ત કવિશ્રીના જુદા જુદા ગ્રંથો તથા કાવ્યો છે. અને તે ઉપરાંત ભક્ત કવિશ્રી દયારામભાઈનું શુદ્ધ સચિત્ર સપ્રમાણ જીવનચરિત્ર તથા ભક્ત કવિશ્રી દયારામભાઈનું આંતરજીવન અથવા દિવ્ય અક્ષરદેહ એ રીતે સાત પુસ્તકો મારા તરફથી પ્રસિદ્ધ થયાં છે.

શ્રીદયારામકૃત કાવ્યમણિમાળા ભાગ ૬ઠ્ઠાના છાપકામનો આરંભ કર્યાને આજે ચાર વર્ષ થવા આવ્યાં છતાં અનેક અનિવાર્ય સંજોગોવશાત અમે ઇચ્છિયો હતો તેટલો વહેલો પ્રકટ ન થઈ શક્યો. શ્રીયુત શાસ્ત્રીજી વસંતરામભાઇને અનેક પ્રવૃત્તિઓ તથા મારી તબીયત સારી ન હોવાથી તથા અન્ય કારણોવશાત્ એ કાર્યને પુરું કરતાં બહુ વિલંબ થયો છે. પણ આખરે પરમદયાળુ શ્રી બાળકૃષ્ણ પ્રભુની કૃપાથી આ પુસ્તક તૈયાર કરાવીને ગુર્જર સાહિત્યના પ્રેમીઓ અને વૈષ્ણવોના કરકમલમાં મૂકવા ભાગ્યશાળી થયો છું.

આ છઠ્ઠા ભાગમાં કવિશ્રીના મોટા ગ્રંથો તેમાનો કેટલાક ગ્રંથો કવિશ્રીના શિષ્યપુત્ર જોષી નાથજીભાઇના સંગ્રહમાંથી મળેલા તે મારા તરફના છે ને કેટલાક જોષી જીવણલાલ છગનલાલ તરફથી મળેલા છે. ઉત્સાહી યુવક ભાઈ જીવણલાલ જોષી પણ શ્રી. દયારામભાઈ પ્રત્યે ઘણો પ્રેમ રાખે છે, તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

ભકત કવિશ્રી દયારામભાઈના નામ અને તેમની રસમય અલૌકીક વાણીથી આજે ગુજરાત અને મહાગુજરાતની પ્રજા અજાણી નથી. તેઓશ્રીની વાણી એકવર્યો ગોપીજન વલ્લભના વિશ્વોદ્ધારક પ્રેમમાર્ગના પ્રચારમાં પર્યવસિત થયેલી છે. અને સાહિત્યની સેવા પણ સાહિત્યના પ્રચારમાં જ સમાયલી છે તેમનાં નીતિ અને ભકિતનાં દિવ્ય શૃંગારનાં દર્શન કરાવનારાં કાવ્યોએ અસંખ્ય દૈવી હ્રદયોને રસાર્દ્ર બનાવ્યાં છે. એમાં કંઈ શંસય નથી.

મનુષ્ય દેહ ક્ષણભંગુર છે, જીવનપ્રવાહ માયાના પ્રલોભનથી ઘેરાઈ ગયો છે, પ્રભુકૃપાનું ભાન તેથી ભૂલાઈ જાય છે. કૃપામાર્ગનું અવલંબન કરાવવા ભક્તકવિશ્રીનાં કાવ્યો રસપૂર્ણ છે. જન્મ સફલ કરવા માટે ઉત્તમમાં ઉત્તમ સાહિત્ય ભક્તકવિશ્રીએ કાવ્યોદ્વારા ગુજરાતની પ્રભુપ્રેમી આમજનતાને આપ્યું છે.

પુણ્યશ્લોક ભક્તકવિશ્રી દયારામભાઇની જયંતી અનેક વર્ષોથી ડભોઈ તેમજ મુંબઈમાં ઉજવાય છે તેથી હવે ગુજરાતમાં અનેરો આનંદ છવાઇ રહ્યો છે. થોડાં વર્ષ પહેલાં પશ્ચિમના અંધકારથી ઘેરાયલા આપણે આપણા જગતવંદ્ય મહાપુરુષોને વિસરી ગયા હતા. શ્રી દયારામભાઇને ગુજરાત ભૂલે તો નહિ જ, પણ આડે રસ્તે ઉતરીને તેમના ભણી બેદરકાર તો બનેલું હતું. કવિશ્રીના શિષ્યપુત્ર ગોલોકવાસી જોષીજી નાથજીભાઇના પ્રયાસથી કવિશ્રીના જીવન પરનાં વાદળો ટળી ગયાં. તેમનાં દિવ્ય જીવન તથા તેજસ્વી કાવ્યોએ દિવ્ય

પ્રકાશ ફેલાવ્યો. ફરીને મહાગુજરાતે કવિશ્રીને પીછાણ્યા, અને એથી મહાગુજરાત અદ્ભૂત આનંદમાં મહાલે છે. કવિશ્રીના ગુણગાન કરે છે. કવિશ્રીની કાવ્યસુધાનું પાન કરે છે, એ પરિવર્તન પામેલો યુગ સદ્ગત જોષીજી જોઇને ગયા છે. તેમનો આ સેવક અત્યારના યુગને વિકાસ પામતો જોઇને આજે શ્રમની અને જીવનની સાર્થકતા સમજે છે. મહાગુજરાત કવિશ્રીના જીવનના આદર્શો તથા કાવ્યો હૃદયમાં સ્થાપે એ જ અભિલાષા છે.

કવિશ્રી દયારામભાઇના સ્મારક માટે મારી ઘણા વર્ષોની ઇચ્છા હતી અને તે માટે મારા તરફથી સંવત ૧૯૭૦થી પ્રસિદ્ધ થયેલા શ્રી દયારામ કૃત મણિમાલાના પાંચ ભાગો તથા કવિશ્રીનું જીવન-ચરિત્ર તથા દિવ્ય અક્ષરદેહમાં મેં મારી પ્રસ્તાવનાઓમાં વખતો વખત સૂચનાઓ કરેલી છે અને દર વરસે મુંબઇમાં કવિશ્રીની જયંતી ઉજવાય છે તેમાં પણ વખતોવખત એ સ્મારક માટે સૂચનાઓ થાય છે.

**ભક્તકવિશ્રીનું સાચું સ્મારક** તો તેઓશ્રીનાં અમૂલ્ય ગ્રંથોનો તથા તેમના જીવનચરિત્રનો ગુજરાતનાં ગામોમાં વિશેષ પ્રચાર થાય અને સર્વે જનતા તેમનાં કાવ્યોનો અભ્યાસ કરી જીવનમાં ઉતારી પ્રભુભક્તિ કરે તે જ છે.

મને આનંદ એ થાય છે કે હું પોતે સાધનસંપન્ન નથી તેમ સાક્ષર કોટિનો નથી છતાં મારા વતન અને મારી જન્મભૂમિ ડભોઇના વતની અને પુષ્ટિમાર્ગના કવિશ્રી દયારામભાઇ પ્રત્યેના ભક્તિભાવને લીધે જ પ્રભુકૃપાથી આટલાં પુસ્તકો હું પ્રસિદ્ધ કરી શક્યો છું અને મારા એ કાર્યમાં જે ભાઇઓએ રસ લીધો છે તેમનો આભાર માનું છું.

ભાઈ જીવણલાલ જોષીએ ઉદારતાથી દયારામભાઈનાં કાવ્યોની

સંશોધન કરી પ્રેસકોપી તૈયાર કરી આપીને ટીકા લખી આપી તે માટે તેમનો આભાર માનીએ તેટલો ઓછો છે.

શ્રીયુત શાસ્ત્રીજી વસંતરામભાઈએ પુસ્તકની મેટર ક્રમસર ગોઠવીને સંશોધન કરી પ્રુફો સુધારીને પુસ્તકનું કાર્ય પુરૂં કર્યું છે. તેઓશ્રી દયારામભાઈના કાવ્યોનાં ઊંડા અભ્યાસી છે. આ સ્થળે તેમનો આભાર માનું છું.

આ પુસ્તક છપાવવામાં અમદાવાદના નાગરિક સદ્‌ગૃહસ્થ ધર્મપ્રિય **શેઠશ્રી હરિદાસભાઈ અચરતલાલ** જેઓ દયારામભાઈ પ્રત્યે અતિપ્રેમ રાખે છે, તેઓશ્રીએ આર્થીક સહાય કરી છે તે માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

આ ગ્રંથ છપાવવામાં વખતો વખત સૂચનાઓ આપવા માટે ભાઈ જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ એમ. એ. તથા ભાઈશ્રી હરિલાલ જે. શેઠ તથા ભાઈ ગિરધરલાલ જ. શાહ એમનો પણ આભાર માનું છું. સંદેશ લિ. કુંપનીએ આ ગ્રંથનું પ્રકાશન કરી મારા સંપાદન કાર્યમાં સગવડ આપી છે તેથી તેમનો અને 'ગુજરાતી પંચ'ના તંત્રીનો પણ આભાર માનવામાં આવે છે.

શ્રી. દયારામભાઈની એક બીજી છબી અમદાવાદવાળા છોટાજી મહારાજ સાથેની ભાઈ જીવણલાલ જોષી તરફથી મળી છે તેનો બ્લોક કરાવીને આ ગ્રંથમાં તેમના ખાસ આગ્રહથી મૂકવામાં આવી છે.

હવે પછી શ્રી દયારામ કૃત કાવ્ય મણિમાલા ભાગ ૩–૪ તથા જીવનચરિત્ર બીજી આવૃત્તિ છપાવવામાં આવશે.

લી.:–

**નારાયણદાસ પરમાનંદદાસ** ડભોઈવાળાના
સર્વ વાચકોને સવિનય જયશ્રીકૃષ્ણ.

# કાંઈક

એક મોજું સાહિત્ય યુગમાં એવું આવી ગયું કે, જૂન-વાણી ગણીને પોતાના પ્રાચીન મહાકવિઓને ગુજરાતે ઉવેખવા માંડ્યા. તેમાંય ભક્ત કવિયોને ચારિત્ર્ય અને નીતિના દુશ્મનો ગણીને જાણે સાહિત્યક્ષેત્રમાંથી બહાર હડસેલવા માંડ્યા. દેશભક્તિ અને નૂતન સંસ્કૃતિના બ્યુગલો વગાડનારા ગમે તેવા ચારિત્ર્યભ્રષ્ટ કવિઓને આસ્માને ચડાવી દીધા! આ વસ્તુસ્થિતિ ધાર્મિક જનતા કેમ સહન કરી શકે? સાહિત્યક્ષેત્રમાં અણમોલ જવાહિર તરીકે ઝળહળી રહેલા મહાભક્ત કવિસમ્રાટ શ્રી દયારામભાઈ સામે તેમના પ્રભુ પ્રેમના મહાન્ અપરાધ બદલ જ્યારે નિંદા–પંક ફેંકાવા લાગ્યો ત્યારે એ પ્રાતઃસ્મરણીય ભક્તરાજના પૂજકોની આંતરડી કકળી ઊઠી. આ આર્તનાદમાંથી આ ગ્રંથમાળાના મણકા પ્રગટ થયા. કવિશ્રીના કવનો શુદ્ધ સ્વરૂપમાં પ્રસિદ્ધ કરવાની યોજના કરી. એ દિવ્યવાણી પાછળ લપાયલાં માનવતાને દિવ્ય કેડી ઉપર લઇ જનારાં રહસ્યોનું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું. નિંદકોના કાદવમાં ગરક થયેલું ભક્ત-કવિશ્રીનું દિવ્યચરિત્ર નેત્રને ઠારનાર ખીલેલાં કમળની જેમ વિકસવા માંડ્યું. કવિશ્રીના કાવ્યોના ગુંજનો જાહેર સભાઓમાં પણ થવા લાગ્યાં. કવિશ્રીના શિષ્યપુત્ર ગોલોકવાસી પરમભગવદીય શ્રી. નાથજીભાઈ તથા તેમની મંડળીના એક સભ્ય અને આ ગ્રંથના સંપાદક રા. નારાયણદાસ ડભોઈવાળાના સર્વ શ્રમો સફળ થયા. આજે સદ્‌ગત શ્રી. નાથજીભાઈના સંકલ્પો સિદ્ધ થવાની અણી પર છે. તેમની મંડળી અત્યારે પણ એ સંકલ્પોની સફળતા માટે અવનવી યોજનાઓ

અમલમાં મૂકી રહી છું. આમાં અંશતઃ હિસ્સેદાર તરીકે મને જ્યારે હું માનું છું ત્યારે જીવનસાફલ્યનો કાંઈક અનુભવ કરું છું.

આ ભાગમાં મારો હિસ્સો નહિ જેવો છે. કવિશ્રીના શિષ્ય-પૌત્ર સદ્દગત જોષીજી છગનભાઈના તેઓ પુત્ર છે અને એડવોકેટ છે. આનુવંશિક વિચારોના વારસાને તેમણે ખૂબ જ વિકસાવ્યો છે. ભક્ત કવિશ્રીના કાવ્યોના મહારસમાં તેઓ તરબોળ છે. અહર્નિશ એ દિવ્યવાણી સુધાનો સ્વાદ લઈ રહેલા છે. માત્ર મુદ્રણકાર્યપર મારી નહિ જેવી દેખરેખ છે. છતાં ઘણી ભૂલો રહી ગઈ છે. વ્રજભાષાના કવિશ્રીનાં કાવ્યોમાં કર્તાની માતૃ–ભાષાની–ગુજરાતીની 'બૂ' સુવાસ પ્રસરેલી હોય છે. તેમ જ તે ભાષાનું સંપૂર્ણ જ્ઞાન મારા જેવાને ભાગ્યે જ હોય. તેથી વ્રજભાષાના ગ્રંથોમાં રહેલી અશુદ્ધિ સુધારી લેવા વિદ્વાનોને વિનંતિ છે. ગેરસમજ તથા પ્રમાદ અને છાપખાનાંની ભૂલો વગેરેને લઈને જે અશુદ્ધિઓ રહેલી હોય છે તેને તો વાચકોની ચકોર આંખો તુરત જ પકડી લે છે.

**વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.**

# શેઠશ્રી હરિદાસ અચરતલાલ

## ( એક જીવન પરિચય )

### લેખક: ગજાનન વિ. જોશી

અમદાવાદના મીલ ઉદ્યોગના અગ્રગણ્ય મોવડી શ્રી. શેઠશ્રી હરિદાસભાઈનું ઉજ્જ્વળ અને ગૌરવવન્તું જીવન અમદાવાદ અને ગુજરાતભરના ઉદ્યોગક્ષેત્રે અપૂર્વ પ્રતિષ્ઠા અને પ્રતિભા જમાવી ચૂક્યું છે. વીરલ કાર્યશક્તિ સુંદર કુનેહ, કાબેલીઅત, દક્ષતા અને ઉદાર સખાવતોએ તેમને આજના અમદાવાદના એક સમર્થ ઉદ્યોગવીરનું બિરૂદ અપાવ્યું છે.

ભક્તકવિ નરસૈંયે ગાએલા "વૈષ્ણવજન" કુટુંબમાં સ્વ. શેઠશ્રી અચરતલાલ હરીલાલને ત્યાં ઈ. સ. ૧૮૮૧ ના જુન મહીનામાં શેઠશ્રી હરિદાસભાઈનો જન્મ થયો હતો. પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસ પછી કોલેજ જીવનના મંગલાચરણના ૧૯૦૨ ના વર્ષમાં 'માણેકલાલ હરિલાલ મીલ્સ' નાં સંચાલનનું સુકાન એમને સંભાળવું પડે છે અને એમની કાર્ય દક્ષતા અને ધંધાની કુનેહ ઝળકી ઉઠે છે. આટલી નાની જ ઉંમરમાં તેમની સાહસિક અને વાણિજ્ય બુદ્ધિનો તેમણે જનતાને ખ્યાલ કરાવ્યો હતો. પિતાશ્રી તથા ઈતર કુટુંબીજનો જ્યારે કાપડની મીલો તથા ઈતર ઉદ્યોગવ્યવસાય વિસ્તૃત કરવામાં થોડી સંકૂચિત રીતિ ધારણ કરતા, ત્યારે શેઠશ્રી હરિદાસભાઈની કાર્યક્ષમનીતિ તેમજ સાહસિક સ્વભાવે અમદાવાદની માણેકલાલ હરિલાલ મીલ્સ, હરિવલ્લભ મીલ્સ અને વડોદરાની મીલનું સુકાન હાથમાં લઈ પોતાના અને કુટુમ્બ સમસ્તના મીલ ઉદ્યોગ વ્યવસાયને પ્રગતિકારી ઝોક આપ્યો અને પૂર ઝડપે તેની ખીલવણી

કરી. અત્યારે થોડીપણ અતિશયતા વગર નિ:શંક એમ કહી શકાય કે હરિવલ્લભ મુળચંદ મીલ અને તેમના હસ્તકની બીજી મીલોનું અત્યારના મોખરાનું સ્થાન શેઠશ્રીની નિરંતરની અચૂક દોરવણી અને કાર્યદક્ષતાને આભારી છે. અત્યારે આટલી છાસઠ વર્ષની મોટી વયે પણ એમની ઉદ્યોગવ્યવસાયની સૂઝ એટલી તો અચૂક અને અફર છે કે તેમના કુટુમ્બ ઉપરાંત ઇતર કુટુમ્બીજનો અને સ્વજનોના ઉદ્યોગ વ્યવસાયો પણ તેમની દૂરંદેશી સલાહ અને દોરવણીથી સતત્ ખીલતા અને પાંગરતા રહ્યા છે. આ સિદ્ધિ જેવી તેવી ન કહેવાય.

૧૯૩૧ નું વર્ષ અમદાવાદના મીલ ઉદ્યોગ વ્યવસાયમાં ચિરઃસ્મરણિય રહેશે. એ વર્ષમાં શેઠશ્રીને હસ્તક આજની સુપ્રસિદ્ધ વિજય મીલ્સનો પાયો નંખાયો. અને સમસ્ત મીલ ઉદ્યોગમાં એક નવું પ્રશસ્ય પ્રકરણ ઉમેરાયું. એજ વર્ષમાં ભરૂચની 'વિઠ્ઠલ મીલ' ને ખરીદી લઈ 'ગોપાળ મીલ' નામ આપી એમણે ચાલુ કરી. તે બધાં પાછળ શેઠશ્રીના જે પુરુષાર્થ, ખંત અને પ્રેરણા ખરચાયાં છે તે ખરે જ, વિસ્મયકારી છે. અત્યારે આટલી મોટી વયે પણ તેમના હસ્તકની તમામ મીલોનાં સંચાલનમાં શેઠશ્રી જાતે ઝીણવટપૂર્વક રસ લે છે અને ડિરેકટરોની બોર્ડમાં આવતા અનેક અટપટા પ્રશ્નોથી માંડી મીલ સંચાલનનાં એકેએક અંગઉપાંગ સુધી તેઓ બારીકમાં બારીક જાત તપાસ અને દોરવણી આપે છે. કરુણાળુ સ્વભાવ, સમવેદના શીલ વ્યક્તિત્વ ( Personality ) અને અતિઉદાર દ્રવ્ય સહાય એમનાં અહર્નિશ સાથી છે અને તેથી તેઓ જ્યાં જ્યાં ગયા છે ત્યાં ત્યાં બહોળું મિત્રમંડળ એમણે જમાવ્યું છે.

એક સાહસિક અને સફળ ઉદ્યોગવીર તરિકે આટઆટલી સફળ અને અભૂતપૂર્વ કારકીર્દિ જમાવવા ઉપરાંત એમની સામાજીક અને

જાહેર જનસેવાઓનો વિકાસ પણ એમનામાં એકધાર્યો અને સર્વાંગી રહ્યા છે. અમદાવાદની મિલઓનર્સ એસો. નું પ્રમુખપદ પણ એમણે એકવાર શોભાવ્યું હતું અને કટોકટીભરી સ્થીતિમાંથી એસો. ને કૂનેહપૂર્વક પાર ઉતારી હતી. અમદાવાદની મ્યુનિસીપાલીટીમાં પણ એમણે એમની સેવાઓ અર્પી છે. 'ચાલી માલેક મંડળ' ના કાર્યમાં સાથ આપી આમ વર્ગના હિતપ્રશ્નો પણ એમણે છણ્યા છે. અમદાવાદ ગુજરાતના સાહિત્યિક, કેળવણી—વિષયક, ધાર્મિક, કે સાંપ્રદાયિક સમારંભોમાં જાહેર તખ્તા ઉપર જ્યારે જ્યારે એઓ આવ્યા છે ત્યારે તેમની વાણી અને વિચાર દ્વારા હંમેશા પ્રગતિ-ગામી, તેજસ્વી, અને રૂચિ બહુ ઉચ્ચ કક્ષાની રહી છે. તક મળતાં અમદાવાદની વિદ્યાર્થી—આલમ સમક્ષ એમણે રજૂ કરેલાં મંતવ્યો બહુ મૂલ્યવાન મનાયાં છે : સંખ્યા બંધ સમારંભોમાં શેઠશ્રીએ આપેલાં વ્યાખ્યાનો ખુબજ ચિર :સ્મરણિય અને ચિન્તનશીલ રહ્યાં છે :

પોતાની બુદ્ધિ–શક્તિને એકલા મિલ ઉદ્યોગ વ્યવસાય તરફ જ ન વાળતાં વાણિજ્ય; બેન્કો, ઇન્સ્યુરન્સ વગેરે અનેક ઉદ્યોગ અને વ્યાપારી ક્ષેત્રોનાં હિત પાછળ શેઠશ્રી આજે પણ પરિશ્રમ ખરચે જાય છે. શેઠશ્રી હરિદાસભાઈ આજે ગુજરાતની જુદી જુદી દસ–બાર મીલના ડિરેકટરપદે છે. આ ઉપરાંત બીજા વ્યાપારી–ક્ષેત્રોની કેટલીએ સંસ્થાઓના ડિરેકટર તરીકે પણ એમણે ઉજ્જવળ કારકિર્દિ મેળવી છે. છેલ્લાં પાંચ–સાત વર્ષોના તેમના અને તેમનાં કુટુંબના નવા ઉદ્યોગ–સાહસોમાં એક જીનેરી, એક ઓઇલ મીલ અને એક એન્જીન્યરીંગ કન્સર્નનો સમાવેશ થાય છે.

હવે એમના ઉજ્જવળ જીવનના એક પ્રમત તેજ રાશિનો

આછો પરિચય કરાવીને મારું આ કથયિતવ્ય પૂરું કરીશ. તેમની સેવા અને સખાવત પ્રવૃત્તિઓ આ પંક્તિઓ લખાયાની ઘડી સુધી જે રીતે વિકસી અને વિલસી રહી છે તે જાણું છું તે આ છે: સૈકાઓ થયાં જેનાં ધર્મ–સંસ્કાર જલ પી અને ગુજરાતની અને ભારતભરની હિન્દુ પ્રજાએ અને સંસ્કૃતિએ જે અણખૂટ પ્રેરણા અને સંસ્કારધન મેળવ્યાં છે તે–મહાગુજરાતના પ્રસિદ્ધ તિર્થક્ષેત્ર ડાકોરમાં–યાત્રાર્થીઓની અદ્યતન ઢબનાં સુખસાધનોથી સરભરા કરતી 'વિઠ્ઠલ નિવાસ ધર્મશાળા' શેઠશ્રી હરિદાસભાઇએ બંધાવી છે અને તેના સ્થાપક,પોષક અને ચાલક તેઓશ્રી છે. મહેમદાવાદ જીલ્લાના કનિજ ગામમાં તેમનાં ધર્મપત્નિ અ. સૌ. સરસ્વતી બહેનના નામથી એક સુંદર પ્રસૂતિગૃહની સ્થાપના કરાવી આપી, જીલ્લાનાં અનેક દિન-હીન વસવાટી અને આગંતૂકોના તેમણે આશિર્વાદ મેળવ્યા છે. વૈષ્ણવ તિર્થક્ષેત્ર શ્રીનાથદ્વારામાં ગૌશાળા બંધાવવા માટે સારી એવી રકમનું દાન તેમણે હમણાં જ કર્યું છે. અજમેરની ડી. એ. વી. કૉલેજમાં એમના પિતાશ્રીના નામ ઉપર એક સભાગૃહ બંધાવવા માટે ઉદાર દ્રવ્યસહાય તેમણે આ વર્ષમાં જ કરી છે. પોતે અમદાવાદમાં વસતા હોવા છતાં કાઠીયાવાડ, ગુજરાત અને એ બહારના દૂર દૂર પ્રાંતોનાં અનેક સેવાક્રિય કેળવણીવિષયક, સાહિત્યિક અને સાંપ્રદાયિક ધામોની સહાય અર્થે જાતિ, પંક્તિ, કે પ્રાન્ત–પરપ્રાન્તની સિમાઓનો ભેદ એમણે જોયો જાણ્યો નથી અને મેઘની જેમ સર્વત્ર એકધારો–એમનો અતિ ઉદાર દાનપ્રવાહ તેઓ વહાવી રહ્યા છે. યાત્રાપ્રવાસ, ધર્મશાળા પ્રવૃત્તિઓ, અખાડા પ્રવૃત્તિઓ, ગૌસેવા, મંદિર સ્થાપના, સ્મારકનિધીઓ, અને કેળવણી–એ બધાં એમના દાનનદનાં અતિ પ્રિય વહેણો છે. ક્ષુધાર્થિને ભોજનદાન, વસ્ત્રહિનને વસ્ત્રદાન, નિરક્ષરને વિદ્યાદાન, અને શરણાર્થિની શરણાગતિ તેમના અને તેમના કુટુમ્બના

નિત્યક્રમમાં વણાઈ ગયાં છે. તેમનાં પોતાનાં આવાં દાનોની સવિશેષતા તો એ છે કે, આવી વાંચ્છનાનું કોઈ પણ ભૂખ્યું દુઃખ્યું, કોઈ પણ રોગ–દુઃખી, તેમનાં 'વસંતભુવન'ને બારણેથી કદિ નિરાશા પામીને પાછું ફરતું નથી. કંઈક દુઃખિઆઓનાં અંતર તેમણે હસતાં કર્યાં છે. ત્યાં જ એમની મહત્તા છે. જાહેર અને ખાનગી ફંડો, ટીપો, રાષ્ટ્રીય ઉઘરાણાંઓ એ બધાંમાં પણ એમનો ઉદાર હાથ લંબાયે જાય છે એ બહુ જાણીતી વાત છે.

આવી આવી મહાનુભાવતા અને મહત્તાઓથી ભરેલું, અમિરી અને જુના–નવા વિચારો વચ્ચેના એક સેતૂબંધ સમું ઉદારચરિત જીવન જ્યાં જીવાય છે ત્યાં એ ભૂમિનું મુખ સદાય ઉજળું છે, વસુધાને કલ્યાણકારી છેઃ "**उदार चरितानाम् वसुधैव कुटुम्बम्**" એ ઋચા એમનામાં કેટલી બધી સાર્થક્ય થતી લાગે છે!



# "રસિક-દયારામ"

## (૧)

આપણા જૂના ગુર્જર-સાહિત્યના ત્રણ મહાસૃષ્ટાઓ નરસિંહ, પ્રેમાનંદ અને દયારામ. નરસિંહ મહેતાએ ગુર્જર-સાહિત્યની શુભ શરૂઆત કરી. પ્રેમાનંદે ગુર્જર-સાહિત્યને સમૃદ્ધ બનાવ્યું. દયારામે એ નંદનવન સમા દીસતા ગુર્જર-સાહિત્યોદ્યાનને હંમેશને માટે શણગારી વૃંદાવન બનાવ્યું. ઇ. સ. ૧૪૧૫થી તે ૧૪૮૧ સુધીનો યુગ તે નરસિંહ મહેતાનો યુગ. પ્રભાતિયાંનો યુગ. ભક્તિ-રસનો યુગ. ઇ. સ.૧૬૩૬ થી ૧૭૩૪ સુધીનો યુગ તે પ્રેમાનંદનો યુગ. આખ્યાનોનો યુગ. મનોહર માણના મધુર રણકારનો યુગ. ઈ. સ. ૧૭૭૬ થી ૧૮૫૨ સુધીનો યુગ છે દયારામનો યુગ.

સંવત ૧૮૩૩ના ભાદરવા સુદી એકાદશી ઉપરાંત વામન દ્વાદશીના દિવસે શનિવારના રોજ શ્રી. દયારામનો જન્મ (ઈ. સ. ૧૭૭૬) સંવત ૧૯૦૯ના મહા વદી પાંચમના રોજ એમનું અવસાન (ઈ. સ. ૧૮૫૨) આ પોણીસદીનો કાળ તે જગતભરમાં મહાન વિગ્રહનો કાળ. શ્રી. દયારામભાઈ જ્ઞાતે સાઠોદરા નાગર ગૃહસ્થ, અટકે ભટ્ટ, વેદ, ઋગ્વેદ, ગોત્ર સાર્કરાક્ષ, શાખા સાંખ્યાયની, શર્મન મિત્ર, સૂત્ર આશ્વલાયન, પ્રવર પાંચ-૧ ભૃગુ, ૨ ચ્યવન, ઔરવન, ૪ આપ્નુવાન અને ૫ જમદગ્નિ-પ્રભુરામભાઇ એમના પિતા-મહાલક્ષ્મી ઉર્ફે રાજકોર એમનાં માતા ચાણોદ એમનું વતન-ડભોઈ એમનું નિવાસ્થાન.

શ્રીદેવકીનંદનજી મહારાજે બાલદયારામભાઇને **"નામ મંત્ર"** (**श्री कृष्णः शरणं मम**) આપ્યો હતો. એમની આઠ વરસની વયે

એમને યજ્ઞોપવીત આપવામાં આવ્યું. એમની દશ વરસની વયે એમના પિતા હરિશરણ થયા. એમની બાર વરસની વયે એમનાં માતા દેવલોક પામ્યાં. તેર વરસની વયે એમણે '૬૬' કડીનું ધવલ ધનાશ્રી રાગમાં કાવ્ય લખ્યું. એમાં એમણે એમનાં માત–તાત, એમની અટક, એમનું વતન, એમના ગુરુ શ્રીદેવકીનંદનજી વગેરે બાબતોનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. એ ગ્રંથ શુદ્ધાદ્વૈત–સિદ્ધાંતથી ભરપૂર છે. ધવલ ધનાશ્રી રાગમાં એમણે આશરે સો ઉપરાંત ગ્રંથો લખ્યા છે. બધા અપ્રકટ છે. દરેકની હસ્તલિખિત પ્રત છે. તેર વરસની વયે એમને ડાકોરવાળા પેટલાદ નિવાસી–મહાનુભાવી–શ્રી, ઇચ્છારામ ભટ્ટજીનો "**તેનતલાવ**" આગળ સમાગમ સાંપડ્યો હતો. તેનતલાવ ચાણોદ અને ડભોઇની વચમાં આવેલું છે. એ સોહામણો સમાગમ એમના જીવનના પ્રતીકરૂપ હતો. શ્રી. ઇચ્છારામ ભટ્ટજીની આજ્ઞાથી–એમના આશીર્વાદથી બાલ દયારામભાઇએ ૧૪–૧૫ વરસની વયે હિંદનું પગદંડી પર્યટણ શરૂ કર્યું. એ પર્યટણ બાર વરસ જેટલા લાંબા ગાળાનું હતું. (જુઓ:રસિકવલ્લભ પદઃ–૨–૩) ગોકુલવૃંદાવને પરવરી શ્રી.વલ્લભલાલજી મહારાજ પાસે "**બ્રહ્મસંબંધ**" લીધું અમદાવાદવાળા શ્રી. છોટાજી મહારાજની સંપૂર્ણ કૃપાથી "**બ્રહ્મસંબંધ**" ફલોન્મુખ બન્યું હતું.

શ્રી. દયારામભાઇએ ૨૫ વરસની વયે જયદેવકૃત **ગીત–ગોવિંદ ગ્રંથ** ભરુચમાં ઉતાર્યો (ઈ. સ. ૧૮૦૧). તે જ વર્ષે તેમણે મનમરજાદ લીધી. ૨૮ વરસની વયે એમણે પાકી મરજાદ લીધી. (ઈ. સ. ૧૮૦૪) ૨૯ વર્ષની વયે એમણે ડભોઇમાં "**પત્રલીલા**" ગ્રંથ રચ્યો. (ઈ. સ. ૧૮૦૫) હું ભૂલતો ન હોઉ તો પત્રોની આપલેમાં પરમ પુનિત પ્રેમરસનું રસપાન કરનાર ગુર્જર–સાહિત્યમાં શ્રી. દયારામભાઈ પહેલા છે. ૩૦ વરસની વયે એમણે ચાણોદમાં "**અજા-**

મિલાખ્યાનનું" કડવાબદ્ધ, રાગબદ્ધ અને તાલબદ્ધ રસસર્જન કર્યું (ઇ. સ. ૧૮૦૬). તે વખતે વેલોરમાં બંડ જાગ્યું. (ઈ. સ. ૧૮૦૬). ૩૧ વરસની વયે એમણે હિંદનું બીજું પર્યટણ શરૂ કર્યું (ઈ. સ. ૧૮૦૭). એ પર્યટણ સાત વરસનું હતું. ઇ. સ. ૧૮૦૭થી ૧૮૧૮ સુધીનો ૩૧થી ૩૮ વર્ષની વયે એમણે ચાણોદમાં હિંદીભાષામાં પ્રખ્યાતિ પામેલા અને સર્વોત્તમ ગણાએલા "સતસૈયા"નું રસસર્જન કર્યું (ઇ. સ. ૧૮૧૪–૧૬). યુરોપમાં વૉટર્લું યુદ્ધ ચાલતું હતું, (ઈ. સ. ૧૮૧૫) સતસૈયા સર્વોત્તમ છે. સાતસો દોહરામાં એમણે એમનો પ્રાણ રેડી દીધો છે, એમની રસિકતાને પાથરી દીધી છે. એમના માધુર્યને બહલાવ્યું છે, એમના ચાતુર્યને ગૂંથી દીધું છે. એમના લાલિત્યને વણી દીધું છે. સતસૈયા તે સતસૈયા જ. એની જોડ જ મળવી મુશ્કેલ. ૪૧ વરસની વયે એમણે ચાણોદમાં "વસ્તુવૃંદ દીપિકાનું" હિંદી ભાષામાં અનુપમ સર્જન કર્યું. (ઇ. સ. ૧૮૧૭) તે વખતે પિંઢારાઓનો નાશ થઇ ગયો હતો, (ઇ. સ. ૧૮૧૭), પેશ્વાઇના નાશની નોબતો વાગતી હતી. ત્રીજો મરાઠા વિગ્રહ શરૂ થયો હતો. વસ્તુવૃંદ દીપિકામાં એમણે એક વસ્તુથી લઇને તે એકસોનેઆઠ વસ્તુ સુધીનું વર્ણન કર્યું છે–એમાં એમણે દોહા (૨૪૧), સોરઠા (૬), અડિલ્લ (૭૮), ચોપાઇ (૧૨૬), છપ્પા (૧૭), કુંડલિયા (૬), નરાચ (૭), દંડક (૧), દુવૈયા (૧), રોલા (૪૫), હરિગીત (૧૪), મત્તગયંદ (૨), કવિત (૨૦) સવૈયા (૩), આટલા છંદો યોજ્યા છે. એમાં આપણને એમના હરેક પ્રકારના વિષયો પરના તલસ્પર્શી જ્ઞાનનો લાભ મળે છે. વસ્તુવૃંદદીપિકાને સાહિત્યની દૃષ્ટિએ 'શબ્દકોશ' કહી શકાય. ૪૬ વરસની વયે એમણે ચાણોદમાં હિંદી ભાષામાં "શ્રીમદ્ "ભાગવતની અનુક્રમણિકા" લખી (ઇ. સ. ૧૮૨૨) શ્રીમદ્ ભાગવત પરના તલસ્પર્શી જ્ઞાનની

સાવ સાચી સાખ પૂરતી આરસી તે શ્રીમદ્ ભાગવતની અનુક્રમણિકા. એમાં એમણે રોલા (૧૨૨), દોહા (૬૦), ચોપાઈ (૪૮), રસાવલી (૩૦૪) અને હરિગીત (૩) આટલા છંદો યોજ્યા છે. તે જ વર્ષે એમણે ચાણોદ–ડભોઈ બંન્ને ઠેકાણે રહી **"ભગવદ્ ગીતા માહાત્મ્ય"** ગ્રંથનું ગુર્જર–ગિરામાં ડભોઇમાં ભાષાંતર કર્યું, (ઈ-સ. ૧૮૨૩) એમાં એમણે એક લાખ પદ રચવાની પ્રતિજ્ઞા કરી છે. જે વખતે સારાવલિનું સર્જન થયું તે વખતે એમના સંપૂર્ણ કૃપાપાત્ર અને પટ્ટશિષ્ય થવા સર્જાએલા જોશી રણછોડભાઇનો માતા અંબાજીની સોહામણી કૂખે જન્મ થયો; (ઇ. સ. ૧૮૨૩)–૪૯ વરસની વયે એમણે ભરુચમાં હિંદી ભાષામાં **"વ્રજવિલાસામૃત"** ગ્રંથ લખ્યો. (ઈ. સ. ૧૮૨૫). ચોપાઈ (૪૮૨) અને દોહા (૩૧) છંદમાં વ્રજયાત્રાનું સુંદર–સરસ ને મનોહર વર્ણન કરવામાં આવ્યું છે. ૫૧ વરસની વયે એમણે મુંબઈની યુનિવર્સિટી તરફથી M. A. ના અભ્યાસક્રમમાં દાખલ કરવામાં આવેલ **"રસિકવલ્લભનું"** ચાણોદમાં, ગુર્જર–ગિરામાં પદબદ્ધ, છંદોબદ્ધ, ઢાળબદ્ધ, રાગબદ્ધ અને તાલબદ્ધ સરલ, સરસ, સર્વગામી અને સર્વોત્તમ સર્જન કર્યું, (ઇ. સ. ૧૮૨૭). એને આપણે શાંત રસનો ગ્રંથ કહીશું તો તે સાવ અસ્થાને તો નહીં જ ગણી શકાય. શુદ્ધાદ્વૈત–સિદ્ધાંતને સાદી ને સરલ ભાષામાં સચોટ ને સાંગોપાંગ સમજાવનાર તે **રસિકવલ્લભ.** રસિકવલ્લભ માટે જેટલું લખીએ તેટલું ઓછું. એની લોકપ્રિયતા એનું સાર્વભૌમત્વ સિદ્ધ કરે છે. ૪૨થી ૪૫ અને ૫૨ થી ૫૭ વરસની વય શ્રીનાથદ્વારા, ડાંકરોલી તેમજ હિંદના ઝડપી પર્યટણમાં પસાર થાય છે.

ઈ. સ. ૧૮૩૩ થી ૧૮૫૨ સુધીનો, ૫૭ વરસની વયથી તે ૭૬ વરસની વય સુધીનો કાળ સેંકડો ગ્રંથોનો સર્જનકાળ–પટ્ટશિષ્યો જોશી રણછોડભાઇ અને ગિરજાશંકરભાઇને તૈયાર કરવાનો,

વડોદરાના હારભક્તિ ને ઉસ્તાદજીની-બાવાજીની સાથે થએલી સંગીતની રમુજી સ્પર્ધાનો, વડોદરાના કરોડાધિપતિ અને ગણપતિના આરુઢ ઉપાસક ગોપાલરાવ મહેરાળ સાથે સાંપડેલા પ્રસંગનો કાળ–હજારોને ભગવન્નામ લેવડાવવાનો, હજારોને પ્રભુતાને પંથે પ્રયાણ કરાવવાનો, હજારોનાં જીવનને ઉજમાળવાનો કાળ.

શ્રી. દયારામભાઇની ૫૯ વરસની ઉંમર હતી તે વખતે લોર્ડ મેકૉલેએ હિંદમાં અંગ્રેજી કેળવણીની સ્થાપના કરી. (ઈ. સ. ૧૮૩૫) એમની ૬૦ વરસની વય હતી તે વખતે એમના સંપૂર્ણ કૃપાપાત્ર અને પટ્ટશિષ્ય થવા સર્જાએલા જોશી રણછોડભાઇને એમની તેર વરસની વયે એમનો સોહામણો સમાગમ સાંપડયો હતો. (ઈ. સ. ૧૮૩૬). ૬૫ વરસની વયે શ્રી. દયારામભાઈ ગંભીર માંદગીના બિછાને પડયા. (ઇ. સ. ૧૮૪૧). તે વખતે એમણે વીલ કર્યું. ૭૩ વરસની વયે શ્રીનાથજીનાં છેલ્લાં દર્શન કરવા શ્રીનાથદ્વારા ગયા. આ બાબતનો ઉલ્લેખ એમણે જાતે લખેલા **"અનુભવમંજરી"** ગ્રંથમાંથી મળી આવે છે. ૭૬ વરસની વયે એમણે એમના પૂજનીય ક્ષરદેહને ડભોઇમાં–ઝારોલા વગામાં આવેલા સખીદાસના મકાનમાં હંમેશને માટે છોડયો. (ઈ. સ. ૧૮૫૨). એમની સ્મશાનયાત્રામાં હજારો લોકો આવ્યા હતા. 'ભલભલા' રાજવંશીની સ્મશાનયાત્રાને શરમાવે–ભૂલાવે તેવી એમની સ્મશાનયાત્રા હતી. સ્મશાનયાત્રા ડભોઇથી ચાણોદ ગઈ. ચાણોદનાં નરનારીઓની ઠઠ નર્મદા કિનારે જામી હતી. નર્મદા કિનારે એ ગુજરાતના મહાન ભક્તના પૂજનીય ક્ષરદેહને ધડકતે હૃદયે, રડતી આંખે, સળગતે હૈયે અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. શ્રી. દયારામભાઇ અમર કીર્તિ અને અગાધ સાહિત્ય મૂકી રસરસેશ્વરની રસસેવા કરવા હોંશભેર ચાલ્યા ગયા.

( ૨ )

શ્રી. દયારામભાઇનું જીવન અયાચક અને અવ્યાહૃત હતું એમની જીવન–નાવના સુકાની શ્રીકૃષ્ણચંદ્ર હતા. એ સુકાની જ્યાં હંકારે ત્યાં એ નાવ વહે જતી. એ નાવ એ સુકાનીને છોડી ક્યાંયે ગઈ જ નથી. તરવું એને હાથ. ડૂબવુંયે એને હાથ. એનો ચતુર સુકાની એનું વારેઘડીએ રક્ષણ કર્યા જ કરતો. એ સુકાનીએ એને જરાયે **આંચ** આવવા દીધી નથી. જરાયે **ગાબડું** પડવા દીધું નથી. કોઈ પણ **ખરાબે** અથડાવા દીધી નથી. **જીવલેણ પવન** વાવા દીધો નથી. એ ચતુર સુકાનીએ ઘણી જ સંભાળપૂર્વક એ નાવને હંકારી, **દીવાદાંડીયે** (ગોલોકધામે) સહિસલામત પહોંચાડી, હંમેશને માટે **લંગર નાખી** (જન્મ–મરણનો ફેરો ટાળી) ત્યાં જ વાસો આપ્યો હતો.

શ્રી. દયારામભાઇની નસેનસમાં, એમની રગેરગમાં, એમના રોમેરોમમાં, એમના અણુએ અણુમાં કૃષ્ણપ્રેમ પાંગરતો, ગોપીભાવ નીતરતો. એમના નયનમાં શ્યામસુંદર સોહતા, એમના અંતરમાં નટવરનાગર નાચતા. એમનું વદન ગોપીજનવલ્લભના જ ગુણગાન ગાયા જ કરતું. એમના કર્ણ ગોપીનાથનાં ગુણગાન સાંભળ્યા જ કરતા. એમના ચરણ ચપલચિત્તના ચોરણહારના દર્શને દોડતા–એમના હસ્ત સલુણા સાવરીઆની સેવામાં કૃતાર્થ થતા એમનું જ ચિંતન, એમનું જ મનન, એમનું જ કવન, એમનું જ સેવન, એમનું જ ગાન, એમનું જ ભજન, એમનું જ કથન, એમનું જ શરણ. આ હતી. એમની જીવન–ચર્યા અને કાર્યદિશા.

શ્રી. દયારામભાઇને જેટલો એમના રસબસતા–અક્ષરદેહને વિવિધ ભાવાથી સજવાનો શોખ હતો એટલો જ એમને એમના અપરિમિત સૌંદર્યે રાચતા સ્થૂલ દેહને વિવિધ પોશાકથી સજવાનો

હતો. જે ઠેકાણે જેવો પોષાક જોઇએ તે ઠેકાણે તેવો જ પહેરતા. વ્રજના અને ઉત્તર હિંદના પર્યટણમાં વ્રજનો પોષાક પહેરતા. એ પોષાક પહેરી એમણે અમદાવાદવાળા શ્રી. છોટાજી મહારાજની સન્મુખ દાસભાવે બેસી જયપુરના ચિતારા પાસે છબી ચિતરાવી હતી. એ અસલ છબી અમારી પાસે છે. પ્રશ્નોત્તર માલિકામાં અને શ્રી. દયારામ સાગર લહેરીમાં તેમ જ સદર ગ્રંથમાં પ્રકટ કરવામાં આવી છે. શ્રી. દયારામભાઈ જ્યારે ડભોઈ આવતા, ત્યારે સાહેદરીઆ પાઘડી પહેરતા—તે વખતે તેવો જ પોષાક પહેરતા. જેવા શરીરે સુઘડ અને નિરોગી તેવા જ કપડેલત્તે સ્વચ્છ અને સાદા. સફેદ બાસ્તા જેવું અમદાવાદી કોરનું ધોતિયું, તસતસતું અંગરખું, લાલ ચટક સાહેદરીઆ પાઘડી, લાલગુલાબી વ્રજવાસી પાઘ, આ એમનો માનીતો પોષાક.

શ્રી. દયારામભાઇને જેટલો જુદી જુદી ભાષામાં નિષ્ણાત થવાનો શોખ હતો તેટલો જ જાતજાતનાં વાજિંત્રો વગાડવાનો હતો. વાદ્ય વસ્તુ પર એમણે અસાધારણ કાબૂ મેળવ્યો હતો મૃદંગ અને તબલાને હસ્તગત કર્યાં હતા. આપશ્રી જ્યારે જલતરંગ વગાડતા ત્યારે લોકોની ઠઠ એમના આનંદમય આંગણે જામતી. આપશ્રી જ્યારે બીન છેડતા અને સતાર વગાડતા ત્યારે આનંદરસની ઝડીઓ વરસતી. એમનો વહાલસોયો તંબુરો લઇ કોકિલ કંઠે ગાન કરતા ત્યારે આનંદરસનાં ઝરણાં ઝર્યાં જ કરતાં.

શ્રી. દયારામભાઇના જલસા રાખવા માટે લોકો એમના બારણે ઉભરાતા, જ્યાં જ્યાં એમનો જલસો હોય ત્યાં ત્યાં માનવમેદની ઉભરાતી. એમનો જલસો કોઇને ભારે પડતો નહીં. રાંડીરાંડ ડોશી પણ જલસો કરાવી શકતી. આપશ્રી કશું જ લેતા નહિ. મિત્રોદ્વારા, પૂજકો દ્વારા, શિષ્યોદ્વારા, પ્રશંસકોદ્વારા, વૈષ્ણવો દ્વારા, આપશ્રીનું

નમે જતું. એમને એમની કળાનું ગૂમાન નહોતું. રાજા અને રંક. ઉમરાવ અને ફકીર, સરદાર અને નોકર, પૈસાદાર અને ગરીબ, વિદ્વાન અને અભણ, સાક્ષર અને નિરક્ષર કવિ, અને લહિયા, ભગવાનદાસ અને લક્ષ્મીદાસ—આ બધાયે એમને મન સરખા જ હતા.

વડોદરાનરેશ સયાજીરાવ બીજા. ફત્તેસિંગ મુતાલિક, વડોદરાના હરિભક્તિ, વડોદરાના સરદારો અને શ્રીમંતો, અમદાવાદના કવિ માધવરામ વ્યાસ અને કૃષ્ણારામ મહારાજ—વગેરેએ શ્રી. દયારામ-ભાઈના જલસા કરાવ્યા હતા. ગૂજરાત તો વારંવાર જલસા કરાવ્યા જ કરતું. એ વારંવાર થતા જલસાઓને વારંવાર સાંભળીને ગુણિયલ ગુજરાતણો ગરવી ગરબીએ ગાતી થઈ ગઈ હતી. શ્રી. દયારામભાઇ જ્યાં જ્યાં ગાતા—પછી તે ગુજરાત હોય, શ્રીનાથદ્વાર કે કાંકરોલી હોય, હિંદનો કોઇ પ્રદેશ હોય, જે હોય તે,—ત્યાં ત્યાં આનંદરસની ઝડીઓ વરસતી, ભક્તિરસની લહેરો લહેરાતી, પરમપુનિત પ્રેમરસની પરાગ પાંગરતી, સોહામણા દિવ્ય શ્રૃંગારરસની સરિતા વહેતી.

શ્રી.દયારામભાઈનું શિષ્યમંડળ બહોળું હતું. તેમના હજારો શિષ્યો હતા. પટ્ટશિષ્ય જોશી રણછોડભાઈ તથા ગિરિજાશંકરભાઇ હતા. એમણે એમની વૃદ્ધાવસ્થા ડભોઇમાં—ઝારોલા વગામાં આવેલા સખીદાસના મકાનમાં ગાળી હતી. ત્યાં રોજ ભગવદ્‌મંડળી ભરાતી. ભગવદ્‌વાર્તા થતી. રાતદિવસ ભગવન્નામ લેવાતું. દર એકાદશીએ જાગરણ થતું. જાગરણમાં રસરસીઆં નરનારીઓ ભાગ લેતાં. દરરોજ દરેક ગ્રંથોનું વાંચન થતું. વાંચન પછી ચર્ચા થતી—ચર્ચામાં રસિકો ભાગ લેતા ચર્ચાવાંચનના ચર્વણરૂપે થતી. ચર્ચા પૂરી થયા પછી ભગવન્નામધ્વનિઓ ગવાતી—ઝીલાતી. જોશી રણછોડભાઇ દરરોજ ભગવન્નામધ્વનિઓ ગવડાવતા. ભેગાં થએલાં રસરસીઆ નરનારીઓ ઝીલતાં. કોઇકોઇ વખતે શ્રી. દયારામભાઈ જાતે ગવડાવતા. ત્યારે આનંદરસની

ઝડીઓ જ વરસતી. શાંકર, માધ્વ, નિંબાર્ક, રામાનુજ અને વાલ્લભ વેદાંતનો અભ્યાસ કરવા સેંકડો લોકો આવતા. શંકાઓ પૂછતા. પૂર્વપક્ષ કરતા. લંબાણ ચર્ચા કરતા. શ્રી. દયારામભાઇ આ બધાનો સચોટ જવાબ આપતા.

શ્રી. દયારામભાઇનો એકેએક વિષય પરનો કાબૂ અસાધારણ હતો. એમનું સારૂં યે જીવન દેશાટન, અભ્યાસ, સાહિત્ય—સર્જન અને ભગવદ્‌ભજનમાં પસાર થયું હતું. એમનું સાહિત્યક્ષેત્ર વિપુલ હતું. એમનો શબ્દ—ભંડોળ વિશાળ હતો. એમનું જ્ઞાન ઊંડેરું હતું. એમની અવલોકનશક્તિ અજોડ હતી. એમનું સંગીતનૈપુણ્ય અદ્વિતીય હતું. એમનો યશ—ડંકો સારાયે સાહિત્ય જગતમાં વાગતો હતો. એમની કીર્તિ હિંદમાં પ્રસરી હતી. એમણે દરેકના હૈયાં જીત્યાં હતાં. એમના પરમ પુનિતધામે અગાધ જ્ઞાનની અવિરત ધારા વહ્યા જ કરતી. એમણે એમના અગાધ જ્ઞાનની પરબને સૌને વાસ્તે સદાને માટે ખૂલ્લી મૂકી હતી, એ પરબે હજારોને જ્ઞાન આપ્યું હતું. હજારોને પરમ પુનિત પ્રેમરસ પાયો હતો. “ शुद्धाः प्रेम्णाति दुर्लभाः ।” “ कोटिष्वपि दुर्लभः એ કોટિના શ્રી. દયારામભાઇ હતા.

એ ગુર્જર—સાહિત્યાકાશના ચંદ્રની આસપાસ તારલાઓ શા દીપતા સેંકડો લહિયાઓ બેસતા. પટ્ટશિષ્ય જોશી રણછોડભાઈ બારે પહોર અને બત્રીસે ઘડી બેસતા. શ્રી. દયારામભાઈ જે જે બોલતા તે તે લહિયાઓ લખતા. દરેકની ચારચાર પ્રતો થતી. એ પ્રતોને નવરાશે શ્રી. દયારામભાઈ તપાસતા. ભૂલ હોય તે સુધરાવતા. શુદ્ધ પ્રત પોતાની પાસે રાખતા. જે જે લખવામાં આવે, તે તે બે—ચાર વાર વંચાવતા. ધાણીના દાણાની માફક શબ્દો નીકળતા, પાણીના રેલાની માફક કાવ્યસરિતા વહેતી. પથારીમાં તે જ રટણ રહેતું. સેવામાં તે જ ભાવ રહેતો. શ્રીહરિની સામગ્રી સિદ્ધ કરતી વખતે

કવનો પડાપડી કરી મૂકતાં. ઘડીએ ને પલકે તે જ વિચારો આવતા. રણછોડભાઈની ત્યાં હાજરી રહેતી. શ્રી. દયારામભાઈ જે જે બોલતા તે તે લખતા. રણછોડભાઈ ન હોય, લહિયાઓ ન હોય, કોઇયે ન હોય, ત્યારે જાતે લખવું પડતું. સેવામાં હોય અને કોઇયે નહોય ત્યારે કવનો જેવાં બોલાતાં તેવાં જ ચાલ્યાં જતાં. ચાલ્યાં ગએલાં કવનો તે ને તે સ્વરૂપમાં પાછાં આવતાં જ નહિ. તે પદના વિચારો, તે કવનનો ભાવ, બીજા સ્વરૂપમાં બીજા પદમાં બીજા કવનમાં આવતો. એમનો વાણી-પ્રવાહ ચાલુ જ રહેતો. એમનું ગ્રંથ-સર્જન નિયમિત થતું.

શ્રી. દયારામભાઇ જે જે નવા ઢાળ કાઢતા, જે જે નવી ગરબીઓ સર્જતા, જે જે નવાં કવનો રચતા, જે જે નવીનતા ઉપજાવતા, તેને ચાલાક તારલાઓ તરત ઝીલી લેતા. શ્રી. દયારામભાઇએ ઘણાઓને કવિતા રચતાં શીખવ્યું હતું. ઘણાઓને વેદાંતમાં નિપુણ બનાવ્યા હતા. ઘણાઓને સંગીતમાં નિષ્ણાત બનાવ્યા હતા. સ્વામીનારાયણ સંપ્રદાયના સાધુવરો બ્રહ્માનંદ અને નિષ્કુલાનંદ, અમદાવાદના કવિ માધવરામ વ્યાસ અને કૃષ્ણારામ મહારાજ શ્રી. દયારામભાઈ પાસે ઘણીવાર કાવ્યો રચવાની પદ્ધતિ શીખવા આવતા.

(૩)

શ્રી. દયારામભાઇનું સાહિત્ય ગૂજરાતી, હિંદી, મરાઠી, ફારસી, મારવાડી, પંજાબી અને સંસ્કૃત ભાષામાં જોવામાં આવે છે, એમનું ગુજરાતી અને હિંદી સાહિત્ય વિશાલ છે. ગુજરાતીમાં એમણે આશરે દોઢસો ગ્રંથ લખ્યા છે. હિંદીમાં પોણોસો લખ્યાં છે. એ સિવાય સેંકડો કવન, પદ, ગરબી, ગઝલ, હોરી, ખ્યાલ, ઠુમરી, રેખતા, પીસતા, ફેરબા વગેરે લખ્યા છે. જેટલું સાહિત્ય પ્રકટ થયું

તેટલું બલ્કે તેનાથીયે વધારે અપ્રકટ છે. પ્રકટ તેમ જ અપ્રકટ સાહિત્યને શુદ્ધ સ્વરૂપમાં સટીક મૂકવાની ખાસ જરૂર છે જ. એથી શ્રી. દયારામભાઇને સારી રીતે ઓળખી શકાશે અને સાથે સાથે જનતાની સાવ સાચી સેવા કરી શકાશે. મરાઠીમાં એમણે નરસિંહ મહેતાની હૂંડી, લાવણી, અભંગ, પ્રબંધ અને પદ લખ્યાં છે. ગુણવંતી ગઝલોની શરૂઆત કરનાર શ્રી. દયારામભાઇ જ છે જ. ફારસી ભાષામાં એમણે રેખતા, પીસતા અને ગઝલો લખી છે. મારવાડી અને પંજાબી ભાષામાં પદ, ખ્યાલ, કેરબા, ઠુમરી વગેરે લખ્યું છે. સંસ્કૃતમાં સ્તોત્રો સર્જ્યાં છે. એમનું એકે એક ભાષાનું કવન રાગબદ્ધ, તાલબદ્ધ અને છંદોબદ્ધ છે. એમણે આશરે ૬૦ રાગ, ૬૦ છંદ અને ૧૫ તાલ લખ્યા છે. રાગ, તાલ અને છંદનો સુંદર સુમેળ સાધનાર શ્રી. દયારામભાઇ જ છે. ગુર્જર સાહિત્યમાં હિંદુસ્તાની રાગોને પહેલવહેલા સચોટ ઉતારનાર તરીકેનું બહુમાન એમના ફાળે જાય છે. વિવિધ ભાષામાં, દરેક રાગમા, દરેક તાલમાં ને તરેહતરેહના છંદમાં સાહિત્ય હોવા છતાં ખૂબી તો એ છે કે એક ભાષાના કથનમાં બીજી ભાષાનો શંભુમેળો થયેલો જોવામાં આવતો જ નથી. એટલું તો મારે બેધડક કહેવું પડશે જ કે એમનું એકેએક ભાષાનું કથન હૃદયસ્પર્શી, રસભર્યું, પ્રેમભર્યું, દર્દભર્યું અને ભક્તિભર્યું છે જ.

નરસિંહ મહેતાથી તે અત્યાર સુધીના ગુર્જર–સાહિત્યકારો તરફ નજર ફેરવીશું તો સ્પષ્ટ માલુમ પડશે કે શ્રી. દયારામભાઇની માફક વિવિધ ભાષામાં; દરેક રાગમાં, દરેક તાલમાં, ને તરેહતરેહના છંદમાં ભાગ્યે જ કોઇએ સાહિત્યનું સુંદર, સરસ, સરલ, સર્વગામી, સર્વોત્તમ અને વિસ્તૃત સર્જન કર્યું હોય !

કોઇપણ માતૃભાષાનો સાહિત્યકાર જે પ્રમાણે સાહિત્ય સર્જે તે પ્રમાણેનું શ્રી, દયારામભાઇનું વિવિધભાષામાં સાહિત્ય સર્જન છે.

એમનું ગુજરાતી સાહિત્ય વાંચતાં એઓશ્રી ચોખ્ખા ગુજરાતી માલૂમ પડે છે. એમનું હિંદી સાહિત્ય નિહાળતાં એમને ઉત્તર હિંદના વાસી ગણવા પડે છે. એમના મરાઠી સાહિત્ય તરફ નજર ફેરવતાં એમને સાચા મહારાષ્ટ્રી ગણવા પડે છે. એમનું ફારસી સાહિત્ય અવલોકતા એમને અરબસ્તાનના સાવ સાચા સુફીનું બિરૂદ આપવું પડે છે. એમનું મારવાડી અને પંજાબી સાહિત્ય જોતાં એમને પાકા મારવાડી અને પહોંચેલા પંજાબી ગણવા પડે છે.

શ્રી. દયારામભાઇની કાવ્ય–સરિતા નર્મદા કિનારેથી વહેતી વહેતી; હૈયે ઉભરાતા અવનવા હાવભાવથી આનંદભેર ઉછાળા મારતી મારતી હોંશભેર પૂરપાટ દોટ મૂકતી મૂકતી ગુજરાતનો સિમાડો વટાવી–સારાયે હિંદમાં વિચરી અરબસ્તાનની મુલાકાત લઇ મલકાતી મલકાતી ઘર ભેગી થાય છે. એક ગૂજરાતી કવિ થઇને વિવિધ ભાષામાં સાહિત્યનું સુંદર, સરસ, સરલ, સર્વગામી અને સર્વોત્તમ સર્જન કરવું, એ રસસર્જનમાં બીજી ભાષાનો શબ્દ ન આવવા દેવો એ ખરેખર, આપણા માટે–ગુજરાતને વાસ્તે માનનો વિષય છે; એટલું જ નહિ પણ શ્રી. દયારામભાઇને માટે તો બહુમાનનો જ વિષય છે જ.

શ્રી. દયારામભાઇએ સૂરદાસાદિ અષ્ટ સખાઓનાં જેવાં દષ્ટકૂટનાં પદો વગેરે રચ્યાં છે, નરસિંહ મહેતાનાં જેવાં પ્રભાતીયાં સર્જ્યાં છે, પ્રેમાનંદના જેવાં આખ્યાનો લખ્યાં છે, શામલના જેવા છપ્પા રચ્યા છે, અખાના જેવા વેદાંતના ગ્રંથો લખ્યા છે, ધીરાના જેવી કાફીઓ રચી છે, તુકારામના જેવા અભંગો લખ્યા છે, તુલસીદાસના જેવી ચોપાઈઓ રચી છે, ગોવિંદસ્વામીના જેવી હોરીઓ અને ધમારો સરજી છે, પરમાનંદદાસનાં જેવાં ક્વનો રચ્યાં છે, નંદદાસના જેવાં ક્વનો લખ્યાં છે, કૃષ્ણદાસનાં જેવાં રાસનાં કવનો લખ્યાં છે. પૂર્વ-

ગામી સાહિત્યકારોનો અચ્છો પરિચય શ્રી. દયારામભાઇમાં થાય છે. એમનામાંથી આપણને ઘણું જાણવાનું મળે છે. ઘણાઓએ એમનામાંથી પ્રેરણા લીધી હતી, લીધી છે ને લેશે જ. એ રસીલી ગુજરાતણો હોંશીલી ગુજરાતણો પેદા કરી હતી, કરી છે ને કરશે જ. શબ્દ—માધુર્ય, પદલાલિત્ય અને બુદ્ધિ—ચાતુર્ય તો શ્રી. દયારામભાઈનું જ.

જ્યાં સુધી ગુજરાત છે, ગુજરાતી ભાષા છે, ગુજરાતી સાહિત્યમાં ગરબી—સાહિત્યનું અનુપમ સ્થાન છે, જ્યાં સુધી ગરબાઘેલી ગરવી ગુજરાતણો ગરબે ઘૂમી ગરવી ગરબીઓ ગાયે જાય છે, જ્યાં સુધી ગુજરાતીઓના આંગણે આંગણે, ગુજરાતની શેરીએ શેરીએ ગુજરાતણોના વદને વદને ગરબીઓ ઝીલાય છે, જ્યાં સુધી વિવિધ ભાષા સાહિત્યમાં એમનું અનોખું સ્થાન છે; ત્યાં સુધી શ્રી. દયારામભાઈ અમર અને અજોડ છે.

શ્રી. દયારામભાઈ એકલા ગુજરાતના નથી; એકલા હિંદના નથી પણ સારાયે જગત—સાહિત્યના છે જ. સાચા અને સર્વોત્તમ સાહિત્યકારની દ્રષ્ટિ ટૂંકી ન જ હોય! ભજનીય ભક્તવર્યનું માનસ સંકુચિત ન જ હોય!—એઓશ્રી જે આલેખે તે દરેકને માટે. દરેક યુગને માટે હોય. ત્રિકાલાબાધિત હોય, શાશ્વત હોય. એમનું જીવન, એમના સિદ્ધાંતો, એમનો સદુપદેશ, એમના આશયો, એમની કલા, એમનું ચિંતન, એમનું મનન, એમનું આલેખન, એમની ભાવના, એમના વિચારો—સારાયે જગતને માટે છે.

સ્નેહાળ હૃદય, મનોહર મુખડું અનુપમ ઓજસ, અજોડ પ્રભુતા, સોહામણું સ્વરૂપ, કોકિલ કંઠ, અરૂણ અધર, ગૌર વર્ણ શુકનાસિકા, ચપલ નેત્ર, આજાન બાહુ, ભવ્યાકૃતિ, વિશાળ લલાટ, રસબસતું સૌંદર્ય અગાધ પાંડિત્ય, દીનમણિ દીનતા, અદ્વિતીય ચાતુર્ય, અસાધારણ

અવલોકન શક્તિ, ઊંડેરું જ્ઞાન, કુશાગ્ર બુદ્ધિ, વિવિધ ભાષા, અજોડ સંગીત–નૈપૂણ્ય, સરળતા, સાદાઇ, નિડરતા, નિસ્પૃહતા, વહાલભર્યો વિનય, શબ્દ–માધુર્ય, પદ–લાલિત્ય, રસભરી રસિકતા, ભાવભરી ભભક, ઉંડેરી કલ્પના, આબેહૂબ ચિતાર, સાંગોપાંગ છણાવટ, મહા-મોંઘેરાં મેણાં, સરલ ભાષા, સચોટ શિક્ષા, સ્પષ્ટ કથન, અપરિમિત-ગેયતા, મનોહર છંદોબદ્ધતા, વિહ્વળતા, ગોપી–ભાવ, ભીષ્મ-જીવન આ બધુંયે આપણને શ્રી. દયારામભાઈના ભક્તપ્રેમી, પ્રશંસક અને પૂજક બનાવે છે.

વીર નર્મદાશંકરભાઇથી તે અત્યાર સુધીના સાહિત્યકારોએ, સાક્ષરોએ, કવિયોએ, વિવેચકોએ, નવલકથાકારોએ, લેખકોએ, શ્રી ગોસ્વામી બાલકોએ, વિદ્વાનોએ, શિષ્યોએ, ભક્તોએ, પૂજકોએ, પ્રશંસકોએ, પ્રોફેસરોએ, અભ્યાસકોએ શ્રી. દયારામભાઇને ભાવાંજલિ આપી હતી, આપે છે ને આપશે જ. ગુણજ્ઞ ગુજરાત અને ગુણ-ઘેલી દર્ભાવતી બે લાખ પદોના રચનાર અને ત્રણસો જેટલા નાના મોટા ગ્રંથોના સર્જનહાર માટે એક અજોડ સ્મારક કરવા કટિબદ્ધ થશે જ એ જ સ્વાશા સેવતો–ગુજરાતના એ મહાન્ ભક્તભાનુને અનંત કોટિ પ્રણામ કરતો વિરમું છું.

**જોષી જીવણલાલ છગનલાલ, એડવોકેટ**

**ડભોઇ**

# ગ્રંથ પરિચય

**શ્રી** દયારામભાઇના 'ક્રમિક વિકાસ' તરફ સૂક્ષ્મદૃષ્ટિથી, વિચાર કરીશું તો આપણને સ્પષ્ટ માલૂમ પડશે કે શ્રી દયારામભાઇએ ધવલધનાશ્રી રાગના જે જે ગ્રંથો લખ્યા હશે તે તે એમણે એમની ૧૩ થી ૨૯ વરસની વય સુધીમાં એમની ભરયુવાનીમાં લખ્યા હશે. એમણે એમની તેર વરસ જેટલી નાનકડી ઉંમરે **"તત્ત્વપ્રબંધ"** નામનું ૬૬ કડીનું જે ધવલધનાશ્રી રાગમાં કાવ્ય લખ્યું છે તે સદર અનુમાનને વધારે ટેકો આપે છે, ભાષાની દૃષ્ટિએ જોઈશું તો જેટલી સરળતા એમના બીજા ગ્રંથોમાં છે તેટલી એમાં નથી છતાં મીઠપ તો દેખા દે છે. શ્રી દયારામભાઇએ **૨૯** વરસની ઉંમરે **પત્રલીલા** લખી. **૩૦** વરસની વયે **અજામિલાખ્યાન** રચ્યું. પત્રલીલા કરતાં અજામિલાખ્યાન વધારે સરલ છે. એટલું જ નહીં પણ એમાં માધુર્ય તેમજ ચાતુર્ય ઠેરઠેર ચમકે છે. આથી ધવલ-ધનાશ્રી રાગના ગ્રંથોની રચના ૧૩ વરસની ઉંમરેથી તે ૨૯ વરસની વય સુધી થયા કરતી હશે એમ સકારણ માની શકાય ખરું. શ્રી દયારામભાઈએ ભરયુવાનીમાં રચેલા તાત્ત્વિક વિચારવાળા ભરપૂર સાહિત્ય તરફ દૃષ્ટિપાત કરતાં સૌ કોઇ સાહિત્યરસિકનું, તત્વચિંતકનું, અભ્યાસકનું મસ્તક સહસા એમના ચરણ કમલમાં ઢળી પડે તો એમાં જરાયે આશ્ચર્ય જેવું તો ન જ કહેવાય.

**સારશિક્ષા:** કોઇ જાણે છે જ કે શ્રી. દયારામભાઈ શુદ્ધાદ્વૈત-સિદ્ધાંતના અભ્યાસી મર્મજ્ઞ, ચિંતક અને વિચારક હતા. તેથી એઓશ્રી જે જે આલેખે તે તે શુદ્ધાદ્વૈત–સિદ્ધાંતના સમર્થનમાં તેમ જ તેને સચોટ સમજાવવા આલેખે એ સાવ દીવા જેવી વાત

છે. પણ એ પણ આપણે ન ભૂલવું જોઇએ કે એ શુદ્ધાદ્વૈત–સિદ્ધાંતનું સમર્થન કરતી વખતે એની સાવ સમજ પાડતી વખતે એઓશ્રી જનતાને–જીવને લૌકિક તેમજ અલૌકિક શિખામણો આપવાનું જરાયે ભૂલતા જ નથી. આ વસ્તુનું સાવ સાચું દર્શન આપણુને સદર ગ્રંથમાં થાય છે. જેમ મધમાખી રંગબેરંગી પુષ્પે પુષ્પે ફરી, તેમાં રહેલા રસને ચૂસી પરોપકારને માટે એક જ ઠેકાણે મધસ્વરૂપે એકઠું કરે છે; તેમ શ્રી દયારામભાઇએ પણ ઘણાયે ગ્રંથોના પઠન–પાઠન વાંચન–મનન પછી તેમાં રહેલા સારને સદર ગ્રંથમાં સોએ સો ટચના મોતીના દાણા જેવી શિક્ષારૂપે જનતા કાજે આબાદ ગૂંથી દીધો છે.

**"પ્રેમભક્તિ"**:—પોતાને બ્રહ્મસંબંધ દીક્ષા આપનાર શ્રી વલ્લભલાલજી મહારાજ વિષેનું આલેખન એઓશ્રી નાનપણથી જ શુદ્ધાદ્વૈત–સિદ્ધાંતવાદી હતા–શ્રી વલ્લભમતાનુયાયી હતા. એમ સ્પષ્ટપણે સચોટ ખાત્રી કરાવી આપે છે. "પ્રેમભક્તિ" નામ જ એવું છે કે દરેકને એ ગ્રંથ વાંચવાની તમન્ના જાગે જ–શ્રી દયારામભાઇએ પ્રેમ, આસક્તિ, વ્યસન અને તન્મયતાના પ્રકારો દાખલાઓ સાથે સમજાવ્યા છે. ભક્તિપોષણ અને રસિકવલ્લભમાં જે ક્રમ સાચવ્યો છે તે જ અહીં સાચવવામાં આવ્યો છે. પ્રેમ, આસક્તિ, વ્યસન અને તન્મયતાને સાંગોપાંગ સમજાવી રહ્યા પછી જ ભક્તિ પ્રકરણ હાથમાં લેવામાં આવ્યું છે. ભક્તિપોષણને મૂળ ગણીએ, રસિકવલ્લભને ભાષ્ય ગણીએ તો એકલાં પ્રેમ, આસક્તિ, વ્યસન અને તન્મયતા માટે આ ગ્રંથને ટિપ્પણ તરીકે સ્વીકારીએ તો વાસ્તવિક ગણાશે જ. શ્રી દયારામભાઇના ભક્તિ સાહિત્યના અભ્યાસીઓ પ્રેમ, આસક્તિ, વ્યસન અને તન્મયતા પરત્વેનાં ભક્તિ પોષણનાં ૩૫, ૩૬, ૩૭, ૩૮ ચંદ્રાવલાં અને રસિકવલ્લભનાં ૫૮ અને ૫૯ પદ, સદર ગ્રંથની

૨૪મી કડીથી તે ૧૩૭મી કડી સુધી સરખાવ્યા કરશે તો તેને એની એ જ વસ્તુનું એક કે બીજી રીતે સૂચન મળ્યા જ કરશે જ.

**ધર્મનીતિસાર:**—સદર ગ્રંથમાં કયા વિષયોનું નિરૂપણ થવાનું છે તે શરુઆતમાં જ બતાવી દેવામાં આવ્યું છે. જન્મથી તે મરણ સુધી મનુષ્યે કયાં કર્તવ્ય કરવાં? કેવા પ્રકારનું વર્તન રાખવું? તેની સચોટ ચોખવટ કરવામાં આવી છે. દેહધર્મ, આત્મધર્મ, ભાગવતધર્મ અને ભગવદ્ધર્મનો મનુષ્યમાં કેવી રીતે ધીમે ધીમે વિકાસ થઇ શકે, એનું સ્પષ્ટ નિરૂપણ કરવામાં આવ્યું છે. આ ચારે ધર્મોમાં ભગવદ્ધર્મ સર્વોત્તમ છે એમ સાવ સાચી સમજ પાડવામાં આવી છે. ભક્તિ-પોષણના '૪૩'મા ચંદ્રાવલામાં અને રસિકવલ્લભના '૫૫–૫૭' પદમાં જે વિષયોની છણુવટ કરવામાં આવી છે તેની જ અહીં રજુઆત કરવામાં આવી છે.

**સિદ્ધાંતસાર:**—આ ગ્રંથમાં રીતસર મંગલાચરણ કરવામાં આવ્યું છે, ત્યારે ધર્મનીતિસારમાં માત્ર મંગલાચરણ કરવાની આજ્ઞા જ મળી છે. જેથી સદર ગ્રંથ ધર્મનીતિસાર પછી રચેલો હોવો જોઇએ એમ અનુમાન બાંધીએ તો તે સાવ અસ્થાને નહીં જ ગણાય.

સદર ગ્રંથમાં શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનો અને સર્વમાન્ય સિદ્ધાંતોનો માત્ર સાર જ રજૂ કરવામાં આવ્યો છે. એ સાર રજૂ કરતી વખતે પરબ્રહ્મના સ્વરૂપનો સુંદર ખ્યાલ આપવામાં આવ્યો છે. વૈષ્ણવોનાં અને ગૃહસ્થાશ્રમી–વગેરેનાં લક્ષણોની સમજ પાડવામાં આવી છે. સદર ગ્રંથમાં વર્ણવવામાં આવેલા એકેએક સિદ્ધાંતને હૃદયમાં વસાવી આચરણમાં મૂકવા જેવા છે.

**"તત્ત્વપ્રબંધ":**—બાલ દયારામભાઇએ ૧૩ વરસની વયે જેવી રીતે શુદ્ધાદ્વૈત–સિદ્ધાંતને અને બીજા વિષયોને ટુંકાણમાં સચોટ રજૂ કર્યાં છે તેવી રીતે તેટલી જ વયે રજૂ કરનાર આપણુને થોડાક

જ મળી આવશે. તેના ઉદાહરણ રૂપે આ તત્ત્વપ્રબંધ ગ્રંથ છે. 'તત્ત્વપ્રબંધ' એ શ્રી. દયારામભાઈના ચરિત્રની કેટલીક બાબતો પર નિઃસંદિગ્ધ પ્રકાશ વેરે છે. બાલદયારામભાઈએ સદર ગ્રંથના અંતમાં, "માતુશ્રીનું નામ મહાલક્ષ્મી ઉર્ફે રાજકોર. પિતાશ્રીનું નામ પ્રભુરામ. અટકે ભટ, નામ મંત્ર આપનાર ગુરુ શ્રી દેવકીનંદજી"—આ ચાર બાબતની ચોખવટ કરેલી હોવાથી હવે સદર બાબત વિષેનાં પૂર્વકાલીન લેખકોનાં લખાણ ખોટાં ઠરી એક જ મત બંધાય છે અને તે એ કે શ્રી. દયારામભાઈની માતુશ્રીનું નામ મહાલક્ષ્મી ઉર્ફે રાજકોર હતું, (નર્મગદ્ય વગેરેમાં લખ્યા મુજબ રતનબાઈ નહોતું), અટકે ભટ હતા, (બૃ. કા. દો. ભા. ૫માં લખ્યા પ્રમાણે પંડ્યાની અટક નહોતી), પિતાશ્રીનું નામ પ્રભુરામ હતું, નામ–મંત્ર આપનાર શ્રી. દેવકીનંદજી હતા. બાલદયારામભાઈને નાનપણથી જ નામમંત્ર મળેલો હોવાથી, એમનાં માતા પિતા વૈષ્ણવ હોવાથી, તેમજ શ્રીમદ્વલ્લભાચાર્ય, શ્રીમદ્વિઠ્ઠલનાથજી, શ્રીહરિરાયજી, શ્રીપુરુષોત્તમજી, શ્રીદેવકીનંદજી–આ નામો આ ગ્રંથમાં આવતાં હોવાથી અને બાલદયારામભાઈને બાલપણથી જ શ્રીકૃષ્ણચંદ્રના ગુણલા ગાવાની અને સેવા કરવાની તમન્ના જાગેલી હોવાથી, (સદર ગ્રંથ આ બાબતની સાવ સાચી સાખ પૂરે છે)—બાલદયારામભાઈ જન્મથી જ બાલપણથી જ વલ્લભમતાનુયાયી હતા જ એ હકીકત સ્વયંસિદ્ધ બની રહે છે.

**ટીપ** :—અસલ પ્રતમાં 'શશી'ને બદલે 'રાસી' છે. શશી' શબ્દ યોગ્ય લાગવાથી રાખ્યો છે. **'અંકાનાં વામતો ગતિઃ'**—એ સૂત્રથી બાલદયારામભાઈ અજ્ઞાત હોય એ સ્વાભાવિક છે.

**"ચિંતા ચૂર્ણિકા."**:—શ્રી દયારામભાઈનો પ્રમેય ગ્રંથ તે **"ચિંતા ચૂર્ણિકા"** લૌકિ–અલૌકિક તમામ ચિંતાઓનો નાશ કરનાર તે **"ચિંતા ચૂર્ણિકા."** આ ઠેકાણે દરેકે યાદ રાખવાનું એ

છે કે જે બધાં સાધનો કરે છે છતાંયે નિસ્સાધની રહે છે, જેને ભગવાનનાં દર્શન થયાં છે છતાંયે ચિંતાથી પીડાય છે તેવાઓને માટે જ આ ગ્રંથ લખાયેલો છે. સંસારમાં રચ્યા પચ્યા રહેનારને માટે નથી જ. તેને તો પ્રમાણ માર્ગે ચાલે જ છૂટકો. તેને ટુંટીયું વાળીને બેસી રહેવાનું નથી જ. તેને તો શ્રીમદ્વલ્લભાચાર્યજી તથા તેમના વંશજોએ, તેમ જ સૂરદાસાદિ ભગવદીયોયે આપેલી શિક્ષા પ્રમાણે જ ચાલવાનું છે જ. વારંવાર થતી ચિંતાઓનું ચૂર્ણ કરી શકે એવો કોઇપણ ગ્રંથ હોય તો તે **"ચિંતાચૂર્ણિકા."** જેમ કોઇ વકીલ પોતાના અસીલનો કેસ જીતવા માટે દલીલો ઉપર દલીલો આપે જાય છે તેમ શ્રી દયારામભાઈ જીવને વ્યાપેલી ચિંતાનો સમૂળગો નાશ કરવા માટે સચોટ દાખલાઓ ટાંકે જાય છે. આપણા મનમાં જે શંકાઓ થાય છે—થયા કરે છે તેના પહેલેથી જ રદીયા આપી દેવામાં આવ્યા છે—સાંપ્રદાયિકો માટે આ ગ્રંથ બેનમૂન છે. એથી એમ માનવાનું—મનાવવાનું જરાયે કારણ નથી કે આ ગ્રંથ ફક્ત સાંપ્રદાયિકો માટે જ લખવામાં આવ્યો છે. એના વાંચનથી, પઠન-પાઠન તેમ જ મનનથી—વૈષ્ણવો તેમ જ વૈષ્ણવેતર પણ ચિંતાગારમાંથી બચી ચિંતાઓનો સમૂળગો નાશ કરી શકશે જ.

**"બસો ને બાવન વૈષ્ણવોનું ધોળ":**—શ્રી. દયારામભાઇએ જેવું '૮૪' વૈષ્ણવોનું ધોળ બનાવ્યું છે તેવું જ બસોને બાવન વૈષ્ણવોનું રચ્યું છે. શ્રીમદ્વલ્લભાચાર્યજીના સેવકો તે **'૮૪'** વૈષ્ણવો-શ્રીમદ્વિઠ્ઠલનાથજીના સેવકો તે **'૨૫૨'** વૈષ્ણવો. સદર ધોળમાં ૨૫૨ વૈષ્ણવોનાં નામ અનુક્રમે ગણાવવામાં આવ્યાં છે. ધોળના અંતમાં એ અંતરંગ-ભક્તોની કૃપા માગવામાં આવે છે. ધોળની ભાષા સાદી અને સરળ છે.

**"વિષ્ણુ સ્વામીની પર્ચરી":**—શ્રી. દયારામભાઈ આ ગ્રંથ વિષ્ણુ સ્વામીના ચરિત્ર ઉપરાંત શ્રીમદ્‌વલ્લભાચાર્યના વિષ્ણુ સ્વામી સંપ્રદાય સાથેના સંબંધ પરત્વે પ્રમાણિક અને ઉપયોગી સામગ્રી પુરી પાડે છે, તેથી આ ગ્રંથ સંપ્રદાયના ઇતિહાસમાં મહત્વનો છે. એમ જરૂર કહી શકાય.

**"હરિદાસ મણિમાલા":**—ચારે યુગમાં જે જે ભગવદ્દ્ભક્તો થઈ ગયા હતા તેમનું ટૂંકમાં વર્ણન કરવામાં આવ્યું છે. ભગવદ્દ્ભક્તોનું વર્ણન હૃદયમાં ભગવદ્દ્ભાવ પેદા કરે એવું છે. ભગવદ્દ્ભક્ત બનવા પ્રેરે એવું છે. 'જે ભગવદ્દ્ભક્ત બને છે તેને શાં શાં દુઃખો વેઠવાં પડે છે, જગત તેને જૂદી જ દૃષ્ટિયે જુએ છે છતાં ભગવાન તેને પોતાનો જ માની સદાયે રક્ષણ કર્યા જ કરે છે. શ્રીકૃષ્ણનો એક પણ ભક્ત એવો નહીં હોય કે જે દુઃખી ન થયો હોય, જેને લોકોએ દુઃખ દીધું ન હોય, જેને શ્રીકૃષ્ણે સહાય ન કરી હોય!—આ બધાયે પ્રશ્નોનો ખાસ જવાબ આપતો ગ્રંથ તે **"હરિદાસ મણિમાલા"**. ૧૨૦ દોહામાં હરિદાસોની નામાવલી રજૂ કરવામાં આવી છે. હરિદાસ મણિમાલાને શ્રીકૃષ્ણચંદ્રના કંઠમાં પહેરાવી શ્રી. દયારામભાઈ કૃતાર્થ થયા છે. સદર ગ્રંથ શ્રી. દયારામભાઈના વિશાલ વાંચનનું સચોટ ભાન કરાવે છે.

**"શ્રીકૃષ્ણનામ ચિંતામણિમાલા":**—શ્રીકૃષ્ણચંદ્રના વિવિધ નામને અભંગમાં ગૂંથી દેવામાં આવ્યા છે, તુકારામના જેવા અભંગ બનાવી શ્રી. દયારામભાઈએ શ્રીકૃષ્ણચંદ્રનું જ નામ સ્મરણ કર્યું છે. એમના જ ગુણલા ગાયા છે. સાહિત્યરસિક જનતા સમક્ષ આ એક નવી જ વાનગી પીરસવામાં આવી છે. હિંદભરના મહાન ભક્ત અને કવિયોના છંદને અપનાવી પ્રભુ ગુણ જ ગાયા છે.

"**શ્રીકૃષ્ણનામામૃતધારા**"—જૂદા જૂદા ગ્રંથોમાંથી સાર એકઠો કરવામાં આવ્યો છે. શ્રી કૃષ્ણનાં જૂદા જૂદા નામ ગણાવતી વખતે શાંત-રસની રેલમછેલ રેલાવવામાં આવી છે; એટલુંજ નહીં પણ શ્રીકૃષ્ણ-નામરૂપી અમૃતની એકધારી ધારા-વર્ષા વરસાવવામાં આવી છે. કૃષ્ણનામમાલિકા (પ્રબંધ) કૃષ્ણનામ ચિંતામણિ ધ્વનિ (પ્રબંધ) કૃષ્ણ-નામાનન્દ ધ્વનિમાં તો કૃષ્ણનામની ઝડીઓ વરસાવવામાં આવી છે. એ રસધારાઓનું, એ વરસતી ઝડીઓનું રસપાન કરનાર કૃતાર્થ જ થાય-નામરસની અવિચ્છિન્ન વરસતી રસધારા રસપિપાસુને સંતોષે જ એટલું જ નહીં પણ રસમય બનાવશે જ. અનેક ગ્રંથોમાંથી એકઠો કરવામાં આવેલો સાર શ્રી. દયારામભાઈના વિશાલ વાંચનના પુરાવા રૂપ છે.

"**શ્રીકૃષ્ણ અષ્ટોત્તરશતનામ**":—શ્રીકૃષ્ણનાં ૧૦૮ નામને 'નારાચ' ચંદમાં ગૂંથી દેવામાં આવ્યાં છે. 'नंद गोप भूप वंश, भूषणं विदूषणं'—એ રાહે તેમ જ 'નર્મદાષ્ટકના રાહમાં આ સ્તોત્ર ગાઈ શકાય છે.

"**શ્રીકૃષ્ણ અષ્ટોત્તરશતનામચિંતામણિ:**"—શ્રીકૃષ્ણનાં ૧૦૮ નામની ગૂંથણી ભુજંગ પ્રયાત છંદમાં કરવામાં આવી છે, એ નામ આનંદ આપનારાં, મનોકામના પૂરનારાં; આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક દુ:ખને હરનારાં; કાયિક વાચિક, માનસિક અને સાંસર્ગિક પાપનો નાશ કરનારાં, તેમજ જે જોઇએ તે બધું આપનારાં છે.

"**શ્રીકૃષ્ણનામ મહાત્મ્યમંજરી:**" — **શ્રીકૃષ્ણનામ માહાત્મ્ય મંજરીનું** સર્જન રસાવલી છંદમાં કરવામાં આવ્યું છે. એના પદે પદે, શબ્દે શબ્દે, અક્ષરે અક્ષરે રસ ઝરે છે, માધુર્ય સ્રવે છે, લાલિત્ય ઓપે છે. એનું રસસર્જન એમના ગ્રંથસ્થ સાહિત્યમાં

એક અનોખી ભાત પાડે છે. શ્રીકૃષ્ણનામમાહાત્મ્યમંજરીની કડીએ કડીએ, પદે પદે, શબ્દે શબ્દે, અક્ષરે અક્ષરે નામ માહાત્ય ગૂંજી રહ્યું છે, સારાયે ગ્રંથનો સાર તે **"શ્રીકૃષ્ણનામ"** 'કૃષ્ણ' એટલે પુનમના ચંદ્ર 'શ્રી' એટલે શરદપૂર્ણિમા. શ્રી, એટલે સ્વામિનીજી—રાધિકાજી, ચંદ્ર અને શરદપૂર્ણિમા એ બે જેમ આનંદ આપનારાં છે તેમ સ્વામિનીજી રાધાજી અને કૃષ્ણથી બનેલા શ્રીકૃષ્ણ અખંડ આનંદ આપનારા છે. "श्रीकृष्णः शरणंमम"—આ અષ્ટાક્ષર મંત્રનો અખંડ જાપ કરો—એ સારાયે ગ્રંથનો અને શ્રી. દયારામભાઈના કથનનો સાર.

શ્રીકૃષ્ણનામમાહાત્મ્યમંજરીની શરૂઆતમાં શ્રી. દયારામભાઈએ, "**શ્રીગુરુ ગિરધરલાલ પદપંકજ કરું પ્રનામ**"—એ જે કડી લખી છે તેનો અર્થ મુ. જગજીવનદાસ દયાલજી મોદીએ ખોટો કર્યો એમ લાગે છે, શ્રી. દયારામભાઈને નામ મંત્ર આપનાર શ્રી. દેવકીનંદજી હતા, શ્રી. વલ્લભલાલજી મહારાજે શ્રી. દયારામભાઈને બ્રહ્મસંબંધ આપ્યું હતું. આ બંને બાબતની ચોખવટ આગળ થઈ ગઈ છે કે 'ગિરધરલાલ' એ શબ્દનો અર્થ '**ગિરિધરલાલજી મહારાજ**—એમ મુ. મોદી સાહેબ દયારામ—કાવ્ય-સુધામાં છપાએલા સદર ગ્રંથની ટીકામાં કરે છે. (દયારામ કાવ્ય સુધા પા. ૪૦) એઓશ્રીની આ માત્ર કલ્પના જ છે. એ કલ્પના માટે એઓશ્રીએ કોઈ પણ જાતનો પૂરાવો રજુ કર્યો નથી, શ્રી, દયારામભાઈ ગ્રંથોની શરૂઆતમાં શ્રીમદ્ ગુરુદેવ અને શ્રીકૃષ્ણચંદ્રનું સ્મરણ કરે છે એ વસ્તુ એમના એકે એક ગ્રંથમાં સ્પષ્ટ તરી આવે છે. 'શાસ્ત્ર રીતે ગુરુનું નાંમ ન લઈ શકાય' એ રીતિનું, એ પ્રણાલિકાનું અનુસરણ શ્રી. દયારામભાઈએ કેટલેટ ઠેકાણે કર્યું છે; જેમાંનું એક અહીં છે. વળી એમણે કેટલેક ઠેકાણે સ્પષ્ટ શબ્દોમાં ગુરુના નામ જણાવ્યા

છે. બીજો આધાર તો પછી જ લેવા જઇશું પણ આ ગ્રંથમાં જ તેની પૂર્ણાહુતિ વખતે શ્રી દયારામભાઇ ' શ્રીગુરુ વલ્લભ, દ્વિજ દયારામ શુભકૃતિ આ કીધી '–એ કડી ટાંકી પોતાને બ્રહ્મસંબંધ આપનાર શ્રીવલ્લભલાલજીનું નામ સ્પષ્ટપણે જણાવે છે; તેથી મુ. મોદી સાહેબની કલ્પનાને જરાયે ટેકો મળતો નથી. ' ગિરિધરલાલ ' એટલે ગિરિધરલાલજી મહારાજ નહીં પણ ગિરિરાજને ધારણ કરનાર નંદ યશોદાના લાડીલા લાલ શ્રીકૃષ્ણચંદ્ર.

**વિનયબત્રીસી**:—વિનયબત્રીસી એટલે વિનવણીનો ખાસ નમુનો. એમના સાચા દીલનો એકરાર–કઠણ કાળજાવાળો પાષાણી હૃદયવાળો જો એક ચિત્ત એકાંતમાં બેસી વાંચી–વિચારી જાય તો રડે અને સાંભળનારને પણ રડાવે. એની ગૂંથણી જ એવી છે કે હૃદયને આર્દ્ર અને આર્ત બનાવે. આંખે આંસુડાં વહેવડાવે. સાફ દિલે લખાએલી વિનવણી આધિદૈવિક–જીવન જીવનારાઓને માર્ગ-સૂચક નીવડે એવી છે. વિનયબત્રીસીના વાચન પરથી આપણે જરૂર કહી શકીશું કે શ્રી. દયારામભાઇના રોમેરોમમાં દીનતા પાંગરી રહી હતી. ગ્રંથ નાનેરો છે, પણ એનાં વચનો મોટેરાં છે. સામાના દીલ પર આબાદ–અચૂક અસર કરવાની તાકાત મોટા ગ્રંથો કરતાં એમાં વધારે છે. એથી જ આ નાનકડો ગ્રંથ શ્રી. દયારામના ગ્રંથસ્થ સાહિત્યમાં અનોખો પડી જઇ કોઈ અનેરી ભાત પાડે છે.

**ગુરુ શિષ્ય સંવાદ**:—આ ગ્રંથમાં શ્રી. દયારામભાઇના જીવનની કાંઇક આછી–પાતળી ઝાંખી થાય છે. શિષ્યના પ્રશ્નો અને ગુરુના જવાબ હૃદયમાં સોંસરા ઉતરી જાય છે. બાલ દયારામભાઇને સાંપડેલા પ્રસંગો, એમની જીવન–કહાણી, પેટલાદનિવાસી ડાકોરવાળા મહાનુ-ભાવી શ્રી. ઇચ્છારામ ભટજીનો સમાગમ, પર્યટણ કરવા એમણે આપેલી આજ્ઞા, એમના આશીર્વાદથી, એમની કૃપાથી બાલ દયારામ-

ભાઇએ કરેલું પર્યટણ, શ્રી વલ્લભલાલજી મહારાજે આપેલું બ્રહ્મસંબંધ વગેરે બાબતોની ચોખવટ નર્મગદ્ય, પ્ર. કા–દો–ભા–૫ અને પ્રા–કા–મા–મા–અં. ૨ માં લખાએલા જીવનચારિત્રથી ઉપજતી શંકાઓને સાવ નિર્મૂળ કરી નાખે છે. સાથે સાથે એટલું પણ યાદ રાખવાની ખાસ જરૂર છે કે સદર ગ્રંથ શ્રી. દયારામભાઇની યુવાવસ્થા પહેલાં લખાએલો હોવો જોઇએ. કારણ કે શ્રી. ઇચ્છારામ ભટ્ટજીનો સમાગમ થયો ત્યારે પોતે પોતાને બાળક હોવાનું જણાવે છે. તે વખતે એમની બાલક બુદ્ધિ હતી. પાકટ બુદ્ધિ કે પાકટ વય નહોતી જ ( સરખાવો:–" ચિત્ત ચગડોળે ચઢ્યું બહુ માહારુજી; **બાલક બુદ્ધિથી** હું શું નિર્ધારુંજી." કડવાં ૧૧, પા. ૧૯૮). આથી આપણે કહી શકીશું કે શ્રી. ઇચ્છારામ ભટ્ટજીના પહેલા સમાગમ વખતે શ્રી દયારામભાઇની વય ૧૩–૧૪ વરસની હોવી જોઇએ. આ ગ્રંથ વગર પણ રસિકવલ્લભની શરૂઆતમાં પણ શ્રી. દયારામભાઈ '**કાચી અવસ્થાએ**' તીર્થાટન કરવા ગયાનું જણાવે છે તેથી આ ગ્રંથમાં આવતી વસ્તુને સબળ ટેકો મળે છે. પ્રશ્નોતર માલિકાના પહેલા પ્રશ્નની શરૂઆતમાં પણ આજ કહેવામાં આવ્યું છે. (જુઓ:–રસિક-વલ્લભ. પદ–૨ જું–' એવી દશામાં તીર્થ કરવા ગયો '**કાહિ મત્ય**' જુઓ: પ્રશ્નોત્તરમાલિકા: પ્રશ્ન પહેલો:–" અને પૂર્વે હું આપનો શિષ્ય છું. તે " **કાચી અવસ્થા** " માં હું તીર્થાટન કરવાને ગયો, " આ પરથી વાંચકને ખાત્રી થશે કે શ્રી. દયારામભાઇને શ્રી. ઇચ્છારામ ભટ્ટજીના આશીર્વાદ અને આજ્ઞાથી શ્રી. દયારામભાઇએ યમુના સ્નાન કરી ગોકુલ–વૃંદાવને જઈ શ્રી. વલ્લભલાલજી મહારાજ પાસે **બ્રહ્મસંબંધ** લીધું હતું. ત્યાર પછી સારાયે હિંદના પર્યટણે પરવર્યા હતા. એ પર્યટણ '**બાર વરસ**' જેટલા લાંબા ગાળાનું હતું. (જુઓ:–રસિકવલ્લભ પદ ૩જું: "**એમ ભ્રમ્યો હું દ્વાદશ વર્ષજી**")

હિંદના બધાંયે પર્યટણ શ્રી. ઇચ્છારામભાઈ ભટ્ટજીની કૃપાકટાક્ષને આભારી હતાં. સદર ગ્રંથ આ બાબતની સાખ પૂરે છે. આ બાબત માટે હવે અહીં વધારે ન લખતાં નર્મગદ્ય, બૃ–કા–દો–ભા–૫ અને પ્રા–કા–મા–ગ્રંથ ૨ માં લખવામાં આવેલા જીવન-ચરિત્ર વાંચતી વખતે ગુરુશિષ્યસંવાદ, રસિકવલ્લભ, પદ ૨–૩ પ્રશ્નોત્તરમલિકા, પ્રશ્ન પહેલોઃ તેમજ છટ્ઠા ભાગમાં છપાએલા ધવલ ધનાશ્રી રાગના ગ્રંથોમાં આવતા ઉલ્લેખો વાંચવા સાહિત્ય-કારોને નમ્રપણે વિનવી વિરમું છું મારા તરફથી સપ્રમાણ અને સવિસ્તર સમીક્ષા લખાઈ રહી છે. એ બહાર પડતાં સુધી સાહિત્યકારો થોભશે એ જ આશા.

**નિઃસાધનતાઃ**—નિઃસાધની કોને કહેવો? આ પ્રશ્નનો જવાબ આ ગ્રંથમાંથી દાખલા દલીલો સાથે સબળ સાધાર–સપ્રમાણ સચોટ અને સ્પષ્ટ મળે છે. બધું કરે છતાં જરાયે ગર્વ ન રાખે, દીનતાપૂર્વક શ્રીહરિની સેવા કરે જાય, પ્રભુ કરશે તે સારું જ કરશે જ—આવા આવા ગુણો જેમાં હોય તેને સાચો નિઃસાધની જાણવો. શ્રીગોપીજનોની માફક સાચી દીનતા આવે અને ગજેન્દ્રની જેમ બધાંયે સાધનોનું બલ જતું રહે ત્યારે જ સાચો નિઃસાની બને. ત્યારેજ શ્રીહરિ મળે, સહાય કરે અને રાજી થાય. જે કોઈ આ ગ્રંથ વાંચી–વિચારી મનન કરી એમાં આલેખ્યાએલા સિદ્ધાંતો પ્રમાણે વર્તશે તે સાચો નિસ્સાધની બનશે જ.

**કૌતુકરત્નાવલીઃ**—કાવ્ય-વાટિકામાં કોઈ અનેરી ફોરમ ફોરતાં પુષ્પો તે **કૌતુકરત્નાવલી** અને **પિંગલસાર.** "**કૌતુક-રત્નાવલી**" માં જગતમાં નવાઈ પમાડે તેવાં કૌતુકો બતાવવામાં–ગણવામાં આવ્યાં છે. એ ગ્રંથ વાંચતાં વાંચતાં, એ કૌતુકોનું નિરીક્ષણ કરતાં કરતાં, રસિક વાચક, શ્રી. દયારામભાઈના તરેહ

તરેહના વિષય પરના તલસ્પર્શી જ્ઞાન માટે આશ્ચર્ય પામી સહસા ચરણમાં ઢળી પડે તો તેમાં જરાયે નવાઈ જેવું નથી. કૌતુકો ગણાવતી વખતે પક્ષીઓમાં રહેલાં કૌતુકો બતાવે છે, વનસ્પતિમાં રહેલાં કૌતુકો ગણાવે છે, હરહંમેશ વપરાતી ચીજોમાં રહેલા નવાઈ પમાડે એવા ગુણો બતાવે છે. સત્સંગ અને દુઃસંગનો, બંનેની પ્રીતિનો, બંનેના આચારણનો–દાખલાઓ સાથે સારો ખ્યાલ આપવામાં આવ્યો છે.

**શ્રીકૃષ્ણઅકલચરિત્રચંદ્રિકા:**—આ ગ્રંથની રચના દુવૈયા છંદમાં કરવામાં આવી છે, ૬૨ કડીમાં શ્રીકૃષ્ણના વિરુદ્ધ ધર્મોનું સાદી ભાષામાં ટૂંકાણમાં દાખલા સાથે સારી રીતે વર્ણન કરવામાં આવ્યું છે. શ્રીકૃષ્ણચંદ્રના વિરુદ્ધ ધર્મો બતાવતી વખતે એમના અકલચરિત્રના થોકથોક રજુ કરે છે. રજુઆત કરતી વખતે ઘણા ઘણા પ્રશ્નો પૂછે છે. શ્રીહરિ જે ધારે છે તે જ કરે છે. કરવાનું ન કરે–ન કરવાનું કરે. એમનાં ચરિત્રો જ અકળ છે. કોઇયે પાર પામી શકતું નથી. 'ભગવાન જે કરશે તે સારું જ કરશે જ' એ આ સારાયે ગ્રંથનો સારાંશ.

**પિંગલસાર:**—પિંગલસાર પિંગલશાસ્ત્રની દૃષ્ટિએ લખાએલો છે. એમાં એમણે એમનો પ્રાણ રેડી દીધો છે. એમાં એમણે એમના આત્માને નીચોવી નાખ્યો છે. એમાં એમનુ' પિંગલશાસ્ત્રનું જ્ઞાન ઠેર ઠેર ચમકે છે. એ જ્ઞાનની સાથે સાથે એમનો રાધેસ્યામ પરત્વેનો ભાવ જરાયે છૂપો રહી શકતો નથી. ઠેર ઠેર ઉભરાયા જ કરે છે. એ જ્ઞાન અને ભાવની અનુપમ ગૂંથણી સાહિત્યરસિકોને અતૂટ આનંદ આપશે જ. એમાં એમણે બાવન છંદ લખ્યા છે. એ બાવન છંદનું માપ, એને બનાવવાની રીત ઉદાહરણ સાથે બતાવી છે. નાયક–નાયિકા–ભેદ, હાવ, ભાવ, રસ, માન, વિરહાવસ્થા વગેરે

ટુંકાણમાં દાખલાઓ સાથે સમજાવવામાં આવ્યા છે. નવયુગના સાહિત્યરસિકો તેમજ ખાસ કરીને ઉગતા કવિયો ખપ પૂરતી સામગ્રી જરૂર મેળવશે જ.

**વૃંદાવન વિલાસઃ**—વૃંદાવન વિલાસ પ્રબંધબદ્ધ, રાગબદ્ધ, છંદોબદ્ધ અને તાલબદ્ધ છે. ચાર ચૉકની અનૂપમ ગૂંથણીમાં એમણે આડો આંક વાળી દીધો છે. એમાં એમણે એમના હૃદયને નીચોવી નાંખ્યું છે. એમના ગોપીભાવને બહલાવ્યો છે, એમની રસિકતાને ઠેર ઠેર પાથરી દીધી છે. તરેહ તરેહનાં પશુઓ, પક્ષીઓ, પુષ્પો, વૃક્ષો, ફ્લો, વાજિંત્રો વગેરેનું રસભર્યું, ભાવભર્યું અને સુંદર વર્ણન કરવામાં આવ્યું છે. વૃંદાવનની વિલાસવતી કુંજે કુંજે વિલાસભર્યો વિલાસ કરતા, શ્રીયમુનાથજીના સોહામણા આરે ગોપીજનો સાથે રાસ ખેલતા—રાસવિહારીનું વર્ણન હૃદયમાં ઘર કરીને રહે એવું છે. વૃંદાવનવિલાસ એટલે એમના ગોપી-હૃદયની ચાવી, એમનાં પાંડિત્યનો ચાતુર્યનો, માધૂર્યનો ખજાનો. વૃંદાવનનું તેમજ રાસનું વર્ણન એક અનોખું ચિત્ર ખડું કરે છે. એ વર્ણન વાંચતી વખતે આપણને એમજ થાય છે કે આપણને એમજ લાગે છે કે આપણે તે જ વસ્તુ, તે જ દશ્ય હમણાં જ ન નિહાળી રહ્યા હોઈએ !

**શ્રી દયારામભાઈનું ૧ સારશિક્ષા, ૨ પ્રેમભક્તિ, ૩ ધર્મનીતિસાર, ૪ સિદ્ધાંતસાર, ૫ તત્ત્વપ્રબંધ, ૬ બસોને બાવન વૈષ્ણવનું ઘોળ, ૭ વિષ્ણુ સ્વામીની પર્ચરી ૮ પિંગલ-સાર, ૯ ગુરુ-શિષ્યસંવાદ, ૧૦ નિસ્સાધનતા**—આ ગ્રંથો શ્રી દયા-રામભાઈના પટ્ટ શિષ્ય જોશી ગિરજાશંકરભાઇના પનોતાપુત્ર પૂ. કાકાશ્રી નાથાભાઈના તેમજ તેમની પાસેના હસ્તલિખિત સંગ્રહમાંથી મળ્યા છે.
**૧ ચિંતાચૂર્ણિકા, ૨ હરિદાસમણિમાલા, ૩ શ્રીકૃષ્ણનામ-ચિંતામણિમાલા ૪ શ્રીકૃષ્ણનામામૃતધારા, અષ્ટોત્તરશત**

**કૃષ્ણમાલા, ૬ શ્રીકૃષ્ણ અષ્ટોત્તરશતનામચિંતામણિ, ૭ શ્રીકૃષ્ણ-નામમાહાત્મ્યમંજરી, ૮ વિનયબત્રીસી, ૯ કૌતુકરત્નાવલી, ૧૦ અકલચરિત્રચંદ્રિકા, ૧૧ વૃંદાવનવિલાસ,**

આ ગ્રંથો શ્રી દયારામભાઈના પટ્ટશિષ્ય જોશી રણછોડભાઈના તેમના વંશજોના તેમ જ તેમની પાસેના હસ્તલિખિત સંગ્રહમાંથી લેવામાં આવ્યા છે. ફુટકળ પદો, ગુરુશિષ્ય સંવાદ અને વિનયબત્રીસી "**શુદ્ધાદ્વૈત** અને **ભક્તિમાર્ત્તંડ**" (વર્ષ ૧૨, ભાદ્રપદ સં. ૧૯૯૩, અંક ૬, વલ્લભાબ્દ ૪૫૯) માં છપાઈ ગયા હતા તે લેવામાં આવ્યાં છે. ગરબી, નામધ્વનિ અને હોરીઓ બંનેના સંગ્રહમાંથી લેવામાં આવી છે. કેટલીક નામધ્વનિયો દરરોજ બોલાતી હતી તે લેવામાં આવી છે. નંબર ૧, ૨, ૩, ૪, ૫ અને ૯, ધવલ ધનાશ્રી રાગના ગુજરાતી ગ્રંથો છે. સદર ગ્રંથોને જે શીર્ષકો આપવામાં આવ્યાં તે સારોયે ગ્રંથ વાંચ્યા પછી જ આપવામાં આવ્યા છે. ધવલ ધનાશ્રી રાગમાં એમણે આસરે સો ઉપરાંત ગ્રંથો લખ્યા છે—નંબર ૧, ૨, ૩, ૪,

। ।

૫, ૬, ૮, ૯, ૧ ૮—આ રાગબદ્ધ ગુજરાતી ગ્રંથો છે. નંબર ૭,

। । । । । । । । । । ।

૨, ૩, ૪, ૫, ૬, ૭, ૯, ૧૦, ૧૧, ૧૨—આ છંદોબદ્ધ

। । ।

ગ્રંથો છે—નંબર ૫, ૬, ૭,—આ છંદોબદ્ધ ગુજરાતી ગ્રંથો છે.

।

નંબર, ૩ મરાઠી છંદોબદ્ધ ગ્રંથ છે. બાકીના બધા હિંદી છંદોબદ્ધ ગ્રંથો છે. જે જે ગ્રંથો અહીં છાપવામાં આવ્યા છે, જે જે સાહિત્ય રજૂ કરવામાં આવ્યું છે તેની હસ્તલિખિત પ્રત છે. વિદ્વાનો તેમ જ સાક્ષરોને ન વિનવું! !—ટીકામાં તેમ જ પ્રમાણોમાં કંઈ પણ ભૂલ દેખાય તો તે તરફ મારું ધ્યાન ખેંચવા જેટલી હમદર્દી ન દાખવે? !

અમદાવાદવાળા શ્રી. છોટાજી મહારાજની સન્મુખ દાસભાવે બે હાથ જોડીને બેઠેલા શ્રી. દયારામભાઈની યુવાવસ્થાની—જયપુરના ચિતારાએ ચિતરેલી છબી આ ગ્રંથમાં મૂકવામાં આવી છે. એની અસલ છબી અમારી પાસે છે. દયારામ-પ્રેમીઓને, પ્રશંસકોને, પૂજકોને, ભક્તોને ગમશે જ.

શ્રી દયારામભાઇએ જે શ્રીકૃષ્ણચંદ્રના અખંડ ગુણલા ગાયા છે, તેમના ચરણકમલમાં આ નાનકડા અદના કાર્યને હૈયે ઉભરતા આનંદભેર અર્પણ કરી વિરમું છું.

જોષી જીવણલાલ છગનલાલ
ડભોઇ.



॥ श्रीकृष्ण: ॥

# " શુદ્ધિપત્રક "

| અશુદ્ધ | શુદ્ધ | પાન | લીટી |
|---|---|---|---|
| સર્વેશ્વરજી | સર્વેશ્વર | ૧ | ૭ |
| શ્રતિયે | શ્રુતિયે | ૨ | ૩ |
| સા | સૌ | ૧૨ | ૧૨ |
| જૂઓ | જૂએ | ૨૦ | ૧૩ |
| વળુંધો | વળુંધ્યો | ૨૧ | ૧૨ |
| ભગવતધર્મ | ભગવદ્ધર્મ | ૩૩ | ૧૧ |
| શુન્નો | શુન્નો | ૬૫ | ૪ |
| — | दृष्टावानसिमांयथा | ૬૬ | ૪ (બાકી) |
| કર્યું | કર્યું | ૬૯ | ૯ |
| સંભાળેજી | ખ્યાળેજી | ૭૩ | ૨ |
| સર્વોપનિષદ | સર્વોપનિષદ્ | ૭૫ | ૧ |
| વચારી | વિચારી | ૯૧ | ૪ |
| કીર્તિના | કિર્તિની | ૧૩૯ | ૪ |
| તોય | તોષ | ૧૪૪ | ૨ |
| કથ્થુ | કથુ | ૧૪૪ | ૨ |
| શ્રી ગુરુબળ | શ્રી ગુરુવલ્લભ | ૧૫૫ | ૧ |
| સમાપ્ત | સમાપ્ત | ૧૬૩ | ૨૨ |
| હો | હે ! | ૧૮૯ | ૧૭ |
| નાદદ | મદદ | ૨૪૭ | ૧૧ |
| સંગ્રામ | સંગ્રામ | ૨૫૫ | ૨૦ |
| કર્શા | કર્યા | ૨૪૮ | ૫ |
| પ્રભુએ | પ્રભુએ | ૨૬૧ | ૨૨ |
| રાખથો | રાખવો | ૨૬૮ | ૧૩ |

| અશુદ્ધ | શુદ્ધ | પાન | લીટી |
|---|---|---|---|
| બ્રાંડની | બ્રહ્માંડની | ૨૬૯ | ૧૯ |
| સમાપ્ત | સમાપ્તા | ૨૭૨ | ૧૮ |
| સૂય | સૂર્ય | ૨૭૮ | ૧૪ |
| રાજામહારાઓને | રાજામહારાજાઓને | ૨૭૯ | ૪ |
| શત્ર | શત્રુ | ૨૮૦ | ૧૦ |
| ઉદસ | ઉદાસ | ૨૮૩ | ૧૭ |
| વિપ | વિષે | ૨૮૭ | ૧૩ |
| તયો | તાર્યો | ૨૯૪ | ૧૦ |
| વચનને | વચને | ૩૦૭ | ૨ |
| દેખે | દેખે | ૩૦૭ | ૪ |
| અંતરંગન | અંત રગન | ૩૧૨ | ૧ |
| ક્રિયો | ક્રિયો | ૩૨૨ | ૧૮ |
| હાલને | હાવને | ૩૩૪ | ૨૨ |
| વસહરન | વત્સહરન | ૩૩૮ | ૧૪ |
| દયરમ | દયારામ | ૩૩૮ | ૧૬ |
| વહિયે | કહિયે | ૩૪૦ | ૨ |
| શ્રીવલ્લભઈ | શ્રીવલ્લભજી | ૩૪૨ | ૧૫ |
| મગ્ન | મગ્ન | ૩૪૮ | ૧ |
| રિ | હરિ | ૩૪૯ | ૧ |
| ઓરો | ઓરા | ૩૭૫ | ૨ |
| ગીતમપ્યારી | પ્રીતમપ્યારી | ૩૮૭ | ૧૭ |

**ટીપઃ**—બનતા સુધી અશુદ્ધિઓ શોધવા પ્રયત્ન કર્યા છે. વખતે રહી ગએલી માલૂમ પડે તો વાચકની ચકોર આંખો સુધારીને વાંચશે જ એજ આશા.

**જીવણલાલ જોશી**

॥ श्रीकृष्णः ॥

# " અનુક્રમણિકા "

## બીજી આવૃત્તિ છપાય છે.

**ઉત્તર વિભાગના મે. એ. ઇન્સ્પેકટર સાહેબે ઇનામને માટે મંજુર કરેલું**

# ભકતકવિ શ્રીદયારામભાઈનું જીવનચરિત્ર

પ્રથમ આવૃત્તિના લેખક—**શંકરપ્રસાદ છગનલાલ રાવળ**

દ્વિતીયાવૃત્તિના સુધારા વધારા સાથે સંશોધક અને લેખકઃ—

**શ્રી. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ M. A.**

માનદમંત્રી : શ્રી શુદ્ધાદ્વૈત સંશદ્‌—**અમદાવાદ.**

આ ગ્રંથમાં કવિશ્રીની **પ્રાચીન સુંદર રંગીન છબી, કવિના પટ્ટશિષ્યો, જોષી રણછોડભાઇ** તથા **ગિરિજાશંકર ભાઈની છબીઓ,** તથા કવિના **હસ્તાક્ષર** તથા **ચશ્માની છબીઓ,** અને (શ્રી મહાપ્રભુજી) **શ્રીમદ્‌ વલ્લભાચાર્યજી** તથા કવિના ઉપદેષ્ટા **ડાકોરવાળા ઇચ્છારામ ભટ્ટજીની છબીઓ** તેમનાં ટુંકાં ચરિત્રો સાથે આપવામાં આવ્યાં છે; **કવિના જન્માક્ષર, વીલ, વંશવૃક્ષ, કવિનું ગદ્ય લખાણ. કવિના ગ્રંથોનું લીસ્ટ, અમદાવાદના કવિ વ્યાસ માધવરામ** સાથેનો કવિનો કવિતામાં થયેલો રમુજી **પત્રવ્યવહાર. કવિનાં જીવન સૂત્રો,** વગેરે આશ્ચર્યજનક નવીન સપ્રમાણ વિગતો, અને અનેક અપ્રસિદ્ધ ગ્રંથોના ઉતારા અને અનેક વિષયોથી ભરપુર છે. કોઈ પણ ગુજરાતી કવિનું આટલાં બધાં સાધનોવાળું વિસ્તૃત સપ્રમાણ લખાયલું જીવનચરિત્ર હજુ સુધી બહાર પડયું નથી. આ ગ્રંથમાં વૈષ્ણવ સંપ્રદાયનું અનેક સિદ્ધાન્તોનું ઘણી જ સરળતાથી સ્પષ્ટીકરણ કરેલું હોવાથી **વૈષ્ણવોને** તો તે અતિ ઉપયોગી છે.

પ્રકાશક : **નારાયણદાસ પરમાનંદદાસ શાહ ડભોઈવાલા**

ઠે. છીપી ચાલી, ઘર નં. ૫૧, મુંબઇ નં. ૨



નિત્યભક્ત—કવિ–સમ્રાટ
**શ્રી. દયારામભાઈ**
જન્મ : સંવત ૧૮૩૩
નિજધામવાસ : સંવત ૧૯૦૯

પૂ. ગુરુદેવ
શ્રીમદ્ ગોસ્વામી શ્રી. ૧૦૮
**શ્રી છોટાજી મહારાજ**
(અમદાવાદ).

॥ श्रीकृष्णाय नमः ॥
॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥
॥ श्रीवल्लभः ॥

# શ્રીદયારામકૃત કાવ્યમણિમાલા.

[ ભાગ ૬ ઠ્ઠો ]

## સારશિક્ષા.

[ રાગ ધવળ ધન્યાશ્રી ]

પરમાનંદ મહામંગળ રસરૂપરાશિ ભગવંતજી;
શ્રીજી સહ શ્રીવલ્લભ વિઠ્ઠલ, કૃપાપાત્ર સૌ સંતજી ૧
એકાત્મરૂપ લહી વંદન કરીને, ધ્યાન ધરૂં ઊરમાંહેજી;
દિવ્ય સર્વ ગુણરૂપ વિચ્ચારી, નિરૂપણ કરૂં આંહેજી. ૨
સત્ય સખા શ્રીકૃષ્ણપ્રસાદે, માગી ત્હેની સહાયજી;
પારમાર્થિક પરમમિત્ર, સુહૃદની રહે નિત્ય સ્હાયજી, ૩
પરબ્રહ્મ રસમય સર્વેશ્વરજી, સકલગુણવિગ્રહ શ્રીજીજી
તેના જશરસમાં મતિ લોભે, એ વણ આશ ન બીજીજી. ૪
સમગ્ર વેદ જહેને પ્રતિપાદે, ગુણ ગાઇને નામેજી.
અનાદિ અનંત અપ્રતિમ પ્રભાવી, સ્તવી 'નેતિ'થી વિરામેજી.૫

શબ્દબ્રહ્મ વેદમૂર્તિ ને શબ્દાતીત કહે નિગમજી;
ત્રિગુણ કાલ અજા અક્ષર પર, સર્વાતીત પુરુષોત્તમજી. ૬

" तत्त्वमस्यादि " શ્રુતિયે કરીને, પરબ્રહ્મ નિરૂપણ થાયજી;
ચ્યારે વેદની ચ્યાર શ્રુતિથી, પર સ્વરૂપ કહેવાયજી ૭

*સામવેદ છાંદોગ્ય ઉપનિષદે, બોધ કર્યો નવ વાર જી;
ઉદ્દાલકે શ્વેતકેતુને, મહાવાકયે જણાવ્યો સારજી. ૮

અઠ્ઠાવીસ અક્ષર પ્રબંધથી, પુત્રને કર્યો ઉપદેશજી;
સત્ય બ્રહ્માત્મક કારણ સર્વે, સત્યરૂપ આદેશજી. ૯

સ્થૂલ સૂક્ષ્મ કારણ દેહથી ન્યારૂં, દેહાતીત આત્મસ્વરૂપજી;
અખિલાત્મા પરબ્રહ્મ પરાત્પર, સૌનું મૂળ તે તે રૂપજી ૧૦

ભગવદ્રૂપ સકળ જગત્ છે, આત્મરૂપથી સત્યજી;
અંશરૂપે જગત સર્વ છે, કૃષ્ણે કહ્યું અર્જુન પ્રત્યજી. ૧૧

---

૮ स य एषोऽणिमा ऐतदात्म्यमिदं सर्वं तत्सत्यं स आत्मा
**' तत्त्वमसि ' श्वेतकेतो ॥**
સામવેદોક્તછાંદોગ્યોપનિષદિ અષ્ટમખંડે ષષ્ઠપ્રપાઠકે.

૯ सदेव सौम्येदमग्र आसीत ॥ ઇતિ શ્રુતેઃ
" अहं ब्रह्मास्मि " યજુર્વેદોક્ત શ્રુતિ.
प्रज्ञानमानन्दंब्रह्म ઋગ્વેદોક્ત શ્રુતિ
अयमात्मा ब्रह्म અથર્વણવેદોક્તશ્રુતિ

૧૧ " एकांशेन जगत्सर्वं " " एकांशेन स्थितो जगत् " ગીતાજી

તત્ત્વસૂત્રમાં જીવમાત્રને, બ્રહ્મનો ભાખ્યો અંશજી;
જેની જેથી ઉત્પત્તિ, તે મૂળનો સર્વે વંશજી. ૧૨
બૃહદારણ્યક ઉપનિષદ્‌માં, જગત્ સત્ય એમ ભાખ્યુંજી,
સત્ય નિત્ય એમ વિષ્ણુપુરાણે, શ્રેષ્ઠ મુનિઓને કહી દાખ્યુંજી.૧૩
તે પરબ્રહ્મથી કોઈ ન ન્યારું, બ્રહ્મ વણ ખાલી ન ઠામજી;
સૂત્રે મણિમાળા પ્રોયાવત્, સઁહ્લિષ્ટ સંબંધે વિરામજી. ૧૪
વસ્તુતઃ તત્ત્વે ભેદ ન કોમાં, **વાસુદેવમય સર્વજી;**
બ્રહ્મથી ભિન્ન વસ્તુ ન કાંઈ, જાણી રહેવું અગર્વજી. ૧૫
સર્વ પ્રાણી ને સર્વ લોકમાં સર્વ દિશા સૌ સ્થાનજી,
એકજ બ્રહ્મ તત્ત્વરૂપનું, સૌમાં સદા અધિષ્ઠાનજી. ૧૬
તત્ત્વે કરીને સૌની એકતા, તારતમ્યે થાયે વિવેકજી;
અગ્નિ ને તેના તણખાઓ, વહ્નિ દાહકતા એકજી. ૧૭
નામરૂપાદિ વિવિધ પેખીને, દ્વૈતપણું નહિ લેશજી;
નાગર નટુવો ચતુરશિરોમણિ, ધરે અનેક તે વેષજી. ૧૮

---

૧૨ " अंशो नानाव्यपदेशात् " વ્યાસસૂત્રે.
मममैवांशो जीवलोके जीवभूतः सनातनः ॥ ગીતાજી.
૧૩ " ब्रह्मामृतं जगत्सत्यम् " બૃહદારણ્યકોપનિષદ્.
तदेतदक्षय्यं नित्यं जगन्मुनिवराखिलम् ॥
आविर्भावतिरोभावजन्मनाशविकल्पवत् ॥ શ્રીવિષ્ણુપુરાણે.
૧૪ " सूत्रे मणिगणा इव " ગીતાજી
सर्वं खल्विदं ब्रह्म नेह नानाऽस्ति किञ्चन ॥ ઇત્યાદિ શ્રુતિ.
૧૫ " वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः " ॥ ગીતાજી

અનંત લીલા વિગ્રહ પુરુષોત્તમ, નામરૂપ લીલા અનેકજી;
ત્રિગુણ બ્રહ્મ ને સર્વ શક્તિમાં, વ્યાપક શ્રીજી એકજી. ૧૯
એકજ દેવાધિદેવ હરિ, તે ગુપ્ત અખિલમાં રાજેજી;
સર્વ સ્થળ વ્યાપક, સૌના અંતરમાં કર્માધ્યક્ષ વિરાજેજી. ૨૦
સાક્ષીવત્ નિર્લેપ સદા છે, કરે સૌ પ્રાણીમાં નિવાસજી;
ત્રિગુણાતીત સૌને ચૈતન્યદાતા, સૌ ઘટ કરે પ્રકાશજી. ૨૧
અખિલકર્માધ્યક્ષ ફલદાતા, સદા હરિ નિર્દોષજી;
સકલૈશ્વર્યપરિપૂર્ણ સદા એ, દિવ્ય અનંત ગુણકોષજી. ૨૨
સ્વયંબ્રહ્મ જ્યાયાન્ સ્વયંભૂ, ત્રિગુણ અક્ષરાતીતજી;
અજા કાલ સર્વેના સ્વામી, પરબ્રહ્મ તે સર્વાતીતજી, ૨૩
ઘાટે ન મ્હોતાં ઘડનારને જોવો, જગત્ બગીચા રૂપજી,
બાગ રચના કરનાર બ્રહ્મનું, અંતર રૂપ અનૂપજી. ૨૪
એ વાડીમાં બ્રહ્મ વિલસે, જગ હરિ ક્રીડાભાંડજી;
બાહ્યાભ્યંતર રમણ કરે પ્રભુ, અનંત કોટિ બ્રહ્માંડજી. ૨૫

---

१९ अन्योन्यमनुरक्तास्ते ह्यन्योन्यमुपजीविनः ॥
अन्योन्यप्रणताश्चैव लीलया परमेश्वराः ॥ કૂર્મપુરાણે વાક્યમ્.

२०-२१ एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतांतरात्मा ॥
कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च ॥
इति श्रुतेः

२२ निर्दोषपूर्णगुणविग्रह आत्मतंत्रयामेःऽतिनिश्चयः ॥

२३-२४ आराममदस्य पश्यन्ति न तं पश्यति कश्चन इति श्रुतेः

જોઇ સાંભળી માણી અનુભવી, જ્ઞાની મન રંજન થાયજી;
મનન કરી અંતર આનંદ, રસ પીતાં ન ધરાયજી. ૨૬
પ્રાકૃત રૂપ ગુણુ કો ન બ્રહ્મમાં, આનન્દમય સર્વાંગજી;
મહાન્ દિવ્ય રસરૂપ અમાયિક, દ્વાદશ સાંગોપાંગજી. ૨૭
એ વિજ્ઞાન થવાને કાજે, સદ્‌ગુરુને શરણે જાયજી,
સંપત્તિ અનુસારે ભેટ લેઇ, જઈ મૂકી પડવું પાયજી. ૨૮
ખાલી હાથે કદિ જવું નહિ, દેવ ગુરુ હરિ પાસજી;
તન મન ધન ન્યોછાવર કરીને; અર્પી થઇ રહે દાસજી. ૨૯
વેદવેત્તા તત્ત્વજ્ઞાની, વેદાર્થરહસ્યને જાણેજી;
આચાર્ય સદ્‌ગુરુ શરણે જાતાં, બ્રહ્મ મતિ ઉર આણેજી. ૩૦
હરિવત્ પરમ પ્રેમભક્તિથી; ગુરુ પર નિષ્ઠા હોયજી;
સેવા કરીને રીઝવવાથી, કૃપાયે હરિને જોયજી. ૩૧
ઉચ્ચ સત્કર્મના યોગે કરીને, હરિનો અનુગ્રહ હોયજી;
માટે સત્કર્મો સાધનવત, હરિજન ત્યાં ચિત્ત પ્રોયજી. ૩૨
શ્રદ્ધાપૂર્વક હરિ અર્થે કર્મો, જ્ઞાનભક્તિયુત થાયજી;
તેણે સદા વિશુદ્ધ વૃત્તિ રહે, આર્ષ ગ્રંથે ગાયજી. ૩૩

---

૨૫-૨૬ "आत्मा वारे दृष्टव्यः श्रोतव्यः मन्तव्यो ' इति श्रुतेः

२७ " आनन्दमात्रकरपादमुखोदरादिः " इति श्रुतेः
अपाणिपादो जवनो गृहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ॥ इति श्रुतेः

२८ तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं-ब्रह्मनिष्ठम् ॥

३१ यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ॥
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥

દૈવેચ્છાથી અનેક જન્મે, મળે મનુષ્યનો દેહજી;
પુણ્યરૂપ સુકર્મ યોગથી, સ્વર્ગ ફલ પામે તેહજી. ૩૪
પાપરૂપ અસત કર્મથી, **નીચ** યોનિને પામેજી;
કર્માનુસારે ફલ ભોગે તે, કર્મે ન સંસૃતિ વામેજી. ૩૫
કેવળ કર્મે મુક્તિ ન સાંપડે, વૈરાગ્ય જ્ઞાન સહ ભક્તિજી;
પ્રવૃત્તિ કર્મે શ્રેય સધાય ન, તજી દે ફલ સંગાસક્તિજી. ૩૬
પુણ્ય પાપના મિશ્રણપણાંથી હોય મનુજ અવતારજી;
નિવૃત્ત ધર્મ કર્મ આચરે, મોક્ષ થાય નિર્ધારજી. ૩૭
સ્વધર્મજ્ઞાનભક્તિયુત થઇ, પરબ્રહ્મને અર્થજી;
નિજ સુખાર્થ ન કોઈ અપેક્ષા, થાય હરિ પ્રીત્યર્થજી. ૩૮
સુખ મેળવવા દુઃખ દૂર કરવા, કરે મનુષ્ય ઉપાયજી;
સાચું સુખ અચળ અખંડિત, નિવૃત્તિ ધર્મે થાયજી. ૩૯
પ્રાકૃત ને ગણિતાનંદ સુખમાં; નિરવધિ નહિ આનંદજી,
ત્રિગુણાતીત હરિ પુરુષોત્તમ, રસનિધિ પૂર્ણાનંદજી. ૪૦
નિવૃત્તિમાર્ગ નિર્ગુણપણાના શ્રીહરિ અર્થે થાયજી;
પ્રભુ પ્રસન્નતા મેળવવાથી, સર્વે અર્થો સધાયજી. ૪૧
સત્ય પૂર્ણ સુખ તેમાં રહ્યું છે, એવું જે જન જાણેજી;
હરિપ્રીત્યર્થ વણ ન કરે કાંઇ, તે હરિરસને માણેજી. ૪૨
અવિનાશી સુખ છોડીને, જન માયિક વિષયે દોડેજી;
ભાગ્યહીન અજ્ઞાને કરીને, ઉત્તમને તરછોડેજી. ૪૩

૪૨ यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति भूमैव त्वेवं–विजिज्ञासितव्यम् ॥

બહુ જન્માંતે જ્ઞાની થવાયે, હરિશરણ પરાયણ થાયજી;
અનેક જન્મે સંસિદ્ધિ, ભગવદ્‌ગીતા ગાયજી. ૪૪
પાત્રાધિકાર પ્રમાણે સર્વે ઇચ્છા રાખી યાચેજી;
મનથી માન્યું તે સુખ લહીને, તે મેળવવા રાચેજી. ૪૫
આશાવંત સકામી જનને, સદા રહે છે દુઃખજી;
આદ્યે મધ્યે અંતે ત્હેને, સ્વપ્ને હોય ન સુખજી, ૪૬
ઈચ્છિત લાભની પ્રાપ્તિ થયે પણ, સદા સહે તે ક્લેશજી;
સર્વ અનર્થો રહે લોભમાં, નહિ સુખ શાંતિ લેશજી. ૪૭
કામનાવાળી ઈચ્છિત વસ્તુ, ભોગે પણ નહિ ધરાયજી;
દુષ્કર કામના તૃપ્ત ન થાયે, અધિકાધિક ઉભરાયજી. ૪૮
જહેની માયિક વિષયે કામના, અસંતોષી દુઃખી તે હોયજી;
અધિકાધિક મેળવવા ચાહે, દરિદ્રી ભિખારી સોયજી. ૪૯

---

૪૪ बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ॥
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ગીતાજી.

૩૨ થી ૪૫ શ્રીમદ્‌ભાગવતે સ્કંધ ૭, અધ્યાય ૧૩, ૨૪, ૨૮, શ્લોક ૨૫–૨૯.

૪૮ न जातु कामः कामानामुपभोगेन शाम्यति ॥
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥ इतिवचनात्

૪૯–૫૦ अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित् ॥
इति सत्यं महाराज बद्धोस्म्यर्थेन कौरवैः ॥
મહાભારતે યુધિષ્ઠિરં પ્રતિ ભીષ્મવચનમ્

महेन्द्रोऽपि दरिद्रायते"

જ્હેને જે વસ્તુની કામના, ત્હેનો તે જાણવો દાસજી;
"अर्थस्य पुरुषो दासो", ભીષ્મ વચન સુખરાશજી. ૫૦
મ્હારૂં મ્હારૂં કહીને મૂરખ, વૃથા મરે છે દોડીજી;
વ્યર્થ વિટંબણા તે સહે છે, સંગ ન આવે કોડીજી. ૫૧
ગૃહ દારા ધનાદિ, નિજનું માંને બંધનજી;
કાળે સર્વ હણાઈ જાશે, નહિ થાય નિર્બંધનજી. ૫૨
વૈભવ છોડી વૈભવીને જાવું, અથવા વૈભવ તજી જાશેજી;
અસત્ પદાર્થે મોહ પ્રીતથી, ગોથાં ખાઈ અથડાશેજી. ૫૩
ત્રિતાપ હોળી ત્હેને ઉર ધીકશે, ન સુખ શાંતિ રહે પરિતાપજી.
અર્થસિદ્ધિ થવાને માટે, થાયે ચોવિધિ પાપજી. ૫૪
સંતોષામૃત ધનપ્રાપ્તિથી, પૂર્ણ સુખ શાંતિ થાયજી;
અન્યધનલુબ્ધક અસંતોષી તે, સત્ય સુખ શાંતિ ન ચ્હાયજી. ૫૫
ત્રિવિધ નરકનાં દ્વાર ગણાવ્યાં, લોભ કામ ને ક્રોધજી;
માટે ત્રણે ત્યાગ કરવાનો, ગીતામાં કર્યો પ્રબોધજી ૫૬
ધનાતુર ધનવંત જનોની, કલેશ ગતિ જ્ઞાની જાણેજી;
નિશદિન મન લાગ્યું રહે ધનમાં, ન ભોગવાય સુખ માણેજી. ૫૭

---

૫૨ द्रविणं मे च दारा मे बन्धुवर्गश्च मे धनम् ॥
इति मे मे प्रकुर्वाणं कालो हन्ति च पुरुषम् ॥ इति वचनात्
५५ संतोषामृततृप्तानां यत्सुखं शांतचेतसाम् ॥
कुतस्तद्धनलुब्धानामितश्चेतश्च धावताम् ॥
५६ कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत् त्रयं त्यजेत् ॥
ગીતાજી, અ. ૧૬ શ્લોક ૨૧

અતિલોભે મનને વશ રહે છે, રહે ભયાતુર તેહજી;
નિંદ્રાપણ સુખરૂપ ન આવે, દુઃખ મૂળ તૃષ્ણા છે એહજી. ૫૮
પુત્રહિ આપ્ત સગાં સુહૃદમાં, શંકા ને નહિ વિશ્વાસજી;
રાજા ચોર શત્રુ યાચક જોઇ, ભય પામી થાય ઉદાસજી. ૫૯
તૃષ્ણાએ નિરંતર શોક મોહ, ને વ્યાપે ભય ને ક્રોધજી;
રોષ વેર ને ઝેર મદાદિ, ફેલે જો કરે રોધજી. ૬૦
અસત્ જનોની પ્રીતિ બાંધે, પરિશ્રમ દીનતાદિ થાયજી;
પરાધીનપણું નિત્યે વેઠે, ઝંપે નહિ કદાયજી. ૬૧
કામદામાદિ વિષય અર્થાતુર, સ્વાર્થ સાધવા કાજજી.
સ્વજનબંધુ હિતકારી જનશું, તોડે પ્રીત સમાજજી. ૬૨
મેળવતાં દુઃખ, દુઃખ રક્ષણમાં, વ્યયે હાનિ અતિ દુઃખજી;
અનર્થ પંદર રહે છે ધનમાં, ચિત્ત રહે હરિથી વિમુખજી. ૬૩

---

૬૨ "अर्थातुराणां स्वजनो न बन्धुः"

૬૩ धनानामर्जने दुःखं तथैव परिपालने ॥
नाशे दुःखं व्यये दुःखं धिगर्थान् क्लेशकारिणः ॥१७॥
શ્રીમદ્ભાગવતે સ્કંધ ૧૧, અ. ૨૩, શ્લોક, ૧૭ ભિક્ષુ ગીતાયાં ભગવદ્વચનમ્.
पिपीलिकार्जितं धान्यं मक्षिकासंचितं मधु ॥
लुब्धेन संचितं द्रव्यं समूलं च विनश्यति ॥
अर्थस्य साधने सिद्धे उत्कर्षे रक्षणे व्यये ॥
नाशोपयोग आयासः त्रासः चिन्ता भ्रमो नृणाम् ॥
શ્રીમદ્ભાગવતે

ચોરી હિંસા અસત્ય દંભ ને કામ ક્રોધ મદ ગર્વજી.
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
ભેદ વૈર અવિશ્વાસ ને સ્પર્ધા, સ્ત્રી દ્યૂત મદ્ય એમ સર્વજી.
૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૬૪
સકળ અનર્થની ઉત્પત્તિનું મૂળ દ્રવ્યમાં જાણીજી;
મુમુક્ષુ સમ્યક્ ત્યાગે સર્વને, શ્રીમદ્ભાગવતમાં વાણીજી. ૬૫
કાષ્ઠ લોહની બેડી પાશસમ, દૃઢ બંધનનાં રૂપજી;
સ્ત્રી ધન આદિમાં આસક્તિ, તેહ પડે ભવ કૂપજી. ૬૬
અહંતા મમતાની વૃદ્ધિકારક, ધનદારાદિ સમસ્તજી;
“હું કર્તા ને આ છે મ્હારૂં”, અયોગ્ય માને દસ્તજી. ૬૭
તેણે દૃઢ બંધનતા પામે, મુક્ત થાય નહિ જનજી;
સર્વ પર સત્તા હરિની જાણી, અર્પે તનમનધનજી. ૬૮
શ્રીહરિએ પ્રગટાવ્યું સર્વે, કર્તા દાતા તેહજી;
ભોક્તા હર્તા સર્વેશ્વર છે, જાણી અર્પે સૌ એહજી. ૬૯

---

૬૪ स्तेयं हिंसानृतं दंभः कामः क्रोधः स्मयो मदः ॥
भेदो वैरमविश्वासः संस्पर्धा व्यसनानि च ॥
एते पंचदशानर्था ह्यर्थमूले मता नृणाम् ॥
तस्मादनर्थमर्थाख्यं श्रेयोर्थी दूरतस्त्यजेत् ॥

૬૫ एवं धर्मै मनुष्याणामुद्धवात्मनिवेदिनाम् ॥
मयि संजायते भक्तिः कोऽन्योर्थोऽस्यावशिष्यते ॥

શ્રીમદ્ભાગવત સ્કંધ ૧૧

૬૬ लोहदारुमयैः पाशैर्दृढबद्धो विमुच्यते ॥
स्त्रीधनादिषु संसक्तो मुच्यते न कदाचन ॥

સર્વાત્મનિવેદન પરબ્રહ્મને, થાતાં બંધન છૂટેજી;
જેની છે તે ત્હેની મનાતા, અવિદ્યા મોહાદિ ત્રૂટેજી. ૭૦
હું કર્તા ને આ છે મ્હારૂં, અજ્ઞાને મનાયજી;
પરસત્તાને નિજની માને, બાધકરૂપ તે થાયજી. ૭૧
લક્ષ્મીપતિની લક્ષ્મી મનાતાં, અહંતા મમતા જાયજી;
હરિની માની ત્હેને અર્થે યોજતાં; ભક્તિ થાયજી. ૭૨

દુહો:-સાખીઃ-

તુલસી નાર ગરીબકી, અપની કહે ન કોઇ,
પ્રભુ પતની અપની કહે તો ક્યોં ન ફજેતિ હોઇ ?

સર્વ વસ્તુ પ્રભુએ સરજી છે, કર્તા દાતા ભોક્તા એકજી;
જેણે પ્રગટાવી આપી સૌને, તે સ્વામી એવો વિવેકજી. ૭૩
બ્રહ્માર્પણ કરવાની વસ્તુ, બ્રહ્માર્પણ કરનારજી;
જે દ્વારે અર્પાયે તે, બ્રહ્મરૂપ વિચ્ચારજી. ૭૪
ભોગ્ય પદાર્થ ને ભોક્તાદિ સર્વે, એકજ તત્ત્વ સિદ્ધાંતજી;
બ્રહ્મમય સૌ જે જાણે તે, અણુ ન રાખે ભ્રાંતજી. ૭૫
વિશ્વંભર સૌ વિશ્વને આપે, અન્ન ધન નિર્ધારજી;
ધન પદાર્થ પણ બ્રહ્મરૂપથી, શ્રીહરિ કરે સ્વીકારજી. ૭૬
શ્રુતિમાં 'વસુ' એ નામે કરીને, ધનને ગણ્યું હરિરૂપજી;
તત્ત્વે કરીને અભિન્નતા ક્હેવા, ધનને કહ્યું તદ્રૂપજી ૭૭

---

૭૪-૭૫-૭૬ ब्रह्मार्पणं ब्रह्महविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ॥
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्म समाधिना ॥
ગીતાજી અધ્યાય ૪. શ્લોક ૨૪.

અન્ન ધનાદિ દાતા વિશ્વંભર, 'वसुदः' શ્રુતિ વિચ્યારજી;
જહેનું ત્હેને અર્થે યોજતાં, નિર્દોષ બ્રહ્મ સમ સારજી. ૭૮
સાચું ઉત્તમ ધન તે કહાવે, ધર્મયુક્ત જે હોયજી;
ધર્મથી વિમુખ પડાયે જેણે, તે ધન બાધક સોયજી. ૭૯
સફલિત સર્વ સમર્પણ થાયે, કૃષ્ણાર્પણ મતિ અર્થજી;
અખિલ નિર્બાધ્ય થાયે ત્હેને, કદિ ન થાય અનર્થજી. ૮૦
સર્વ સ્પૃહાથી રહિત થઇને, આશ્રય દૃઢ હરિનો ધારેજી;
અંતરાય ત્હેને ન રહે કો, સ્વાનંદરહિત ન ક્યારેજી. ૮૧
કાયા વાણી મન ઇંદ્રિય ને બુદ્ધિ આત્માદિ સર્વજી;
જેણે જે જે થાય તેહ સૌ, અર્પે રહી અગર્વજી. ૮૨
ભગવદ્ભોગ્ય અર્થ ઉપયોગે, અર્પે તન મન ધનજી;
બ્રહ્માર્પણે નિર્દોષ થાય સો, રહે ન કો બંધનજી. ૮૩
સારશિક્ષા મન બોધ થવાને, દાસ દયે ઉર રાખીજી;
તેમાંથી મુખ્ય મુખ્ય સંક્ષેપે, પ્રસંગ નીકળતાં ભાખીજી. ૮૪

---

૭૭-૭૮ " अन्नदो वसुदो मः " ઇતિ શ્રુતે.

૮૧ योगचर્यामिमां योगी विचरन् मद्व्यपाश्रयः ॥
नांतरायैर्विहन्येत निस्पृहः स्म सुखानुभूः ॥ ४ ॥
શ્રીમદ્ભાગવત સ્કંધ ૧૧, અધ્યાય ૨૮, શ્લોક ૪૪.
ઉદ્ધવંપ્રતિ શ્રીકૃષ્ણવચનમ.

૮૧-૮૩ अभिमानश्च संत्याज्यः स्वाम्यधीनत्वभावनात् ॥
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥ ગીતાજી.
कायेन वाचा मनसेंद्रियैर्वा बुद्ध्यात्मना वानुसृतः स्वभावात् ॥
करोति यद्यत् सकलं परस्मै नारायणायेति समर्पयेत्तत् ॥
શ્રીમદ્ભાગવત.

# પ્રેમભક્તિ.

## રાગ ધવળ ધન્યાશ્રી.

શ્રીમદ્વલ્લભ મહાપ્રભુ, ને નમું શ્રીવિઠ્ઠલેશજી;
સાતે સ્વરૂપ સહિત સઘળે છે, વંશાત્મક વિશેષજી. ૧
શ્રીમદ્વલ્લભલાલ ગુરુચરણે, પ્રેમે લાગી પાયજી;
ધ્યાને વ્હાલ ધરી વંદીને, સ્તવન કરું ગુરુરાયજી. ૨
શ્રીજી સહ સ્વરૂપો સાતે, પ્રાણજીવન ઉરહારજી;
અપાર મહિમા જ્હેના નામે, ઈષ્ટ કૃષ્ણ નિર્ધારજી. ૩
શ્રીગોપીજનવલ્લભ રસિકેશ્વર, સદાનંદ સર્વોત્તમજી;
સકળ અમંગળ વિઘ્ન પળાયે, સમરતાં શ્રીપુરુષોત્તમજી. ૪
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ શ્રીજી, એ વણ આશ ન બીજીજી;
હસ્તિપદમાં સૌનાં પગલાં, સમાયાં એ રસે ભીંજીજી. ૫
અનાદિ એકમાં સર્વ પ્રતિષ્ઠિત, તેથી ન્યારૂં ન કોયજી;
અકળ સકળ રચના તે બ્રહ્મની, વિજ્ઞાની ત્યાં ચિત્ત પ્રોયજી. ૬
સૌ સુખકર્તા સૌ સુખદાતા, અખિલ કલેશ હરનારજી;
ચૉવિધિ પાપ તાપત્રયવિધિહર, દયાનિધિ સુખસારજી. ૭
લોક વેદ પ્રસિદ્ધ પુરુષોત્તમ, શાસ્ત્ર વેદ પ્રતિપાદ્યજી;
ત્રિગુણ અજા અક્ષર પર રાજે, કાલાતીત સૌના આદ્યજી. ૮
રસમય પૂર્ણ બ્રહ્મ પરાત્પર, લોકવેદાતીતજી;
સ્વયંભૂ પૂર્ણાનંદ રસાત્મક, જે છે સર્વાતીતજી. ૯

---

૩ " यस्य नाम महद्यशः "

મૂળની વિસ્મૃતિ કદા ન થાયે, માટે ધ્યાન ધરી ચિત્તજી;
અખિલાનંદદાયક મનમોહન, તેથી જોડી પ્રીતજી. ૧૦
ગુરુગોવિંદ સંત કૃપાને, ઈચ્છું વારંવારજી;
સતત પ્રસન્નતા ત્હેની ચ્હાઈ, કરું સદાનંદોચ્ચારજી. ૧૧
સાધને સાધ્ય નહિ પુરુષોત્તમ, કૃપા પ્રભુને હાથજી;
તેહ કૃપાબળ પ્રાપ્ત થવાને, ચરણે નામું માથજી. ૧૨
નિશદિન હરિજશરસ રહે વૃત્તિ, ન અન્ય કો ઉરમાં આવેજી;
ત્હેને કૃપાનો મારગ લાધે, જાણી મને એ ભાવેજી. ૧૩
નિશદિન તાપ રહે ઉર અંતર, સહે ન પ્રભુ પરિતાપજી;
રસમય થઈ હરિ ગુણ ગાવાથી, સૌ સદ્ય શમે સંતાપજી: ૧૪
નવધા ભક્તિયે ભગવત ર્‌હેલા, ભક્તિવશ ભગવાનજી;
શ્રી હરિ અનુગ્રહ સદ્ય થયાનું, ભાગવતથી આવે ભાનજી. ૧૫

---

१२ शास्त्रं ( **नियामकं** ) तावद् यावत् पूर्णकृपा न ते ॥
कृपया तेषु पूर्णस्य नैव कोऽपि **नियामकः**

१५ "नायमात्मा प्रवचनेन लभ्यः न मेधया न बहुना श्रुतेन ॥
यमेवैष वृणुते तेनैव लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥"
"नायमात्मा बलहीनेन लभ्यः" ઈतिश्रुतेः
श्रीविष्णोः श्रवणे परीक्षिदभवद् वैयासकिः कीर्तने ॥
प्रल्हादः स्मरणे तदंघ्रिभजने लक्ष्मीः पृथुः पूजने ॥
अक्रूरस्त्वभिवन्दने कपिपतिर्दास्येऽथ सख्येऽर्जुनः ॥
सर्वस्वात्मनिवेदने बलिरभूद् कृष्णाप्तिरेषां परम् ॥ શ્રીમદ્ભાગવતે.

આદ્યે સાધનવત્ ભક્તિથી, ફલાત્મક ભક્તિ થાયજી;
ભક્તિયોગે અખિલ ભુવનમાં, પરમ શુચિ લેખાયજી. ૧૬
બુદ્ધિપ્રેરક પ્રભુ થઈને, ઇચ્છાવત્ કરે દાનજી;
તે મતિ અનુસાર પદાર્થે, લાગે મુને અનુમાનજી. ૧૭
કૃપામાર્ગે હરિ બહુ સ્હેલા, સ્નેહે સદ્ય હરિ રીઝેજી.
વિશુદ્ધ જ્ઞાનોત્તર પરાથી, કૃપારસમાં ભીંજેજી. ૧૮
એકાત્મરૂપ હરિ ગુરુ સંત છે, એ નિશ્ચય દૃઢ ભાવજી;
મન કર્મ વચને શુદ્ધ ભાવથી, ભજતાં થાય દર્શાવજી. ૧૯
પૂર્ણકૃપાનું પાત્ર થવાને, અનન્યભાવ ઉપાયજી;
વિશુદ્ધ ભક્તિ હરિસેવનથી,: પ્રસન્નતાએ કૃપાયજી. ૨૦
અચલ અખંડિત દૃઢ આસક્તિ, ખંડિત ભાવ ન હોયજી;
દૈન્યભાવ નિર્હેતુક થાતાં, બાકી ન રહે કોયજી. ૨૧
ક્ષણક્ષણ અધિકાધિક, નૂતન રસ ભાવે ભરિત અનુગ્રહી હોયજી;
પડદો કાંઈ ન રહે પ્રભુશું, અનુભવી જન તે જોયજી. ૨૨
આદ્યે માહાત્મ્યજ્ઞાન થએથી, સુદૃઢ હોય હરિભાવજી;
સદા સો ભાવે રહેજે, ત્હેને હરિ વણ અન્ય ન ચ્હાવજી. ૨૩
સ્નેહાત્મક ભક્તિ જ્ઞાનોત્તર, પરમ પ્રેમની હોયજી;
એણે દુર્લભ પણ સુલભ થઇને, મહદનુગ્રહ જોયજી. ૨૪
ગુણ પ્રભાવ સુણી જોયાની, ઉત્કંઠાતુર થાયજી;
દેખે સ્વરૂપાસક્તિ *રઢ લાગે, તૃષ્ણા અન્ય ટળી જાયજી. ૨૫

* રઢ=લગની, લઢણ.

વાર્તાલાપ સુણી ઉભરે આનંદ, સ્પર્શાદિ પછી હોયજી;
સ્નેહે મનોરથે ઉમંગ વધતાં, મહત્ કૃપાબળ જોયજી. ૨૬
હરિ હિત સુખ વાત્સલ્ય કૃતિયે, શ્રીહરિ રુચિ સમજાયજી;
ગાઢ પ્રેમે સેવનમાંહે, જનમન રંજન થાયજી. ૨૭
પુત્ર પિતાને મળતાં માત્રે, ભેટાલિંગન હોયજી;
સ્હેજે પરસ્પર આનંદ જાગે, પુલકિત નેત્રે રોયજી. ૨૮
એમ ક્રમ ક્રમથી નેહ વૃદ્ધિયે, ઉપજે રતિ અનેકજી;
વિવિધ અનંત પ્રકાર દાનથી, અંતર સમજે વિવેકજી. ૨૯
સર્વોપરિ દાન ઉદાર શિરોમણિ, પ્રભુ કરે બહુ રીતજી;
એણે મહારસ રીત અલૌકિક, તેમાં વાધે પ્રીતજી. ૩૦
પરમ પ્રીતના આવે ઉભરા, લ્હેરવત્ હાર કતારજી;
ઉમડી ઉમડી ઘુમરી થઇ આવે, ન ફરે પાછા લગારજી. ૩૧
સિંધુ છોળ તરંગ સદાયે, અષ્ટ પ્રહર દિનરાતજી;
તદ્વત્ જન હરિરસમાં ઝીલે, માણે રસિક સાક્ષાતજી. ૩૨
અંતર પ્રીતિ ઉમંગ અંગે, રોમ કંઠ ભર હોયજી;
વિહ્‌વળતા નેત્રે જળધારા, પ્રેમ કહાવે સોયજી. ૩૩

---

૩૨ " सोऽश्नुते सर्वान्कामान्सह ब्रह्मणा विपश्चिता " ઇતિશ્રુતેઃ

૩૩ कथं विना रोमहर्षं द्रवता चेतसा विना ॥
विनानंदाश्रुकलया शुध्येद् भक्त्या विनाशयः ॥ २३ ॥
वाग्गद्गदा द्रवते यस्य चित्तं रुदत्यभीक्ष्णं हसति क्वचिच्च ॥
विलज्ज उद्गायति नृत्यते च मद्भक्तियुक्तो (युतो) भुवनं पुनाति ॥२४॥
શ્રીમદ્‌ભાગવતે સ્કંધ ૧૧, અધ્યાય ૧૪, શ્લોક ૨૩–૨૪

પરમાનુરક્ત ઇશ્વરમાં થાયે, અનપાયિની નવ જાયજી;
ભક્તિમીમાંસા સૂત્રે ભાખી, ને વિષ્ણુપુરાણે ગાયજી. ૩૪
આર્ત અભિલાષ ભર સ્નેહેથી, પ્રબલાતુરતા જાગેજી;
આનંદ ઉમંગે પૂરિત પાત્રતા, કૃપાબળરસે અનુરાગેજી. ૩૫
હરિકૃપાના બહુ પ્રકારો, ભાવાનુસારે દાનજી;
ભાવાધીન પુરુષોત્તમ થઇ, દે અધરામૃત દાન મહાનજી. ૩૬
એ સત્યામૃત સમ સ્વાદ ન કોઇ, અન્યામૃત સૌ પાનજી;
શ્રીકૃષ્ણવિરહાનુભવી ગમ્ય તે, પીતાં ન રહે અન્ય ભાનજી. ૩૭
દેહાનુસંધાન રહે નહિ, સર્વેન્દ્રિય પ્રાણ મનાદિજી;
ચિત્ત અંતઃકરણ લુબ્ધાય, રસિક રસ, સમજે પાનરસસ્વાદીજી.૩૮
અષ્ટ પ્રહર નિશિવાસર માંહે, ક્ષણાર્ધ ન વિસરે જેહજી;
જ્યાં જ્યાં નેત્ર દૃષ્ટિ પડે ત્યાં, પેખે નહિ એક તેહજી. ૩૯
રસરૂપ રસાત્મક તેનાં નયણામાં, કરે સદા નિવાસજી;
અત્યદ્ભુત અતિદિવ્ય ચક્ષુએ, ઝળકે આનંદરાશજી. ૪૦
આર્ત અધિકતા તેણે કરીને, ગતિ દશા બદલાયજી;
સર્વાત્મભાવ રસરૂપ પ્રગટતાં, ઉલટ સુલટ સૌ થાયજી. ૪૧
અતિ આરત આતુર ભાવુકની, અવસ્થા સ્થિતિ અભિન્નજી;
પરમાનંદ રસસાગર માંહે, રસિક ગતિ હોય લીનજી. ૪૨
અભિન્ન છતાં ભિન્નવત્ ભાસે, મન માછલડું જેમજી;
રસાબ્ધિમાં રમી કલ્લોલે, આનંદભર મીન તેમજી. ૪૩

૩૪ " सा परानुरक्तिरीश्वरे " સૂત્રવચનાત્
या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी ॥
त्वामनुस्मरतो मा मे हृदयान्मापसर्पतु ॥ વિષ્ણુપુરાણે.

ડૂબી જળમાછલડીની ગતિ, પાન કરવાની ન શુદ્ધિજી;
મહાતૃષાતુર કષ્ટ સહે પણ, પીવાની થાય ન બુદ્ધિજી. ૪૪
ખૂટી જવાનો ભય રાખીને, પાન ન કરે લગારજી;
પરિપૂર્ણ રસસાગર માંહે, તદપિ અધીર અપારજી. ૪૫
ક્ષણમાં શીત ને ક્ષણમાં તાતી, લુહાર સાણસી પેરજી;
રસ સંયોગ વિયોગે હોયે, ઉઠે રતિરસ લ્હેરજી. ૪૬
આનંદિત રસમગ્ન સદા રહે, નિત્યાનંદ જે જન પામેજી;
નવલ નવલ રસ રીતે ભુક્તે, તે કયમ અન્ય વિરામેજી. ૪૭
રસાવેશે ન ભાવ રહે કો, વિસ્મૃતિ સર્વે થાયજી;
દેહાનુસંધાન ન રહે ત્હેને, તાદાત્મ્ય વૃત્તિ થઈ જાયજી. ૪૮
વિધિ નિષેધ ત્યાં લગી ચાલુ રહે, હોય દેહ અવસાનજી;
વિધિ નિષેધ બાધક નહિ ત્યારે, જ્યારે છૂટે સૌ ભાનજી. ૪૯
રાગમોહાદિ તસ્કર ત્યાં લગી, રહે ગૃહ બંદીખાનુંજી;
જ્યાં લગી સાચો થાય ન હરિજન, ભાગવતે વાક્ય બ્રહ્માનુંજી. ૫૦
સદાકાળ રહી હરિપરાયણ, કરે પ્રેમથી સેવાજી;
હરિ હિતાર્થે ભર ઉમંગથી, જાણે હોય પુત્રનો વ્હેવાજી. ૫૧
પરમ પ્રિય પરમાત્મા લાગે, અખિલાત્મભાવી થાયજી;
તેવા જનની હરિ અનુગ્રહથી, દીર્ઘ દૃષ્ટિ થઈ જાયજી. ૫૨

---

૫૦ तावद्रागादयः स्तेनास्तावत् कारागृहं गृहम् ॥
तावन्मोहोऽङ्घ्रिनिगडो यावत् कृष्ण न ते जनाः ॥ ३६ ॥
શ્રીમદ્‌ભાગવતે સ્કંધ ૧૦, પૂર્વાર્દ્ધભાગે અધ્યાય ૧૪, શ્લોક ૩૬.

લોકવેદથી અતીતપણુંની, મતિ હરિકૃપાથી થાયજી;
તે તો લોક વેદ ફલ કેરી સ્પૃહા, સો સ્હેજે તજાયજી. ૫૩
હરિ સંગે જ્હેનું મન રંગ્યું, લોકલાજ કુલ ત્યાગજી;
ત્હેને અન્ય ન સૂઝે કાંઈ, જયમ સમુદ્ર જહાજે કાગજી. ૫૪
બાહ્ય રમણ ને અંતર રમણે, રસાનુભવ હોય ઉરજી;
રસિક ભક્તથી રસાત્મક શ્રીજી, અણુ ન રહે દૂરજી. ૫૫
સ્નેહીને સંયોગકાળમાં, ક્ષણવત્ લાગે છોટોજી;
વિયોગમાં તેટલો જ સમય તે, લાગે અતિશે મોટોજી. ૫૬
જેણે એકદા પ્રગટ પરોક્ષે, કર્યો એ રસ આસ્વાદજી;
ત્હેને અન્ય રુચે નાં કહિયે, ફીકા લાગે સો સ્વાદજી. ૫૭
સ્નેહી મિલને સુખીઆ હોયે, વિછૂટે દુઃખીઆ થાયજી;
વિરહ વહ્નિની જ્વાળા લાગે, મૂર્છિત ગતિ થઈ જાયજી. ૫૮
કોઈ મરે જ્વર રોગ કારણે, અવસ્થાથી મરણ કો થાયજી;
પણ પ્રેમ વિયોગે જેહ મરે તે, રસિક પ્રેમી કહેવાયજી. ૫૯

---

૫૩ यदा यस्यानुगृह्णाति भगवानात्मभावितः ॥
स जहाति मतिं लोके वेदे च परिनिष्ठिताम् ॥
શ્રીમદ્‌ભાગવતે સ્કંધ ૪, પ્રાચીનબર્હિષ પ્રતિ દેવર્ષિનારદ વચનમ્.

૫૬ प्रेम सत्यं तयोरेव ययोर्योगिवियोगयो: ॥
वत्सरा वासरीयन्ति वासरीयन्ति वत्सरा: ॥
" त्रुटिर्युगायते त्वामपश्यताम्. "
ભાગવત સ્કંધ ૧૦, ગોપિકાગીત.

મૃત્યુ સાદૃશ્ય પણ છેક મરણ નહિ, મહાવિરહી મતિ ભાખીજી;
અંતર વૃત્તિ લાગી રહે ત્યાં, ફણિધર મણિ રતિવત્ દાખીજી. ૬૦
પ્રેમે પ્રાણ ટકી રહે છે, પ્રેમે પ્રાણ જ જાયજી;
પ્રેમે પ્રાણ સમર્પણ થાયે, પ્રેમે પ્રાણ રખાયજી. ૬૧
નયણાં ચાહે હરિ નિરખવા, શ્રવણે ચાહ હરિવાતજી;
કર ઈચ્છે હરિચરણ પરસવા, મનવૃત્તિ અહો રાતજી. ૬૨
પ્રેમ ભુજંગ ડસ્યો જે જનને, તે મન્ત્ર ન માને કોયજી;
પ્રેમી વિયોગે જીવે કદિ તો, બ્હાવરો તે હોયજી. ૬૩
દિવસમાં એકવાર જો દૃષ્ટે ન દેખે, પુરુષ શ્રીનાથજી;
તો મનડું બહુ આકળું થાયે, કાંઈ કામ ન લાગે હાથજી. ૬૪
વ્હાલા સાથે વ્હાલ રસ રીતે, વાર્તાલાપ ન થાયજી;
તો કામકાજે કાંઈ ચિત્ત ન લાગે, ઘર આંગણે નવ સોહાયજી. ૬૫
વ્હાલાને જૂઓ એકી નજરે, અમીદૃષ્ટે મિષ્ટ વિશ્રામજી;
ભર રસનેત્રે પાન કરતાં, ન તૃપ્તિ આસક્તિ નામજી; ૬૬
સભર રતિપૂર પ્રીતમ વિષે, તેની સુધ બુધ જાયજી;
વ્રેહે તાપ હોય આકુળ વ્યાકુળ, સ્થિર ન એક ઠામે ઠરાયજી; ૬૭
ગતિ મતિ રતિ યોગે વિસર્યાથી, પ્રેમી વણ દેખે રાનજી;
ક્ષુધા તૃષા નિદ્રા સૌ ન્હાસે, લાજ સુખ અભિમાનજી; ૬૮

---

૬૧ वसति विपिनविजने त्यजति ललितधाम ॥
लुठति धरणिशयने बहु विलपति तव नाम ॥
શ્રીજયદેવજી કૃત 'ગીતગોવિન્દે' દશમી અષ્ટપદી પ્રસંગે.

નખ શિખ રોમરોમ સર્વાંગે, પ્રગટે વિરહની જ્વાળાજી;
તે સર્વે શમે શ્રીનાથ નિરખતાં, પ્રગટ પેખે તત્કાળજી; ૬૯
ઉરમાં સ્થિર કરી રાખું નિરંતર, અથવા જઈ પેસું ત્હેમાંજી;
તીવ્ર મિલાપ લાગણી નિશદિન, ધન્ય **વ્યસન** ગતિ એહેમાંજી;૭૦
વણ પાંખે ઉડવા આકાશે, આકુળ વ્યાકુળ થાયજી;
સરિત્સાગરવત્ તીવ્ર ગતિયે, તોડી ફોડી ત્યમ જાયજી; ૭૧
ગાઢ સ્નેહીની વ્યસનાત્મક રતિ, અસહ્ય વિરહ વિયોગજી;
ક્ષણાર્ધ માત્ર પણ યુગસમ લાગે, સદા ચ્હાય સંયોગજી; ૭૨

॥ त्रुटिर्युगायते त्वामपश्यताम् ॥ ગોપિકાગીતે,

ભાવ પ્રમાણે સિદ્ધભાવના, તાદૃક્ ચિત્ત પ્રોવાયજી;
ભાવ રસના અંગ પ્રમાણે, જાણી અનુભવ થાયજી; ૭૩
અફીણીઓ વેળાની વેળા, ટેકે જો અફીણ નખાયજી;
તો જીવ ત્હેમાં રહે વળુંધો, વ્યસનાવસ્થા કહેવાયજી; ૭૪
જદપિ ખાધું પણ માવાપુર, શેષ પાસ નહોયજી;
તો ત્હેના પગ લૂલા થાયે, તરફડી વિલપી રોયજી; ૭૫
જેના વિના ઉભું ન થવાયે, તે વ્યસનાત્મક સ્નેહજી;
ક્ષણ વિયોગ પણ નાં સ્હેવાયે, વ્યસનાત્મક લક્ષણ એહજી; ૭૬
એકાંગી પ્રીતની વ્યસનાસક્તિ, ત્હેનું સ્વરૂપ રૂપક નેહજી;
રેશમ ગ્રંથિવત્ પ્રણયપાશ, પરસ્પર લુબ્ધક શ્રેષ્ઠજી; ૭૭

---

૭૩ ॥ यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ॥
॥ भावो भावनया सिद्धः ॥ ઇતિવ્યસનલક્ષણમ

દેહ માત્ર જુજવા ભાસે, પ્રાણાત્મા મન એકજી;
ઉભયાંગી ગ્રંથિ વ્યસનીવતની, પરમાનન્યની ટેકજી; ૭૮
મનથી મન કાળજે કાળજુ, બાંધ્યૂં ન છૂટે જેહજી;
અણુ દૂર ક્ષણ મત્સ્ય થાય તો, જાય પ્રાણ ધન્ય સ્નેહજી; ૭૯
જળમાં મીન હોય નહિ તો, [1]સદ્ય [2]વણસે તે પાણીજી;
મલિનતા જળ દાખે ને, મીન પ્રાણાંત લ્યે જાણીજી; ૮૦
અધમ જળ મળી રહે દૂધમાં, પય કરે નિજવત્ રૂપજી;
પય ઉકળતાં જળ બળે પ્હેલું, એ સ્નેહી મિત્ર સ્વરૂપજી. ૮૧
નિજ સ્નેહી જળ બળતું જોઈ, દૂધ સદ્ય ઉભરાયજી;
*અનલ પર પડી બૂઝવે ત્યારે, પય શીતળ થાયજી. ૮૨
પરમ સ્નેહીના વિયોગ વિરહે, રહે ન શુદ્ધિ લગારજી;
કેઈ પેરે જઈ મળું નેહીને, તેના કરે ઉપચારજી. ૮૩
અષ્ટ પ્રહર મન તેમાં ધૂમે, નિશદિન ત્યાંજ વિચારજી;
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ તુર્યા, મનમાં ત્યાંહેજ પ્યારજી. ૮૪
સખ્યત્વપણાથી નીચ ઊંચનું, ભાન રહે નહિ લેશજી;
પ્રભુતાવંત પ્રભુતા ઢાંકીને, સમત્વ કરે સૌ વેષજી. ૮૫
નિજ પ્રભાવ ઝાંખો પાડીને, મિત્ર અનુચર થાયજી;
અજિત સ્વતંત્ર જિતાય પરાધીન રહી, ન પ્રભુતા ચ્હાયજી. ૮૬
મ્હોટમતા મ્હોટાની સર્વે, છેક મંદ પડે જ્યારેજી;
પ્રભુતા તજી લઘુતા દર્શાવે, ખૂલે મિત્રતા ત્યારેજી. ૮૭

૧ સદ્ય=તરતજ, ૨ વણસે=બગડે.

*અનલ = અગ્નિ, દેવતા.

શેષ શિવ અજ સુરપતિ ને સુર, હરિથી રહે ભયભીતજી;
તે પ્રભુ વ્રજભક્તો વશ વર્તે, સુહૃદ મિત્રની રીતજી. ૮૮
અખિલ જગ કર્તા ભર્તા, દાતા હર્તા સર્વાતીતજી;
તે શ્રીમુખથી ભક્ત પ્રશંસી, ગુણ વરણે અતિ પ્રીતજી. ૮૯
પરોક્ષે પણ ઉદ્ધવ પ્રત્યે, પ્રભુએ કર્યું ગુણગાનજી;
નિર્હેતુક પ્રીતિથી વશ થઈ, સંદેશે કરાવ્યું ભાનજી ૯૦
વળી પટરાણી પ્રત્યે, કૃષ્ણ કહી વ્રજભક્તની પ્રીતજી;
ગોપીસમ કરવા પટરાણી સૌએ, આરંભી રીતજી. ૯૧
તદપિ લોક કુલ લાજ તજીને, અનુસર્યા નહિ તેહજી;
માટે પટરાણીથી અધિકો, વ્રજભક્તોનો સ્નેહજી. ૯૨
શ્રીગોપીજન સમ કૃપા ન કોને, અજ શ્રી ને મહાદેવજી;
જદપિ ત્રણે કૃપાપાત્ર, નહિ એ સમ કહે શુકદેવજી. ૯૩

---

૮૮-૮૯ अहोभाग्यमहोभाग्यं नंदगोपव्रजौकसाम् ॥
यन्मित्रं परमानन्दं पूर्णब्रह्म सनातनम् ॥
શ્રીમદ્‌ભાગવતે વત્સહરણલીલાપ્રસંગે બ્રહ્મદેવવચનમ્.
न पारयेऽहं निरवद्यसंयुजां स्वसाधुकृत्यं विबुधायुषापि वः ॥
या माऽभजन् दुर्जरगेहशृंखलाः संवृश्च्य तद्वः प्रतियातु साधुना ॥
શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૧૦, અધ્યાય ૩૨, શ્લોક ૨૨.

૯૨ न स्त्रियो व्रजसुंदर्यः पुत्र ताः श्रुतयः किल ।
नाहं शिवश्च शेषश्च श्रीश्च ताभिः समाः क्वचित् ॥
બૃહદ્‌વામનપુરાણે ભૃગ્વાદિઋષીન્પ્રતિ બ્રહ્મદેવવચનમ્.

न मे विरंचो न भवो न श्रीरप्यंगसंश्रया ॥
प्रसादं लेभिरे गोपी यत्तत्प्राप्य विमुक्तिदात् ॥ २० ॥
ભાગવત. સ્કંધ અધ્યાય, ૯ શ્લોક. ૨૦.

પ્રેમરૂપી કાચા સૂત્રે, બંધાયે પુરુષોત્તમજી;
ભક્તિસૂત્રે દેવર્ષિ વાણી, પ્રેમ ભક્તિ સર્વોત્તમજી. ૯૪
સાધને સાધ્ય નહિ પુરુષોત્તમ, કેવળ કૃપાયે સાધ્યજી;
નિમિત્ત માત્રનાં સાધન સર્વે, સાચા સ્નેહેજ લાધ્યજી. ૯૫
હરિ અધિષ્ઠાન આલંબન રાખી, હરિ પ્રીત્યર્થે સૌ કર્મજી;
જ્ઞાન ભક્તિ સહ હરિ હિતાર્થે, એ સર્વ ધર્મનો મર્મજી. ૯૬
અનુભવીઆ જન એ રસ માણે, થાય કૃપાનાં પાત્રજી;
અનુગ્રહ હરિનો મુખ્યાલંબન, સાહજિક રહે દિન રાતજી. ૯૭
અસહ્ય આરત તાપ ભાત્ર ને, દૈન્ય ભાવ રસરીતજી;
હરિ ગુરુ સંત સેવન રતિ વધતાં, નિર્હેતુક હોય પ્રીતજી. ૯૮
અજિત સ્વતંત્ર સર્વેશ્વર શ્રીજી, પ્રીતિવશ પરમાનંદજી;
સ્નેહ તણા કાચા સૂત્રેથી, બંધાઈ જાય ગોવિંદજી. ૯૯
જ્ઞાનોત્તરની પરાભક્તિની સામ્યે, સૌ સાધન મંદજી;
વેદ તપ દાન યજ્ઞાદિ સાધને, એવો નહિ આનંદજી. ૧૦૦
પરમ પ્રીત નિષ્કામ ભાવના, એણે હરિ આધીનજી;
રસિક ભક્ત વિમળ રસપાને ગર્ક, મહારસે લીનજી. ૧૦૧
દિવ્ય બ્રહ્મપુર અક્ષરમાંહે, રમે અક્ષરાતીતજી;
પરમાનંદનો સત્યામૃત રસ, ભુક્તે પરમ પુનિતજી. ૧૦૨

૯૪ " प्रेमसूत्रेण बद्धः " નારદભક્તિસૂત્રે વચનમ્.

આત્મરતિ ને આત્મમિથુન, ને આત્મક્રીડન શ્રુતિ ભાખેજી;
અખિલ અંતર્યામિસંગ રમતાં, દિવ્ય મહારસ ચાખેજી. ૧૦૩
રસભાવ રીત પ્રીત અંતરની, રસિક ભાવી જન જાણેજી;
અનિર્વાચ્ય અનુપમ અદ્ભુત, મહાન્ દિવ્ય રસ માણેજી. ૧૦૪
રસાવેશી ને વિરહી જનની, જેહ અવસ્થા હોયજી;
તદ્વત્ સ્થિતિ હોયે જે જનની, તે વણ જાણે ન કોયજી. ૧૦૫
દિવ્ય રસિક રસ ભોગવવાના અધિકારી જે પાત્રજી;
જદપિ મહારસ તે ભકતે પણ, ન વર્ણાયે અણુ માત્રજી. ૧૦૫
અનિર્વચનીય અલૌકિક રીતે, છાયા માત્ર વહાયજી;
જેવું જેટલું અનુપમ મીઠું માણ્યું, ન કથાય કદાયજી. ૧૦૬
ભોગવતી વેળાની અવસ્થા, તન્મયતાની હોયજી;
તેવી તન્મયતા તાદાત્મ્યપણાંની, સદા રહે નહિ કોયજી. ૧૦૭
ભરરસપાને લેશ રહે નહિ, દેહનું અનુસંધાનજી;
વિદેહિવત્ ગતિ તે કાળે, માટે વર્ણાય ન ગાનજી. ૧૦૯
પરમ પ્રેમી ભક્તિયોગથી, જડ ઉન્મત્તવત ભાસેજી;
તન્મયતા તાદાત્મ્યાદિકની, અવસ્થા ગતિ પ્રકાશેજી. ૧૧૦
અથવા મુંગો પિશાચવત્ શું, વિજ્ઞાનીની રીતજી;
શ્રીગોપીજન ભાન સૌ ભૂલ્યાં, પ્રભુવણ ગયું ન ચિત્તજી. ૧૧૧
ભાગવતોત્તમ સ્નેહી જનની; જેહ અવસ્થા હોયજી;
તદ્વત ગતિ થાય તે જન, વા પ્રભુજ જાણે સોયજી. ૧૧૨

સરિત પ્રવાહવત્ સદા સર્વદા, અવિચ્છિન્ન રસ રીતજી;
અહર્નિશ હરિ સંલગ્નતાની, નિર્હેતુક હોય પ્રીતજી. ૧૧૩
શ્રી હરિ ભક્તિ ભજન સેવા રસ લબ્ધાનંદી થાયજી;
પૂર્ણાનંદ રસ સાગર માંહે, રસિક રસે લુબ્ધાયજી. ૧૧૪
ભજન માંહે ભજ ધાતુ રહ્યો છે, ભજન અર્થ છે સેવાજી;
હરિ સેવન ભક્તિ સાધન શિરોમણિ, રીઝે દેવાધિદેવાજી. ૧૧૫
લૌકિક વૈદિક સર્વ ક્રિયાઓ, ભક્તિ રીતે સધાયજી;
હરિ સેવા અનુકૂળ કરે તે, નિર્ગુણ કૃતિ કહેવાયજી. ૧૧૬
પરબ્રહ્મને તન મન ધનથી, પ્રીતે સેવે જેહજી;
માનસી સેવા સિદ્ધ તેહને, થાયે નિઃસંદેહજી. ૧૧૭
સદા કાળ વાણી મન કર્મે, સાધન રૂપે થાયજી;
તેણે કરીને માનસી સેવન, અંતે સિદ્ધ થઈ જાયજી. ૧૧૮
અષ્ટ સિદ્ધ નવ નિધિ ન ચાહે, ચતુર્ધા મુક્તિ ન ચ્હાયજી;
નિર્હેતુક હરિ હિત કૃતિ થાતાં, સેવાફલ સિદ્ધ થાયજી. ૧૧૯

---

૧૧૩ मद्गुणश्रुतिमात्रेण मयि सर्वगुहाश्रये ॥
मनोगतिरविच्छिन्ना यथा गंगाम्भसोंबुधौ ॥
વાલ્મીકી રામાયણે ભક્તિલક્ષણવર્ણને.

૧૧૪ भक्तिरस्य भजनं तदिहामुत्रउपाधिनैराश्येन एव—
—अमुष्मिन् मनः कल्पनम् ॥ અથર્વણ વેદોક્ત ઉપનિષદિ.
" रसं लब्ध्वानंदीभवति ", તૈત્તિરીય ઉપનિષદિ.

૧૧૬ लौकिकी वैदिकी वापि क्रिया या क्रियते मुने ॥
हरिसेवानुकूलैव सा कार्या भक्तिमिच्छता ॥ નારદપંચરાત્ર.

૧૧૭, ૧૧૮, ને ૧૧૯ कृष्णसेवा सदा कार्या मानसी सा परा मता ॥

સર્વ સમર્પી હરિ આધીન રહી, ભજે નિર્હેતુક ભાવજી;
પ્રેમાસક્તિ વ્યસનાત્મકની થાતાં, સદ્ય દર્શાવજી. ૧૨૦
શ્રીહરિ અર્થે નિજ સુખ સ્વાર્થ, ભોગ રાગ કરે ત્યાગજી;
જે કાંઈ કરે તે હરિ હિત અર્થે, ત્હેને એ હોય અનુરાગજી. ૧૨૧
રસિક શિરોમણિ હરિરસ રૂપે, સદા રહે અનુરક્તજી;
ત્હેને અન્ય કાંઇ ન રુચે, રહે અનન્ય સ્વરૂપાસક્તજી. ૧૨૨
વ્રત નિયમની શુદ્ધિ ન રહે, પ્રેમ વાધે ભરપૂરજી;
નિર્ભય અવિચળ સુખ માર્ગમાં, હઠની કયમ રહે જરૂરજી. ૧૨૩
દેહનું ભાન રહે નહિ ત્હેને, ન વિધિ નિષેધ લગારજી;
રસાવેશી અવસ્થાના વિશુદ્ધ સર્વ પ્રકારજી. ૧૨૪
ચેટક લાગી રહે છે મનમાં, તે એક જ નહિ દશવીસજી;
તે વ્હાલામાં જઈ વસ્યાથી, શી રીતે ભજે જગદીશજી. ૧૨૫
બડભાગીની કૃતિ મતિ રતિ, ગતિ દિવ્ય અપારજી;
વિજ્ઞાની અનુભવીઆ મહાજન, વર્ણે નિજ મતિ અનુસારજી.૧૨૬

---

૧૨૦ तमात्मस्थं येनु पश्यन्ति धीरास्तेषां शान्तिः शाश्वती नेतरेषाम् ॥
ઇતિશ્રુતેઃ

१२१–१२२ मदर्थेऽङ्गचेष्टा च वचसा मद्गुणेरणम् ॥
मय्यर्पणं च मनसः सर्वकामविवर्जनम् ॥ २२ ॥
मदर्थेऽर्थपरित्यागो भोगस्य च सुखस्य च ॥
इष्टं दत्तं हुतं, जप्तं मदर्थं यद्व्रतं तपः ॥ २३ ॥ શ્રીમદ્ભાગવત.
सति संपद्य न विदुः सति संपद्यामहे ॥ ઇતિશ્રુતે.

પરમ પુરૂષને પ્રાપ્ત થએલા, સ્વપર ગતિ કયમ જાણેજી;
તન્મય તદ્રૂપ તાદાત્મ્ય સ્થિતિમાં,
અનુભવ કયમ વરણી વખાણેજી. ૧૨૭
સ્નેહનાં અંગને સ્નેહી જ જાણે, અન્ય સર્વ અજાણુજી;
તેહ અવસ્થા ગતિ દૃષ્ટિયે, તે રસની થાય પિછાણુજી. ૧૨૮
જદપિ ભાવે કદિ વરણી ભાખે, તત્ સમ ના નિરૂપાયજી;
પ્રસૂતા પીડ વંઝા ના જાણે, સુણે પણ નહિ સમજાયજી. ૧૨૯
અલૌકિક ભાવ તર્ક વિતર્કે, મનથી નાં સમજાયજી;
કેવળ તર્ક કાંઇ કામ ન લાગે, કલ્પનાથી ન નિશ્ચય થાયજી. ૧૩૦
પ્રભુ દત્તથી જેવી જેટલી બુદ્ધિનું હોય દાનજી;
તે પ્રમાણમાં તેહ કરે છે, તર્ક થકી અનુમાનજી. ૧૩૧
કેવળ તર્ક અપ્રતિષ્ઠિત છે, જાણી તે ન યોજાયજી;
શ્રુતિ પુરાણ વચન સંગતિ, નિશ્ચય નિર્ણયનો ન્યાયજી. ૧૩૨
તદપિ ગંધ વાયુના વેગે, સુગંધાદિ પરખાયજી;
કમલ કેતકી આદિ કેરો, લુબ્ધ ભ્રમર હરખાયજી. ૧૩૩

---

૧૩૨ “ नैषा तर्केण मतिरापनेया ॥ ” ઈતિશ્રુતે.

૧૩૨ “ अलौकिकास्तु ये भावा न तांस्तर्केण योजयेत् ॥ ”
બ્રહ્માંડપુરાણે વાક્યાત્.

१३३-१३४ गुणाः कुर्वन्ति दूतत्वं दूरेऽपि वसतां सताम् ॥
केतकीगन्धमाघ्राय स्वयं गच्छन्ति षट्पदाः ॥
वृक्ष इव यो दिवि तिष्ठत्येकस्तेनेदं पूर्णं पुरुषेण सर्वम् ॥ ઈતિશ્રુતે.

એ રીતે પ્રેમનાં અંગો કાંઈક રસલુબ્ધક જન જાણેજી;
રસાવેશી પૂર્ણ જાણે, જ્યારે ત્હેને માણેજી; ૧૩૪
ભાવ વ્હાલ રુચિ રતિ આસક્તિ, પરાભક્તિયે આવેજી;
પરમ પ્રેમરૂપ ફલભક્તિ, શિરોમણિ સૌમાં કહાવેજી. ૧૩૫
નવધા ભક્તિ નામ પ્રસિદ્ધ છે, ભાગવતમાં નિર્ધારીજી;
નારદભક્તિસૂત્રે દશમી, પ્રેમ ભક્તિ વિસ્તારીજી. ૧૩૬
રૂપાસક્તિ, કામાસક્તિ, ને વાત્સલ્યાસક્તિજી;
તન્મય[૧] પરમ વિરહાસક્તિ[૨], પાંચ[૩] પ્રકારે વ્યક્તિજી. ૧૩૭
અણિમા[૪] મહિમા લઘિમા[૫] આદિ, ઉદય અસ્ત લગી સાજજી;
અષ્ટસિદ્ધિ નવ નિધિને જાણે, ભક્તો નરકસમાંજજી. ૧૩૮
નિજ સુખ સ્વાર્થે સર્વ ઉપેક્ષા, અપેક્ષા હરિ હિત કાજજી;
પરમાર્થને અર્થે ખરચે, હરિ ગુરુ સંત સમાજજી. ૧૩૯
જેવાં આનંદે ઘૂમે છે, વિવાહ કાર્યે નરનારીજી;
તેમ એ ત્રય તત્ત્વે વિનિયોગે, નિર્હેતુક ધરી પ્યારજી. ૧૪૦
જેવો મીઠી સૌને લાગે, સ્વાર્થની સૌ વાતજી;
તેવી હરિ ગુરુ ભક્તે થાતાં, સંબંધ થાય સાક્ષાતજી. ૧૪૧

---

૧૩૫ ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ॥
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ગીતાજી

૧૩૬ श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ॥
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

૧૩૭ નારદભક્તિસૂત્રે, સૂત્ર. ૮૨

ધર્મે કરીને અર્થ સધાયે, કામ થાય પરમાર્થજી;
આપ્તકામે સર્વ સાંપડે, મોક્ષાદિનો સ્વાર્થજી. ૧૪૨
પ્રાકૃત બળ લક્ષ્મી વૈભવથી, હેતુ સ્વાર્થની રીતજી,
અર્થ કામના સિદ્ધ થવાની, નભે ન તે કદિ પ્રીતજી. ૧૪૩
પંચ પ્રકાર વિષય સુખાર્થે, કે ગુણ કારણે રુચિ હોયજી;
તે રુચિ રહે ગુણ હોય ત્યાંહાં લગી, ન રહે સદા તે કોયજી. ૧૪૪
યૌવન રૂપ સુઘડ ચતુરાઈ, કલાદિ પેખી સમસ્તજી;
સ્વાર્થ સધાતા લગી નભે તે, અંતે હોયે અસ્તજી. ૧૪૫
અર્થ કામના હેતુ હોય તો તેનો તે છે દાસજી;
સ્વાર્થ રૂપ અજીઠ ભરાયે, પુનિત ભક્તિનો નાશજી. ૧૪૬
માહાત્મ્ય પ્રભાવ ચમત્કૃતિ જોઈ, પ્રીત કરે જન જેહજી;
તે તે રીતે લાભ ત્યાંહાં લગી, સકારણ રહે સ્નેહજી. ૧૪૭
આશા તૃષ્ણા દુષ્કર કામના, કાળે પણ કદિ ન દરાયજી;
અધિકાધિક સતત રહે ચાલુ, વાસના મૂળ ન જાયજી. ૧૪૮
તે માટે નિર્હેતુક પ્રીતિ, તેજ નભે છે સદાયજી;
અચલ નિરંતર અખંડિત, તે ન પડે મોળી કદાયજી. ૧૪૯

---

૧૪૮ न जातु कामः कामानामुपभोगेन शाम्यति ॥
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्द्धते ॥ ગીતાજી.

૧૪૯-૧૫૦-૧૫૧ “ तदर्थं करोमीति मृत्यु इव स्वाम्यर्थं सर्वाणि कर्माणि मोक्षेऽपि फले संगं त्यक्त्वा ” ॥ શ્રીશાંકરગીતાભાષ્યે.

હરિ પ્રાપ્તિમાં અગણિત આનંદ, જાણી સુખાર્થ કાજજી;
હરિમાં આસક્તિ તોહે પણ, પ્રભુ અર્થે નહિ દાઝજી. ૧૫૦
પ્રભુ ભોગાર્થ હરિ હિત જાણી, તદ્ પ્રીત્યર્થે હોયજી;
**તારતમ્યતા ભેદ** લહે તે, હરિ સુખમાં ચિત્ત પ્રોયજી. ૧૫૧
સ્વામિસુખાર્થે રહે અપેક્ષા, નિજ સ્વાર્થ સૌ ત્યાગજી,
હિત વાત્સલ્ય સુખદાયી સેવને, જણાય છે અનુરાગજી. ૧૫૨
પ્રભુ પ્રસન્નતા જેણે હોયે, ત્હેના ઉર રહે વિચારજી;
હરિ સુખાર્થની કૃતિ સૌ કાર્યે, નિષ્કામ રૂપ એ સારજી. ૧૫૩
જમણું ડાબું અંગ ધારીને, માહાત્મ્યે પ્રીતિ હોયજી;
ફલાશા કારણ પૂજન તે, સ્નેહનું લક્ષણ ન્હોયજી. ૧૫૪
નખશિખલગી સર્વાંગ રસસુંદર, રસિક રસમય સૌ જાણેજી;
પ્રાણાધિક પ્રિય સૌ હોય સહજે, સ્નેહરૂપ તે માણેજી. ૧૫૫

न पारमेष्ठ्यं न महेन्द्रधिष्ण्यं न सार्वभौमं न रसाधिपत्यम् ॥
न योगसिद्धीरपुनर्भवं वा मय्यर्पितात्मेच्छति मद्विनाऽन्यत् ॥
શ્રીમદ્ભાગવતે સ્કંધ ૧૧, અધ્યાય ૧૪, શ્લોક ૧૪.
आत्मा राज्यं धनं चैव कलत्रं वाहनादि च ॥
यत् तद् भगवतः सर्वमिति तत्प्रेक्षितं सदा ॥ २१ ॥
સ્કંદપુરાણે વિષ્ણુખંડે વાસુદેવમાહાત્મ્યે અધ્યાય ૧૪, શ્લોક ૧૪.
૧૫૨ एवं मदर्थोज्झितलोकवेदस्वानां हि वो ॥
ભાગવત સ્કંધ ૧૦, રાસપંચાધ્યાયી પ્રગટ દર્શન પ્રસંગે.
૧૫૩ मदर्थेऽर्थपरित्यागो मोक्षस्य च सुखस्य च ॥
શ્રીમદ્ભાગવત સ્કંધ ૧૧, ઉદ્ધવપ્રતિ શ્રીકૃષ્ણવચનમ્.

કેવળ સાક્ષાત્ સ્વરૂપ વિચારી, અખિલાંગે પ્રીતિ પૂરજી;
અંગી રૂપ રસે લુબ્ધી રહે, તે સ્નેહી ભરપૂરજી. ૧૫૬
રસાવિર્ભાવે રસાવેષ્ટિત થઈ, રસાત્મક રહે ઉરજી;
રસમય પરમાનંદ વ્યાપતાં, રસસ્વરૂપ નહિ દૂરજી. ૧૫૭
પરમ પ્રિયની રીઝ કૃતિ તો, સ્હેજે આનંદ લાગેજી;
રીસ ખીજ પણ રૂડી લાગે, ત્હેને એ રતિ જાગેજી. ૧૫૮
પરમ પ્રેમીનું સર્વે મીઠું લાગે, એ રસ રીતજી;
અવગુણ દોષ કે રોશ ન આવે, ત્હેની સાચી પ્રીતજી. ૧૫૯
માન અપમાન સમ સ્નેહી આગળ, સદા રહે સમ ચિત્તજી;
સન્માને ન વધે કદાપિ, કદિ અપમાને ઘટે નહિ રીતજી. ૧૬૦
હાશ રૂપ સુખ સાતા થાતાં, ઉમેદ થાયે શાંતજી;
ઉમંગ આર્ત અભિલાષ કરમાઈ, વળી જાય નિરાંતજી. ૧૬૧
પ્રબલારત અગ્નિની વેલી, પ્રેમતણી સકુચાયજી;
લાજુલાડીવત્ સ્પર્શ કરેથી, સંકુચિત થઈ કરમાયજી. ૧૬૨
વિરહવેદના મંદ થયાથી, આનંદ નાં ઊભરાયજી;
સંયોગે વિરહાગ્નિ બૂઝતાં, શાંતિ ઉરમાં ભરાયજી. ૧૬૪
લજ્જા પ્રેમરૂપી વેલો, 'સેઉ વેલો' નામજી;
તેને જળ રેડી સિંચ્યાથી, કરમાયે અભિરામજી. ૧૬૫
સ્નેહી તણો નેહ વખાણી, સમાધાન કરે જેમજી;
પ્રેમ સિંચન કરતાં કરતાં હોયે, લજ્યા અતિ ઘટ પ્રેમજી. ૧૬૬
ઉત્તમ રસમય ફલ પ્રગટ થવાને, બાધક નહિ અનુમાનજી;
સહેતુક અજીઠ ને વખાણુ ઈચ્છે, તેવું ત્રીજું સન્માનજી. ૧૬૭

સ્નેહ જળથી સિંચન કરતાં, પ્રબલાગ્નિ શાંત જ થાયજી;
આર્ત અધીર મટી જાવાથી, સ્વાસ્થ્ય થતાં કરમાયજી. ૧૬૭
જયમ જયમ તાપ વધે પૂર જોરે, સમીપ લહો વરસાદજી;
ભરતી ઉમંગ આરત રતિ વાધે, પ્રભુનો પામે પ્રસાદજી. ૧૬૮
બાળ અપરાધ ન ભાસે જનની, વ્હાલે વાંક ન લાગેજી;
દોષ માંહે પણ સદ્‌ગુણ ભાસે, હિત પ્રિયમાં અનુરાગેજી. ૧૬૯
સ્નેહ રીત પ્રીત ગતિને, સ્નેહી જન જ જાણેજી;
અનુભવ વણ કદિ સુણ્યા વાંચ્યા, કે કથને તત્સમ ન માણેજી. ૧૭૦
વિદ્વાનો વિદ્વાન્ જનોના, પરિશ્રમને પરખેજી;
પ્રસવ વેદના વંધ્યા ન લહે, ગુણી ગુણ જાણી હરખેજી. ૧૭૧
વિશુદ્ધ રસ રહ્યો ભગવતધર્મે, તેમાં મુખ્ય જે પ્રેમજી;
તેમાં દાસ દયે મન પ્રોયું, સુકર અનુગ્રહ ક્ષેમજી. ૧૭૨



# ધર્મનીતિસાર.

શ્રીગુરુવલ્લભ સહ શ્રીવિઠ્ઠલ, શ્રીજી પરમાનંદજી;
ધ્યાન નમન સ્તવી કર જોડી, સ્મરણુ કરૂં ગોવિંદજી. ૧
સ્તુતિ પ્રાર્થના બહુ વિધિયે, સંહિતામાં કીધીજી;
મંગલાચરણુ શિષ્ટાચારની, શિખ ગુરુદ્વારા લીધીજી. ૨
અખિલ જગત્ સ્થિતિ ધર્માધારે, તે ધર્મ નીતિનો સારજી;
કિંચિત્ નિષ્કર્ષ રૂપનો, આ આખ્યાને વિચ્ચારજી. ૩
નીતિ ન્યાય વિવેક ધર્મો, સૌ ઉપયોગી જાણીજી;
તત્ત્વચિંતની જન મતિ થાવા, કહું કાંઇ વખાણીજી. ૪
જન્મારંભથી માંડી કહું છું, મુખ્ય શુદ્ધિ સંસ્કારજી;
ધાર્મિક સકળ ક્રિયા કરવાને, પાળે શુદ્ધાચારજી. ૫
ક્રમ ક્રમ અધિકાર થાવાને, નિત્યાહ્નિક કરે કર્મજી;
બાહ્યાભ્યંતર વિમળ થયેથી, ભાસે વિશુદ્ધ ધર્મજી. ૬
બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થવાને, બ્રહ્મચર્યતા આદ્યજી;
સદ્વર્તન ગુરુસેવા કરવા, સૌમાં છે પ્રતિપાદ્યજી. ૭
વિદ્યા વિનય શુભ ગુણુ ધર્મોનો, ગુરુથી મળે ઉપદેશજી;
સારાસાર વિવેક શિખાયે, અજ્ઞાન રહે નહિ લેશજી. ૮
ગાર્ગી સુલભા મૈત્રેયી આદિ સ્ત્રીયે પ્રાપ્ત કર્યું જ્ઞાનજી;
દેવહૂતિને કપિલ ભગવંતે, કર્યું જ્ઞાનભક્તિનું દાનજી. ૯
વિન્ધ્યાવલિ ને નાગપત્ની, ઉભયમાં જ્ઞાન જાણુયજી;
જ્ઞાને કરી ત્રિયાની માંહે, વિદ્યામાં શ્રેષ્ઠ (જ્યેષ્ઠ) ગણુાયજી. ૧૦

વેદાંતસૂત્રના તૃતીયાધ્યાયનો, જુઓ ચતુર્થ પાદજી;
જ્ઞાન પ્રાપ્ત થઇ સિદ્ધિ મળ્યાનો, પેખ્યો અનેકે પ્રસાદજી. ૧૧
સ્મૃતિ પુરાણુ ઇતિહાસાદિક, સૂણે શૂદ્ર ને નારીજી;
તેણે કરી અધમતા ટળતાં, બને શ્રેષ્ઠ અધિકારીજી. ૧૨
વેદ શાસ્ત્ર પુરાણુ ગીતા, ભારતાદિ ઇતિહાસજી;
વેદતણાં અંગોને જાણે, સુબુદ્ધિ હોય પ્રકાશજી. ૧૩
સજ્જન શિષ્ટ જનોની સંગતિ, કરાવે વિહિત સૌ ભાનજી;
સ્વયં આચરી કર્મપથ દાખી, નિત્ય પ્રબોધે જ્ઞાનજી. ૧૪
પ્રબલાગ્નિ જ્ઞાને સર્વે કર્મો, સહેજે થાયે નાશજી;
હરિ અર્થે નિષ્કામ થવાથી, અંતર વિમલ ઉજાશજી. ૧૫
દૃઢ શ્રદ્ધા ભક્તિનાં બીજો, પાત્ર થયેથી રોપેજી;
ક્રમે ક્રમે પોષણુ કરી, ખીલવી જ્ઞાન ઉરે આરોપેજી. ૧૬
તદુપરાંત ગુણદર્શી કરી, ઉજ્વલ પંથે ચઢાવેજી;
અસદ્વાસના અસત્કૃતિ, સૌ જડમૂળમાંથી કઢાવેજી. ૧૭
પ્રતિષ્ઠિત વિદ્વાન પુરુષના, આર્ષ ગ્રન્થ ભણાવેજી;
કુતર્ક કલ્પના સૌ તજાવી, રહસ્ય તત્ત્વ જણાવેજી. ૧૮

---

૧૧ नैष्कर्म्यमप्यच्युतभाववर्जितं न शोभते ज्ञानमलं निरंजनम् ॥
વ્યાસસૂત્રે, તૃતીયાધ્યાયે, ચતુર્થપાદે, સૂત્ર ૩૬ થી ૩૯
૧૨ "स्मार्तपौराणादिज्ञानादौ तु कारणविशेषेण शूद्रयोनिः"
૧૫ "ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुतेऽर्जुन" ॥
"विशेषेण शूद्रयोनिगतानां महतामधिकारः" ॥ અણુભાષ્ય
"ऋते ज्ञानान्न मुक्ति": ઇતિશ્રુતેઃ

ધાર્મિક રસ ઉપજાવેથી, વૃત્તિ રહે પવિત્રજી;
નિત્ય ધર્મામૃત વચન શ્રવણથી, રહે ધાર્મિક જીવન ચરિત્રજી. ૧૯
બહુશ્રુત ધર્મમર્મ જાણીને, રાખે તત્ત્વે ભાનજી;
જાણ્યાવત્ કૃતિ વર્તન થાતાં, અંતે હોય વિજ્ઞાનજી. ૨૦
કેવળ કર્મ કે જ્ઞાન થયાથી, વિમુક્તતા ના થાયજી;
સ્વધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિયે, પરા ભક્તિ પમાયજી ૨૧
અચ્યુતભાવરહિતના જ્ઞાને, વળી સકામિક કર્મજી;
વિશુદ્ધ જ્ઞાન વણ શોભે નહિ તે, ભાગવતે ભાખ્યો મર્મજી. ૨૨
સ્વામિ અર્થે દાસ કરે છે, તેમ હરિને અર્થજી;
ફ્લાસક્તિનો સંગ તજીને, કરે કર્મ નિસ્સ્વાર્થજી. ૨૩
કર્તવ્ય કર્મ માનીને કરતાં, રહે ન કોઇ આશજી;
સ્વામિ ઇચ્છાને અનુસરવું, ન મોક્ષાદિ અભિલાષજી. ૨૪
એ કર્મે કરી હોયે ચિત્તશુદ્ધિ, જ્ઞાને અવિદ્યા જાયજી;
જ્ઞાનોત્તરની પરાભક્તિથી, પરમ પદપ્રાપ્તિ થાયજી. ૨૫
ભક્તિમાર્ગે હરિ અનુગ્રહ, જેવો સહજે થાયજી;
તેવો અન્ય સર્વ સાધને, કાળાંતરે સધાયજી. ૨૬

---

૨૩ तदर्थं करोमीति भृत्य इव स्वाम्यर्थं सर्वाणि कर्माणि
मोक्षेऽपि फले संगं त्यक्त्वा ॥ શ્રીશાંકરગીતાભાષ્યે.

૨૫ न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव ॥
न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्मयोर्जिता ॥

૨૬ अनेकजन्मसंसिद्धिस्ततो याति परां गतिम् ॥
बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ॥ ગીતાજી.

માટે અન્ય પ્રયાસ તજી, ભક્તિયુત ભગવંતજી;
અનન્યભાવે તનમન ધનથી, સેવવા સદ્ગુરુ સંતજી. ૨૭
ભક્તિવશ ભગવંત થાય છે, ભક્તવત્સલ ભગવાનજી;
પરમસ્નેહી પરમદયાળુ, આપે અદેય દાનજી. ૨૮
તપરૂપ તેજ પ્રભાવ પુરુષાર્થ, બલ કે બુદ્ધિયોગજી;
આચરણ વય વિદ્યા કે જાતિ આદિ, ન હોય સંજોગજી ૨૯
તદપિ કેવળ ભક્તિ સાધતાં, નિરખે નંદકિશોરજી;
ભક્તિયોગે હરિને રીઝવે, હોય હરિ ચિત્તચોરજી. ૩૦
ભગવદ્ભક્તિયુત કર્મથી, વૃત્તિ નિર્મળ થાયજી;
હરિકૃપા ભક્તિથી સુલભ, વિજ્ઞાને મુક્તિ સધાયજી. ૩૧
હરિભક્તિના સૌ અધિકારી, વિષ્ણુપુરાણે વાણીજી;
સ્ત્રી શૂદ્ર અધમ જનથી પણ થાયે, સાર શિખ મન આણીજી. ૩૨
જાણી વ્યર્થ કાળ ન ખોવો, ભક્તિયુક્ત હરિ ભજવાજી;
દૃઢાશ્રય હરિનો રાખીને, અન્યાશ્રય સૌ તજવાજી. ૩૩

---

" नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ॥
जन्मांतरसहस्रेषु तपोध्यानसमाधिभिः ॥
नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते ॥ પાંડવ ગીતા.

२८ व्याधस्याचरणं ध्रुवस्य च वयो विद्या गजेन्द्रस्य का ॥
२९ कुब्जायाः किमनामरूपमधिकं किंतत्सुदाम्नो धनम् ।
३० वंशः को विदुरस्य यादवपतेरुग्रस्य किं पौरुषम् ॥
३१ भक्त्या तुष्यति केवलं न तु गुणैर्भक्तिप्रियो माधवः ॥
શ્રીમદ્ભાગવતસ્કંધ ૯, શ્લોક ૯.
३२ " सर्वेऽधिकारिणो ह्यत्र विष्णुभक्तौ यथा नृप "
३३ " व्यर्थकालो न नेतव्यो भक्तिं भगवतो विना " ॥

દૈત્ય રાક્ષસ ખગમૃગાદિ, ગંધર્વ અપ્સરા નાગજી;
સિદ્ધ ચારણ વિદ્યાધર ગુહ્યક કપિ આદિ સહરાગજી. ૩૪
સવરી કરમા સુનીતિ ઋષિપત્ની, નાગપત્ની સમસ્તજી;
જનીદાસી ને મીરાંબાઇ, હરિભકિત આરકતજી. ૩૫
જ્ઞાન વૈરાગ્યાદિ સાધન, ભકિત તણાં સૌ અંગજી;
આદ્ય અંકરૂપ ભક્તિ છે, ફલિત શૂન્ય સૌ સંગજી. ૩૬
એક અંક આદ્યે ન હોય તો, સંખ્યામાં ન ગણાયજી;
આત્યંતિકી ભદ્ર થવાને, પરા ભક્તિ જ મુખ્ય ગણાયજી. ૩૭
મોક્ષ કારણ સામગ્રી સાધન, ભક્તિ પરમ વરિષ્ઠજી;
સ્વરૂપની અનુસંધી ને, ભકિત ભકતાભીષ્ટજી. ૩૮

---

३४ केवलेन हि भावेन गोप्यो गावो खगा मृगाः ॥
येऽन्ये मूढधियो नागाः सिद्धा मामीयुरञ्जसा ॥
मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ॥
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥
ગીતાજી અધ્યાય ૯ શ્લોક ૩૨

३५ पुंस्त्वे स्त्रीत्वे विशेषो वा जातिनामवयादयः ॥
न कारणं यद्भजने भक्तिरेवहि कारणम् ॥

३६ "एकभक्तिर्विशिष्यते" ગીતાજી.
"मद्भक्तिं लभते पराम्" ગીતાજી.
"भक्तिं मयि परां कृत्वेति"

३७ "न ज्ञानं नच वैराग्यं प्रायः श्रेयो भवेदिह" શ્રીમદ્ભાગવતે ભગવદ્વચનમ્.

३८ मोक्षकारणसामग्र्यां भक्तिरेव गरीयसी ॥
स्वस्वरूपानुसंधानं भक्तिरित्यभिधीयते ॥

જે જ્ઞાને કરી થાયે મુક્તિ, તે ભક્તિની દાસીજી;
પદ્મપુરાણે નારદવચને, ભ્રાંતિ જાય સૌ ન્હાસીજી. ૩૯
જ્ઞાન વૈરાગ્ય ભક્તિ સંતાનો માતાની પુઠળ આવેજી;
ધેનુ વત્સ ગૌ પાછળ ચાલ્યાં આવે, એમ દર્શાવેજી. ૪૦
બહુ કરીને સામાન્યપણુંથી, ભગવત્ મુક્તિ આપેજી;
પણ મહામોંઘી ભક્તિ જાણીને, સૌને સ્હેજે ના આપેજી. ૪૧
અપક્વ યોગ ભક્તિનો રહે કદિ, તદપિ અશ્રેય ન થાયજી;
અન્ય જન્મે સુયોગ સાંપડે, ભગવદ્ગીતા ગાયજી. ૪૨
સત્ય અહિંસા આદિ કૃતિના, ન્યાય નીતિના ધર્મજી;
સામાન્ય અંગીરૂપ તે કહાવે, મોક્ષપથ વિશેષ પરમજી. ૪૩
સ્વધર્મનિષ્ઠ સો જન્મ લગી રહી, વિરંચી લોકે જાયજી;
ભક્તિયોગે સફળ તરાયે, સંસૃતિ ફરી ન થાયજી. ૪૪
ભક્તિયોગે ભગવંતને જાણે, પરમ તત્ત્વ મન આણેજી;
જેવા છે તેવા ભક્તિથી, ભક્ત જન અનુભવી માણેજી. ૪૫
જ્ઞાનોત્તરની પરા ભક્તિનું, પ્રેમલક્ષણા નામજી;
અવિચળ અનન્ય ભક્તિયોગે, પ્રાપ્તિ સુંદર શ્યામજી. ૪૬
સાધન માર્ગે ક્રમમુક્તિફલ, સદ્યોમુક્તિ ન થાયજી;
સદ્યમુક્તિ હરિકૃપામાર્ગથી, કૃપાનો ભક્તિ ઉપાયજી. ૪૭

૩૯ "**मुक्तिदासी ददौ तुभ्यं**" ભક્તિ પ્રતિ દેવર્ષિવચનમ્
પદ્મપુરાણે, ઉત્તરખંડે.

૪૭–૪૮ त्वद्भक्तियुक्तो लोकेऽस्मिञ्जीवन्मुक्तः स संततम् ॥
त्वद्भक्तिहीनो मूर्खश्च जीवन्नपि मृतोऽपि सः ॥
अथ मर्त्यः अमृतो भवति अत्र ब्रह्म समश्नुते ॥ ઇતિ શ્રુતે

ભક્તિયુક્ત જન જીવન્મુક્ત છે, ભક્તિહીન મૃતક સમાનજી;
ભક્તિપ્રભાવ અતુલિત જાણી, ભક્તિરસે હોય તાનજી. ૪૮
કર્મજડથી વિતરાગી થાવું, જો ભક્તિમાં આવે વિક્ષેપજી;
પ્રભુપ્રીત્યર્થ હરિસેવન કર્મે, નહિ બાધક કે ચેપજી. ૪૯
દેહ ધર્મથી આત્મધર્મનો, ભગવતધર્મ છે શ્રેષ્ઠજી;
ભાગવત ધર્મની સામ્યતા માંહે, દેહાદિધર્મ છે નેષ્ટજી. ૫૦
ધર્મશાસ્ત્રની તુલના માંહે, અર્થશાસ્ત્ર બલહીનજી;
તદ્વત્ ભાગવતધર્મની સામ્યે અન્ય ધર્મ સૌ ક્ષીણજી. ૫૧
શ્રીમદ્ભાગવત પ્રથમ સ્કંધે, નિરૂપ્યા ભાગવત ધર્મજી;
અચ્યુતને પ્રિય પરમહંસને, તેથી જાણવો મર્મજી. ૫૨
દાન વ્રત જપતપ સંયમ ને હોમ તથા સ્વાધ્યાયજી;
શ્રેય થવાના વિવિધ કહ્યા છે, સદ્ગ્રંથે બહુ ઉપાયજી. ૫૩
સૌ સાધનથી હરિભક્તિ ઉપજે, એ ફલ ભક્તિ કાજજી;
ફલાત્મક ભક્તિ પ્રાપ્ત થવાને, ભાખ્યા અન્ય સૌ સાજજી. ૫૪
તૃતીય સ્કંધ ને એકાદશમાં, ભાખ્યા વૈષ્ણવ ધર્મજી;
એ ધર્મ સેવને પ્રભુ રુચિ થાશે, માટે તે ગણવા પરમજી. ૫૫

---

૫૨ किंवा भागवता धर्मा न प्रायेण निरूपिताः ॥
प्रिया परमहंसानां त एव ह्यच्युतप्रियाः ॥३१॥
શ્રીમદ્ભાગવતે પ્રથમસ્કંધે ચતુર્થાધ્યાયે. શ્લોક ૩૧

૫૩ दानव्रततपोहोमजपस्वाध्यायसंयमैः ॥
श्रेयोभिर्विविधैश्चान्यैः कृष्णे भक्तिर्हि साध्यते ॥२४॥
શ્રીમદ્ભાગવતે સ્કંધ ૧૦, અધ્યાય ૪૭, શ્લોક ૨૪.

સર્વાત્મભાવે હરિશરણુથી, સર્વે ઋણુથી છૂટેજી;
કિંકર કોઇનો કદિ રહે નહિ, બંધન ભવનું ત્રુટેજી. ૫૬
શ્રીહરિ હિત સુખ સેવારૂપી, નિર્ગુણ કર્મો નિત્યજી;
જે તે કાળે ન કરવા ચૂકે, અખંડ હરિશું પ્રીત્યજી. ૫૭
એવા જનથી કદિ કો વારે, કર્મ કાળનો લોપજી;
તો તે મહર્ષિ કોટિ કરે લહિ, હરિ કરે નહિ કોપજી. ૫૮
શ્રૌત યજ્ઞયાગાદિ કર્મને, મોક્ષપ્રાપ્તિને કાજજી;
ઉપનિષદ્ આદિ વેદાધ્યયનનો, દ્વિજજન રાખે સમાજજી. ૫૯
સંસ્કારયુક્ત ત્રિવર્ણીકને, જાતે કરવા અધિકારજી;
અધિકારી પુરુષ કરવાનો નિર્ણય, વ્યાસસૂત્રે કર્યો નિર્ધારજી. ૬૦
મહદનુગ્રહી હોયે જે જન, હરિ ઇચ્છાવશ હોયજી;
કાળ કર્મનું જોર ન તે પર, નિત્યાનુગ્રહ તે જોયજી. ૬૧
બુદ્ધિ કર્માનુસારે રહે છે, કર્મ સંચિતવત્ થાયે ભાવીજી;
પુરુષ પ્રયત્ને ભાવી ન ટળે, મહાજન કહે દર્શાવીજી. ૬૨

---

૫૬ देवर्षिभूताप्तनृणां पितॄणां न किंकरो नायमृणीच राजन् ॥
सर्वात्मना यः शरणं शरण्यंगतो मुकुन्दं परिहृत्य कर्तम् ॥
૫૮ मन्निमित्तं कृतं कर्म कर्मलोपो भवेद्यदि ॥
तत्कर्म कुर्वते नित्यं तिस्रः कोट्यो महर्षयः
૬૦
વેદાંતસૂત્રે અધ્યાય ૧, પાદ ૩, સૂત્ર ૩૪ થી ૩૮
૬૧ " विशेषानुग्रहश्च " વ્યાસસૂત્રે અધ્યાય ૩, પાદ ૪, સૂત્ર ૩૮
तान्नोपसीदत हरेर्गदयाभिगुप्तान्नैषां वयं नच वयः ॥
૬૨ " बुद्धिः कर्मानुसारिणी " ઇતિવચનાત્.

દૈવતણી ઇચ્છા ફેરવવા, ન લાગે પુરુષાર્થ કામજી;
વિદ્યા પુરુષાર્થ સૌ નિમિત્ત માત્ર છે, દૈવજ ફળે તમામજી. ૬૩
ભાવી જાણી ત્હેને ટાળવા જનમેજયે, કર્યા પ્રયત્નજી;
તદપિ ભવિષ્ય પ્રમાણે સર્વે ફળ્યું, મિથ્યા પડયા યત્નજી. ૬૪
શુભાશુભ કર્મ ફળે છે સૌને, ગતિ કર્મ અનુસારજી;
શુભ કર્મે સુગતિ હોય છે, કુકર્મે દુઃખ નિર્ધારજી. ૬૫
કર્મ ફલદાતા કૃતિ પ્રમાણે, આપે ફલનું દાનજી;
જેવું કરે તેવું ફળ પામે, ફલદાતા ભગવાનજી. ૬૬
શુભ કર્મે પુણ્ય વિભાગી થવાયે, અસત્ કર્મ હોય પાપીજી;
તે માટે નિર્ગુણ કૃતિ કરવા, ઉપનિષદે રીત સ્થાપીજી. ૬૭
નહિ બનવાનું કદિ ન થાયે, થવાનું સ્હેજે થાયજી;
શુભાશુભ ભાવી યોગે આવે, ન મટે તે કોટિ ઉપાયજી. ૬૮
કૃતિ પ્રયત્ન સંકલ્પ પ્રમાણે, સારા માઠા સ્વભાવજી;
ઉંચા નીચા જન્મ સાંપડે, ઉપનિષદ કરે દર્શાવજી. ૬૯
અખિલ જગકર્તા સૌના નિયંતા, જગદુદ્ધારક ઇશજી;
ત્હેની વેદ ગીતામાં આજ્ઞા પાળવી, ચડાવી શીશજી. ૭૦
ધર્મ ન્યાય નીતિ જાળવી, કરવાં સૌ એ કર્મજી;
આળસ પ્રમાદ ન વિહિત કર્મમાં, એવો સમજવો મર્મજી. ૭૧
દૈવાધીન શરીર ધરીને, ઇંદ્રિય દ્વારા હોય મર્મજી:
તદપિ હું કર્તાપણું માને, બદ્ધ લહે નવ વર્મજી. ૭૨
બીજ વાવ્યા વણ કાંઇ ન ઊગે, વાવ્યા વિના ન લણાયજી;
કોટિ કલ્પે પણ ભોગવ્યા વણ, કદિ ન કર્મ હણાયજી. ૭૩

હાનિ દુઃખ મૃત્યુસમ સંકટ, દેહધારીને થાયજી;
જ્ઞાની ધૈર્ય ધરી સહે સૌ, ભાવી ભોગવવા ન્હાયજી. ૭૪
સદસદ્ ઉભય કર્મને જાણો, સુવર્ણ લોહના પાશજી;
જ્ઞાનાગ્નિ વણુ કદિ ન થાયે, ઉભય કર્મનો નાશજી. ૭૫
માટે રજ તમ ગુણુ કર્મોને છોડી, સાત્ત્વિક કર્મજી;
શુદ્ધ સત્ત્વગુણુમય કરવાથી, નિર્ગુણુ જાણે ધર્મજી. ૭૬
કર્મજડને રહે કર્માસક્તિ, આસક્તિ ન તજાયજી;
વિવિધ અનંત કામના સ્ફુરે, ફલાશા ન વર્જાયજી. ૭૭
જ્ઞાન મેળવી તૃષ્ણા ક્ષય કરી, કરે કર્મ નિષ્કામજી;
હરિપ્રીત્યર્થ મતિ બ્રહ્માર્પણુ, નિર્ગુણુ કૃતિ એનું નામજી. ૭૮
અસદ્વાસના જેના ઉરમાં, ત્હેને ન રુચે સુકર્મજી;
સાકર મીઠી પણુ પિત્તજ્વરવાળો, કટુ માને લહે મર્મજી. ૭૯
કર્મબંધન કો થાય ન ક્યારે, શુદ્ધિ અર્પણે હોયજી;
હરિસેવનરૂપી નિર્ગુણુ કર્મે, જ્ઞાનીજન ચિત્ત પ્રોયજી. ૮૦
મન્ત્ર ઉપાસન વૈદિક તાંત્રિક, દીક્ષા અર્ચનાદિ વિધિ યુક્તજી;
સ્નેહે જ્ઞાન ધરાવી કરતાં, થવાય જીવન્મુક્તજી, ૮૧
શ્રીહરિને સંતોષ થાય, તે કર્મ સર્વથી શ્રેષ્ઠજી;
શ્રીહરિસેવનરૂપી કર્મની સામ્યે, અન્ય લહો સૌ નેષ્ટજી. ૮૨
અખિલ કર્મમાં શ્રેષ્ઠકર્મ, તે શ્રીહરિસેવાસારજી;
સત્ય નિત્ય સમ અન્ય ન કોઇ, જ્ઞાની કરે નિર્ધારજી. ૮૩
માનસી સેવા સિદ્ધ થયેથી, સચરાચર પ્રભુ જોયજી;
બાહ્યાભ્યંતર નિજ ભક્તોમાં, રમણુ કરે પ્રભુ સોયજી. ૮૪

ઉપાસન ભક્તિ રીતનાં કર્મો, જ્ઞાનપુરઃસર થાયજી;
નિર્હેતુક બુદ્ધિથી કરતાં, નિર્દોષ ન કદિ લેપાયજી. ૮૫

સ્વામિ અર્થે સેવક થઈને, કરે કર્મ નિષ્કામજી;
મોક્ષાદિ ફલ સંગ તજીને, હરિ હિત કરે તમામજી. ૮૬

સૌની પૂર્વે રહેલા સનાતન, વેદના ગર્ભરૂપજી;
મહાવિષ્ણુ પરબ્રહ્મ પરાત્પર, તેજ સર્વના ભૂપજી. ૮૭

આખો જન્મારો સફળ હોય એણે, જે કરે તેને પ્રસન્નજી;
જે રીતે તે રાજી રહે ત્યમ કરવા, જ્ઞાની રાખે મન્નજી. ૮૮

સતચિત્ રૂપ આનંદ અનુપમ, ચિંતન કરી તે ઉચ્ચારેજી;
પ્રભુપ્રીત્યર્થ કરી સૌ કર્મો, તે પ્રસન્ન થવા ઉર ધારેજી. ૮૯

માહાત્મ્યજ્ઞાન પૂર્ણ થયાથી, વિજ્ઞાનાનંદ જાગેજી;
વિજ્ઞાની ભક્તોના સંગથી, અંતરથી અનુરાગેજી. ૯૦

तमु स्तोतारः पूर्वं यथाविद् ऋतस्य गर्भं जनुषाऽपिपर्तन ॥
आस्य जानन्तोनाम चिद्विवक्तनमस्ते विष्णोः सुमतिंभजामहे ॥

ऋग्वेदश्रुति.

આ લોકમાં એ કર્મો કરતાં, વર્ષ સો વહી જાયજી;
યાવત્ જીવત્ પર્યંત લગી, એ કરે નિર્ગુણ લેખાયજી. ૯૧

હું કર્તા ને આ સૌ મ્હારૂં, બંધનરૂપ તે થાયજી;
અહંતામમતા તજી નિર્માને કરતાં, નિર્ગુણ સૌ થઇ જાયજી. ૯૨

અનાસક્તિયે સ્પૃહારહિત થઇ, થાયે કર્તવ્ય કર્મજી;
જ્ઞાન શ્રદ્ધા ભક્તિયુત થાતાં, ભાસે કર્મનો મર્મજી. ૯૩

ફલાસક્તિ તજી વિહિત કર્મ સૌ, હરિપ્રીત્યર્થે હોયજી;
અહંતા મમતા હોય નહિ તો, લેપ ચેપ નહિ કોયજી. ૯૪
જ્ઞાનથી કર્મનો મર્મ લહીને, કર્મ કરે તે ઉત્તમજી;
જ્ઞાન ભક્તિ સહિત કૃતિ, તે લેખાયે સર્વોત્તમજી. ૯૫
કર્મ આવશ્યક ત્યાં લગી કરવાં, જ્યાં લગી રહે દેહનું ભાનજી;
લઘુ દીર્ઘની સ્મૃતિ ટળેથી, ન વિધિ નિષેધ અનુમાનજી. ૯૬
તાપ શમન વિંઝણો હલાવે, સૂતાં બેઠાં જનજી;
નિંદ્રામાં કરથી પડી જાયે, ન શુદ્ધિ તન કે મનજી. ૯૭
લૌકિક વૈદિક કર્મ માત્ર તે, કરવાં ભક્તિયુક્તજી;
હરિસેવા અનુકૂળ પડે તે રીતે, કરતાં મુક્તજી. ૯૮
હું કર્તા ને આ સૌ મ્હારૂં, અહંતા મમતા અજ્ઞાનજી;
આશા તૃષ્ણા દુઃખનાં મૂળીઆં, જાણી તજવા રહે ભાનજી. ૯૯
રાગદ્વેષાદિ રહે ન કો પર, અસદ્વાસના જાયજી;
અસાર ક્ષણિક દુઃખમય જાણીને, તીવ્ર વૈરાગી થાયજી. ૧૦૦
માયિક પંચ વિષય વૃત્તિથી, તૃષ્ણા સર્વ તજાયજી;
સત્યસાર ગ્રહણ કરવાનો, અધિકારી તે થાયજી. ૧૦૧
વિષ કરતાં પણ વિષયો બૂરા જાણી, કરે જે ત્યાગજી;
ત્હેને સાર સિદ્ધાંત સમજવા, ઉર ઉપજે અનુરાગજી ૧૦૨
સત્ય સિદ્ધાંત જોવો જાણવો, શ્રદ્ધાથી માનવો તેહજી;
હરકોઇ સ્થળે જ્યાં સાચું હોયે, તે ગ્રહેવું નિસ્સંદેહજી. ૧૦૩
હિતકર શિક્ષા સુબોધ થાવા, જ્ઞાનીનો લે ઉપદેશજી;
પરમ સારને ગાંઠે બાંધે, તો અજ્ઞાન રહે નહિ લેશજી. ૧૦૪

મ્હારૂં સાચું અન્ય મૃષા છે, એવું કદા ન ધારેજી;
સાચું તેટલું પ્રિય કરી લેવા, દૃઢ મનથી નિર્ધારેજી. ૧૦૫
કેહેણી રેહેણી કરણી સરખી, સત્ય પ્રથાની હોયજી;
સદ્દર્તન નીતિ ન્યાય ધર્મથી, ન રહે બાકી કોયજી. ૧૦૬
દુરાગ્રહથી સત્ય મળે નહિ, સત્યપણું નાં પેખેજી;
સત્યવણ સિદ્ધિ કદા ન હોયે, શાંતિ પદ ના દેખેજી. ૧૦૭
અસદાગ્રહથી સત્ય ચળે નહિ, સત્યનો અંતે પ્રકાશજી;
કદિ સત્યને તૂર્ત આચ્છાદે, પણ અંતે અસત્ય નાશજી ૧૦૮
સત્યે યથાર્થ રૂપ પરખાયે, અસત્યનો હોય નાશજી;
સત્યે કરીને સર્વ સાંપડે, નિર્ભય પદ અવિનાશજી. ૧૦૯
સત્ય પક્ષ ત્યાં રહે પરમેશ્વર, પોકળ ખુલ્લું થાયજી;
માટે સદા સત્ય અવલંબે, તેની રક્ષા સદાયજી. ૧૧૦
સત્યાસત્યનો નિર્ણય કરવા, આર્ષ ગ્રંથ અપારજી;
શિષ્ટ પુરુષની રુચિ રહે ત્યાં, એથી સાંપડે સારજી. ૧૧૧
આર્ષ ગ્રન્થના જ્ઞાને કરીને, સમૂળ અવિદ્યા જાયજી;
ત્રિકાળઅબાધિત જ્ઞાન સાંપડે, વળી વિજ્ઞાની થાયજી. ૧૧૨
વિજ્ઞાને હોય ત્રિકાળદર્શી, જીવન્મુક્ત થવાયજી;
વર્તમાન ભૂત ભાવિ જણાતાં, અસારે નાં મ્હોવાયજી. ૧૧૩
અનંત લોચન અંતર ઉઘડે, અલ્પજ્ઞતા ટળી જાયજી;
અસાર અલ્પને મધ્યમ સારે, આસક્તિ નાં થાયજી. ૧૧૪
શ્રદ્ધાહીણને જ્ઞાન ન થાયે, ન ભાસે સત્ સિદ્ધાંતજી;
વિશુદ્ધ જ્ઞાને વિમળ મતિ રહે, ન રહે મોહ કે ભ્રાંતજી ૧૧૫

મોક્ષથી થતો શાન્તિ આનંદ, અનુભવથી ક્હેવાયજી;
સંપૂર્ણ શુદ્ધતા સર્વ પ્રકારે, વિજ્ઞાને કેહેવાયજી. ૧૧૬
એકજ દોષ ગુણના સમૂહમાં, સ્હેજે ઢંકાઇ જાયજી;
જેમ ચંદ્રના અનંત ગુણમાં, શ્યામ ચિહ્ન ગુમજ થાયજી. ૧૧૭
ગુણગ્રાહી શંકરે દઈને ભાલે, ગુણનો કર્યો પ્રકાશજી;
વિષ વિકારને કંઠની માંહિ, ગુપ્ત કરી આપ્યો નિવાસજી. ૧૧૮
ગુણ લાભ પર દૃષ્ટિ રાખી, હંસ-વૃત્તિને રાખેજી;
મહાન ક્ષીર ગ્રહી નીર ત્યાગે, વિવેક દોષ ન ભાખેજી. ૧૧૯
ગુણો ગુણીથી કદાચ ભિન્ન નહિ, ધર્મો ધર્મીથી જેમજી;
શુભ ગુણ ધર્મો જેમાં હોયે, તેમાં ગુણી ધર્મી તેમજી. ૧૨૦
નિર્દોષ પૂર્ણ ગુણ વિગ્રહ શ્રીજી, તેનો થાય સંબંધજી;
બ્રહ્મસમ નિર્દોષ હોય તે, રહે ન કોઇ બંધજી. ૧૨૧
સર્વ-શક્તિપતિ પરબ્રહ્મની, સત્તા આવે એમાંજી;
બ્રહ્મતણા ગુણ ધર્મો ઝળકે, બ્રહ્મવિદ્ હોયે તેમાંજી. ૧૨૨
સિદ્ધિ બુદ્ધિ શાન્તિ કાન્તિ, તુષ્ટિ પુષ્ટયાદિ સર્વજી;
ક્ષમા સહનશીલતા ગુણે, કદિ ન હોયે ગર્વજી. ૧૨૩
પરમ પુરુષમાં દિવ્ય શક્તિઓ, અનંત રહે ભરપૂરજી;
શ્રીહરિના અનુગ્રહ બળથી, રહે સંતને ઉરજી. ૧૨૪
જ્યમ જ્યમ હરિની કૃપા મેળવે, ત્યમ ત્યમ હોય પ્રકાશજી;
કર્મ જ્ઞાન ઉપાસન દ્વારા, ખીલી થાય વિકાસજી. ૧૨૫

१२१ निर्दोषपूर्णगुणविग्रहः

સદાચાર વિચાર ન મૂકે, સત્પથ ધર્માચારજી;
સનાતન વેદવિહિતાચરણે, સુમતિ રહે વિચ્ચારજી; ૧૨૬
વિશ્વના વિવિધ પદાર્થ ભાળી, કર્તાનો કરે વિચ્ચારજી;
હરિમાં વિશ્વ ને વિશ્વે હરિ લહી, પ્રભુશું રાખે પ્યારજી ૧૨૭
અખિલમાં અંતર્યામિ લહી સઘળે, રાખે સમમતિ ભાવજી;
પ્રભુબુદ્ધિથી સૌ સંતોષે, તેણે બ્રહ્મ દર્શાવજી. ૧૨૮
સુબુદ્ધિ પવિત્રાચરણે હોયે, સત્પથ ભાસે તેહેનેજી;
માનસિક શક્તિ આવે કૃપાથી, વાસુદેવમય ભાસે એહેનેજી. ૧૨૯
અખિલ વિશ્વ રહ્યું ધર્માધારે, વર્તે ન્યાય નીતિ ધર્મજી;
સત્પુરુષના સંગ સેવને, સમજાયે સૌ મર્મજી. ૧૩૦
મનવૃત્તિ નિરંતર હરિમાં રહેતાં, કૃપામાર્ગ હોય સુલભજી;
કૃષ્ણકૃપાથી સર્વે સિદ્ધિ, ન રહે કાંઇ દુર્લભજી. ૧૩૧
અખિલ પ્રાણીની હૃદયગુહામાં, જેમ પુરુષોત્તમનો વાસજી;
તેની સત્તા પ્રેરણાથી કાર્યનો થાય પ્રકાશજી. ૧૩૨
યંત્રી કર આધીન સૌ યંત્રો, વગાડે તેમજ વાગેજી;
એમ જાણીને અહંતા મમતા, સમ્યક્ જ્ઞાની ત્યાગેજી. ૧૩૩
સર્વભાવથી શરણપરાયણ, મુમુક્ષુજન જાયજી;
શ્રીકૃષ્ણકૃપાથી પરમ શાંતિનું, નિત્યપદ પ્રાપ્તજ થાયજી. ૧૩૪
મનવૃત્તિ હરિમાં જોડીને, અનન્યભાવે ભજશેજી;
યજન નમન પરાયણ રહેતાં, અન્યાસક્તિ સૌ તજશેજી. ૧૩૫

૧૨૯ " वासुदेवः सर्वमिति "

પ્રભુમાં નિજ આત્માને જોડે, તેહ પ્રભુને પામેજી;
અનન્યભાવે હરિ ભજવાથી, શાંતિપદે વિરામેજી. ૧૩૬
પ્રભુને અનન્ય શરણુ જવાનો, શ્રેષ્ઠ પ્રપત્તિયોગજી;
અનન્ય પ્રેમભક્તિયે સુલભ, શ્રી હરિનો સંયોગજી. ૧૩૭
ભક્તિ જ્ઞાન વૈરાગ્ય તપનિષ્ઠા, વિદ્યા ગુણુ બળ હોયજી;
સાધન ભક્તિ આદ્યે થાતાં, ફળભક્તિ જોયજી. ૧૩૮
વિદ્યા કર્મ વય બન્ધુ વિત્ત ને, યથાક્રમે આપે માનજી;
ગુણી ગુણુકારણુ પૂજ્ય ગણાયે, એવું જાણી કરે સન્માજી. ૧૩૯
જદપિ જાતિયે શ્રેષ્ઠતા ભાખી, પણુ ગુણુથી જણાય તારતમ્યજી;
શુદ્ધ શીલ વર્તન કારણુથી, જ્યેષ્ઠતા લાગે રમ્યજી. ૧૪૦
દુરાચરણુથી વિરમ્યો નહિ, ને શાંત થયો નહિ જેહજી,
મનવૃત્તિ ચંચળ હોય તો, ન કરે પ્રાપ્ત પ્રભુ તેહજી. ૧૪૧
એકાગ્રવૃત્તિ સદાચરણુ પથ, મનડું જેનું શાંતજી;
ઉત્તમ જ્ઞાનોત્તર ભક્તિથી, ન રહે મોહ કે ભ્રાંતજી. ૧૪૨
સત્યજ નિત્ય વ્હાલું છે જહેને, કુપથ કદિ ન જાયજી;
અપકાર પર ઉપકાર કરે, તે શ્રીહરિવલ્લભ થાયજી. ૧૪૩
સૂત્રરૂપ સત્પુરુષવાક્યને, નિશદિન જેહ વિચારેજી;
તદનુસાર સદાવર્તની, પડે ન ભવકૂપ ક્યારેજી. ૧૪૪
વિશ્વે રહેલી સત્ય તત્ત્વ વસ્તુનો, થાય સાક્ષાતજી;
દર્શનસૂત્રે માર્ગ બતાવ્યા, વિલોકી થાય સૌ જ્ઞાતજી. ૧૪૫
સાંખ્યયોગ વેદાન્ત ધર્મ, ને વ્યાસાદિક જે સૂત્રજી;
ગુરુ રૂપ પિતાથી શિખે, વિનયી શિષ્ય તે પુત્રજી. ૧૪૬

વિવિધ પ્રકારની વિદ્યામાંહે, બ્રહ્મવિદ્યા છે મુખ્યજી;
ત્હેને ગુરુ પાસેથી મેળવે, સર્વે વાતે સૌખ્યજી. ૧૪૭

અનેક રસિક ઉપયોગી વિષયો, તેનો લહે આદેશજી;
મુખ્ય બ્રહ્મ ધર્મ ઉપયોગી, ગુરુથી લે ઉપદેશજી. ૧૪૮

તેણે સારાસાર જણાયે, શિખે ન્યાય વિવેકજી;
નિત્ય ધર્મ ત્યાં વિજય સદા રહે, જાણી ગ્રહે દૃઢ ટેકજી. ૧૪૯

પરબ્રહ્મ શ્રીકૃષ્ણ તેજ છે, પરમ દેવાધિદેવજી;
ગોવિંદ શ્રીગોપીજનવલ્લભ, ભજવા જહેને ટેવજી. ૧૫૦

કર્મ કાલાદિ કાંઇ ન બાધે, કાળતણા એ કાળજી;
ચતુર્દશભુવન ધારણ કર્યાં જેણે, પૂર્ણાનંદ ગોપાળજી. ૧૫૧

નિર્ભયપદ એક પરમાનંદનું, અન્યે ભય ને શોકજી;
ભોગ સુખ વિત્તરૂપ વિદ્યાથી, પ્રાપ્ત નહિ તે લોકજી. ૧૫૨

૧૫૦ कृष्णो वै परमं दैवं गोविन्दान्मृत्युर्बिभेति ॥
श्रीगोपीजनवल्लभो भुवनानि दध्रे ॥
અથર્વણઉપનિષદોક્તશ્રુતેઃ

૧૫૧ प्राकृताः सकला देवा गणितानंदकं बृहत् ॥
पूर्णानंदो हरिस्तस्मात् कृष्ण एव गतिर्मम ॥ કૃષ્ણાશ્રય ॥

૧૫૨ भोगे रोगभयं सुखे क्षयभयं वित्ते च राज्ञो भयम् ॥
विद्यायां कलिभिस्तपे करणभी रूपाद्भयं योषितः ॥

इष्टे शोकभयं रणे रिपुभयं काये कृतान्ताद्भयम् ॥
चेत्थं जन्म निरर्थकं क्षितितले विष्णोः पदं निर्भयम् ॥ १ ॥

અખિલવેદથી જેહ જણાયે, વેદાંતવેદ્ય શ્રીકૃષ્ણજી;
દેવ મુનિ કવિ સૌ જ્યાં મોહે, તેથી સરે સૌ તૃષ્ણજી. ૧૫૩
સ્વયંભૂ ભગવાન પરાત્પર, વેદમાં જેનું ગાનજી;
જેના નામતણો મહિમા છે, અપરિમિત મહાનજી. ૧૫૪
વેદ રામાયણ પુરાણને, ભારતાદિ ઇતિહાસજી;
આદ્યે મધ્યે અંતે જહેનો, રમી રહ્યો પ્રકાશજી. ૧૫૫
અપાર મહિમામાંહે પ્રતિષ્ઠિત, તુલનામાં સમ કો નાવેજી;
ત્રિગુણાતીત પરબ્રહ્મ પરાત્પર, પુરુષોત્તમ પ્રભુ ભાવેજી. ૧૫૬
વીણાદિ વાજીંત્રે કરીને, કરે મહર્ષિ ગાનજી;
શિવાદિથી ઋષિ લગી સૌ, ભજે તેજ ભગવાનજી. ૧૫૭
ઐશ્વર્યવાનથી ઐશ્વર્યતા, તે ભિન્ન ન નિસ્સંદેહજી;
જ્યમ અગ્નિથી તેની જ્વાળા, એકાત્મ ઉભય છે દેહજી. ૧૫૮

---

૧૫૩ वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् ॥
"मुह्यन्ति यत् सूरयः"
શ્રીમદ્ ભાગવત, સ્કંધ ૧, શ્લોક ૧,

૧૫૫ वेदे रामायणे चैव पुराणे भारते तथा ॥
आदावंते च मध्ये च हरिः सर्वत्र गीयते ॥

૧૫૬ "स्वे महिम्नि प्रतिष्ठितः"
છાંદોગ્યોપનિષદિ અ. ૭, ખંડ ૨૪, મંત્ર ૧.

૧૫૭ य इमे वीणायां गायन्ति एतमेव ते गायन्ति ॥ ઇતિશ્રુતિ
न तस्य प्रतिमा अस्ति, यस्य नाम महद्यशः ॥ ઇત્યાદિ શ્રુતેઃ

જ્યાયાન પરમ પુરુષ પુરુષોત્તમે, મહદાશ્રયે કલ્યાણજી;
મહદાલંબન તેજ કરે છે, જ્ઞાની પરમ સુજાણજી. ૧૫૯
દેવો રુદ્રતણા સમાશ્રિત, રુદ્ર છે બ્રહ્માને આશ્રિતજી;
બ્રહ્માને આશ્રય રહે હરિનો, હરિજ એક સ્વાશ્રિતજી. ૧૬૦
અર્જુનને કૃષ્ણે રહસ્ય કહ્યું છે, સૌ આશ્રય મ્હારોજી;
ભારતે અશ્વમેધ પર્વમાં ભાખ્યું, વાક્ય વિચ્ચારોજી. ૧૬૧
સદા સ્વતંત્ર સ્વયંભૂ સનાતન, સ્વયંપ્રકાશ રસરૂપજી;
પૂર્ણાનંદ અતિરસિક શિરોમણિ, મહાદિવ્ય અજોડ અનૂપજી. ૧૬૨
સત્ય નિત્ય અનંત જ્ઞાનઘન, સ્વયંબ્રહ્મ છે એકજી;
નિજેચ્છાથી બહુ નામ રૂપ ને ગુણો દાખે અનેકજી. ૧૬૩
ચંદ્ર સૂર્ય તારા વિજળીઓ, અગ્નિમાં ત્હેનો પ્રકાશજી;
જેના તેજથી સઘળું દીપે, અતિ દિવ્ય તે સ્વયંપ્રકાશજી. ૧૬૪
એજ એક મૂળ સત્ય પદાર્થ, બહુ રૂપે તે થાયજી;
ત્રિગુણાતીત સગુણપણાંથી, બહુ નામે કહેવાયજી. ૧૬૫

---

૧૫૯ "एतावानस्य महिमाऽतो ज्यायांश्च पुरुषः" ॥
ઋગ્વેદ ૧૦-૯૦-૩૦

૧૬૦-૧૬૧ रुद्रःसमाश्रितो देवो रुद्रो ब्रह्माणमाश्रितः ॥
ब्रह्मा समाश्रितो नित्यं नाहं कश्चिदुपाश्रयेत् ॥
ममाश्रयोऽस्तु न कश्चित् सर्वेषामाश्रयो ह्यहम् ॥
इदं रहस्यं कौन्तेय प्रोक्तवानहमव्ययम् ॥
મહાભારતે અશ્વમેધપર્વે અર્જુન પ્રતિ (પાંડવપ્રતિ) ભગવદ્ વચનમ્.

ત્રિગુણાતીતથી ત્રિગુણ બ્રહ્મ ને અંશવિભૂત્યાદિ થાયજી;
આદિ પુરુષ નારાયણ નામે, બ્રહ્મમય સૌ લેખાયજી. ૧૬૬
અખિલ જક્ત ને સૌ ચીજોના, સ્વામી પર પ્રભુ એકજી;
"एकोऽहं बहु स्याम्", શ્રુતિ ભાખે જ્ઞાન વિવેકજી. ૧૬૭
બ્રહ્મ વિષ્ણુ મહેશ ત્રિમૂર્તિ, આદિ પુરુષે પ્રગટાવીજી;
બ્રહ્મ રુદ્ર પ્રજાપતિ આદિ, પ્રગટ કરી દર્શાવીજી. ૧૬૮
પંચતત્ત્વને ધારણ કર્તા, હિરણ્યગર્ભ હરિરૂપજી;
આત્મદાયી બલદાયી, અપરિમિત, અકળ સકળ અનૂપજી. ૧૬૯
જેની આજ્ઞાવશ વર્તે સૌ, જ્હેને સેવે સર્વજી;
અમૃતરૂપ છાયા છે જેહની, ગર્વીનો ન રહે ગર્વજી. ૧૭૦
ત્રિગુણ અજા કાલ અક્ષર પર, સર્વાતીત સર્વેશજી;
પરબ્રહ્મ પુરુષોત્તમ, તે દેવાધિદેવ પરમેશજી. ૧૭૧
નિજ મહિમામાં સદા પ્રતિષ્ઠિત, નિયામક સૌના એકજી;
તેજ પરાત્પર પૂર્ણ બ્રહ્મને ભજવા, ધરી ટેકજી. ૧૭૨
ધરણી ગગન મંડળ અંતરિક્ષ રહે જેને આધારેજી;
સર્વ સ્થિતિ સ્થંભી રહે જેણે, તે મનથી નિર્ધારેજી. ૧૭૩
સ્થળે સચરાચર વ્યાપક, અખિલ લોકપતિ ઇશજી;
સૌમાં છતાં સૌથી પર રાજે, જ્યાયાન પ્રભુ જગદીશજી. ૧૭૪

---

૧૬૬ एकोह वै नारायणासीन्न ब्रह्मा तमेज्ञानाद्यावापृथिवि ॥
नारायणात् ब्रह्मा जायते, नारायणात् रुद्रो जायते,
नारायणात् प्रजापतिः प्रजापतयः ઇતિશ્રુતેઃ

અનંત મસ્તક અનંત નેત્રો, અનંત બાહુ ચરણજી;
અનંત મૂર્તિ અનંત નામો, અનંત દિવ્ય આભરણજી. ૧૭૫
અખિલ ભૂમિને તે વીંટીને, દશાંગુલ વાધ્યા વિશેષજી;
વિરાટ પુરુષ રૂપ બ્રહ્મનું, પાર ન પામે શેષજી. ૧૭૬
ભૂત ભવિષ્ય વર્તમાન સૌ કાળે, થશે થયું ને થાયજી;
સકળ રચના હોય ઇચ્છા માત્રે, પુરુષરૂપ કહેવાયજી. ૧૭૭
અનંત મહિમા જહેનો, સઘળે ઝળકી રહ્યો અપારજી;
દેવાદિકને પણ યજવા લાયક, પરમ પુરુષ સરદારજી. ૧૭૮
સગુણ બ્રહ્મે નેત્રથી સૂરજ, મુખથી અગ્નિ ને ઈંદ્રજી;
આદિ પુરુષથી પ્રગટયું સર્વે મનથી પ્રગટયો ચંદ્રજી. ૧૭૯
નાભિથી અંતરીક્ષ થયું છે, મસ્તકથી આકાશજી;
પ્રાણ થકી વાયુ પ્રગટયો છે, ચરણથી ધરણી પ્રકાશજી. ૧૮૦
કાન થકી દિશાઓ ઊપજી, એમ લોકને સ્થાનજી;
ઋગ્વેદ સંહિતાથી, બ્રહ્મ કાર્ય અનુમાનજી. ૧૮૧
તેંત્રીસ કોટિ દેવ માત્ર ને જન પશુ પક્ષી તમામજી;
સર્વ દિશામાં સર્વ સ્થળે, રહે વિભૂતિપણે ઘનશ્યામજી. ૧૮૨
વિશ્વના વિવિધ મહાન પદાર્થે, હરિની વિવિધ વિભૂતિજી;
મહર્ષિ હર્ષે પ્રેમથી ભજતા, ભાખે ઉપનિષદ શ્રુતિજી. ૧૮૩
પરમાત્માની અર્ચાનાં સૂક્તો, સંહિતામાંહે અનેકજી;
વિવિધ નામ રૂપ ગુણથી ગૂંથ્યા, અખિલ તત્ત્વ હરિ એકજી. ૧૮૪
એકજ આદિ સ્વયંભૂ સનાતન, સત્ય નિત્ય છે એકજી;
સૌના પહેલાં વિદ્યમાન તે, બહુ રૂપે થાય અનેકજી. ૧૮૫

(૧૭૯ થી ૧૮૧ ઋગ્વેદ સંહિતાયામ્.)

અચલ અખંડ મહારસપૂરણ, અગણિત આનંદરાશિજી;
સૌમાં છતાં સૌથી પર રાજે, સૌમાં તેનો પ્રકાશજી. ૧૮૬
અંશ કલા વિભૂતિ આવેશ, ને વ્યૂહાદિ સૌ રૂપજી;
અખિલમાં સત્તા રહે છે ત્હેની, માટે સૌ તે તદ્રૂપજી. ૧૮૭
અનંત કોટિ બ્રહ્માંડની રચના, આદિ પુરુષથી થાયજી;
સર્વ ઉપસ્કર બ્રહ્મે સદા રહે, તત્ત્વે સૌ તેમાં સમાયજી. ૧૮૮
સત્ય પુરુષની રચના સર્વે, સત્યરૂપ કહેવાયજી;
સત્ય અંશના સંગ સંબંધે, બ્રહ્મમય સૌ લ્હેવાયજી. ૧૮૯
પિંડે તે બ્રહ્માંડે જાણે, તત્ત્વચિંતન કરનારજી;
અર્ચન કરી સૌને સંતોષે, ઉરમાં રહે રહસ્ય વિચારજી. ૧૯૦
સાક્ષી ચૈતન્ય અંતર્યામી, વસી રહ્યા સૌ પિંડેજી;
અખિલ જગત્માં તેજ વસેલા, અનંત કોટિ બ્રહ્માંડેજી. ૧૯૧
જ્ઞાન યોગ વૈરાગ્ય ને ભક્તિ, ઉપનિષદ પ્રતિપાદ્યજી;
સંન્યાસી સર્વાત્મનિવેદની, સૌને રાખે આદ્યજી. ૧૯૨
વિષ્ણુ વ્યાપકશીલ સર્વમાં વાસુદેવમય જાણેજી;
સર્વે નિશ્ચય બ્રહ્મરૂપ છે, વિજ્ઞાની અનુભવ માણેજી. ૧૯૩
જડ ચૈતન્ય પદાર્થ માંહે, સત્ય નિત્ય ઉર ધારેજી;
સજીવ નિર્જીવ સર્વનું કારણ, પરમાત્મા નિર્ધારેજી. ૧૯૪
પરમાત્મા તે જીવના સખા છે, નિકટ ગાઢ સંબંધજી;
અલ્પજ્ઞ સર્વજ્ઞ તારતમ્યના જાણે નહિ તે અંધજી ૧૯૫

---

૧૯૩ सर्वं खल्विदं ब्रह्म नेह नानास्ति किंचन ॥ ઇતિ શ્રુતેઃ

તત્ત્વે કરીને એકજ બન્ને, અગ્નિ તણખા જેમજી;
અંશ અંશીના ન્યાયે કરીને, તુલના કરે જ્ઞાની એમજી. ૧૯૬
એક વસ્તુના પૂર્ણ જ્ઞાને, અખિલ સર્વ જણાયજી;
આદિ મધ્યે ને અંતે અવિચળ તેહજ સત્ય ભણાયજી. ૧૯૭
એકજ તત્ત્વ યથાર્થ જાણે, સત્યત્વ પરખાયજી;
ત્રિકાલ અબાધિત નિત્ય ચિર સ્થિતિ જ્ઞાન વડે દેખાયજી. ૧૯૮
ઉદ્દાલકે શ્વેતકેતુને ઉપદેશ કર્યો નવવારજી;
રસપ્રવાહ રૂપક દૃષ્ટાંતે વૃક્ષમાં દાખ્યો સારજી. ૧૯૯
મૂળમાં મધ્યમાં ટોચે સઘળે, રસ પ્રવાહ નિર્ધારજી;
રસે કરીને વૃક્ષનું જીવન, તત્ત્વ રસરૂપ વિચ્ચારજી. ૨૦૦
સૂક્ષ્મ તત્ત્વરૂપે હરિ સૌમાં, વડ ટેટા દૃષ્ટાંતજી;
વડના બીજમાં વડનું વૃક્ષ છે, એવું તત્ત્વ સિદ્ધાંતજી. ૨૦૧
જળમાં લુણનો કકડો નાખે, લવણનો સ્વાદજ આવેજી;
ઉપર નીચે વચ્ચે સર્વે, કણ કણ ભળ્યું દર્શાવેજી. ૨૦૨
એકજ સ્વાદ ખારાટ ગુણનો, જળમાં લુણ જણાવેજી;
અખિલ અંતર્યામી એક સૌમાં, પુત્રને એવું ભણાવેજી. ૨૦૩
મૃત્તિકા સોનું સદા સર્વદા, તત્ત્વે નહિ કોથી ન્યારૂંજી;
આદિ મધ્ય ને અંત સર્વમાં, સત્યપણાથી પ્યારૂંજી. ૨૦૪
નામ રૂપાકૃતિ વિવિધ થાયે, ન તત્ત્વે ભેદ લગારજી;
નામરૂપ બદલાયે તદપિ, મૃદા કનક નિર્ધારજી. ૨૦૫

---

૧૯૭ " एकविज्ञानेन सर्वं विदितं भवति श्रुते "

એકજ ખાંડનાં વિવિધ રમકડાં, સૌમાં સરખો સ્વાદજી;
તદપિ રુચિ અનુસારે વ્હારે, નામરૂપનો વાદજી. ૨૦૬

અંગો અંગમાં ચૈતન્ય તત્ત્વ, ભર્યું રહે ભરપૂરજી;
તદપિ સૂક્ષ્મ અતિ પ્રગટ ન ભાસે, જ્ઞાની સમજે ઉરજી. ૨૦૭

શરીરમાંહે શરીરી રૂપે, અતંર્યામી જાણુજી.
એ અમૃત અંતર્યામી, આત્મા સૌના ઘટ ઉર આણુજી. ૨૦૮

સાક્ષીવત્ તે તટસ્થ રહે છે, દિવ્ય નેત્રે હરિ જોયજી;
આનંદઘનની એક માત્રાથી, સૌનું જીવન હોયજી. ૨૦૯

આ સમગ્ર પૃથ્વી ધનથી ભરી હોય, અમૃતત્વ ન તેથી પ્રાપ્તજી,
સત્યામૃતત્વ જ્ઞાને કરી લાધે, હસ્તિપદે પદો સમાપ્તજી. ૨૧૦

બહુ ગ્રંથોનું શ્રવણુ કર્યાથી, અથવા કરે વ્યાખ્યાનજી;
તીવ્ર બુદ્ધિ કે તર્કે કરીને, પ્રાપ્તિ નહિ ભગવાનજી. ૨૧૧

જહેને તે હરિ કરી અનુગ્રહ, નિજથી કરે સ્વીકારજી;
બિરદ વિચ્ચારી કૃપા કરી વરે, તેનો ત્યાં અંગીકારજી. ૨૧૨

અખિલ વિશ્વના કણુકણુમાં, સૂક્ષ્મ રૂપે હરિ રાજેજી;
સૌ કો તે નજરે નાં દેખે, સૌમાં ગુપ્ત બિરાજેજી. ૨૧૩

સચરાચર તે અખિલ વિશ્વમાં વ્યાપી રહ્યા ભરપૂરજી;
વિજ્ઞાની હરિભક્તોમાંહે પ્રગટ સ્ફુરે છે ઉરજી. ૨૧૪

આઠ વસુ એકાદશ રુદ્રો, વળી આદિત્ય છે બારજી;
ઇન્દ્ર પ્રજાપતિ નામે કોટિ દેવ તેત્રીસ પ્રકારજી. ૨૧૫

એકજ બ્રહ્મની સત્તા સૌમાં, જેમાં તેણે જે મૂકીજી;
તદ્વત કાર્ય હોય તે દ્વારા, મૂળ જવું નહિ ચૂકીજી. ૨૧૬

ષડૈશ્વર્ય પરિપૂર્ણ સદાયે, યુક્ત રહે ભગવાનજી;
તેણે તેમાંથી દેવોને કર્યું જેટલું દાનજી. ૨૧૭

તે અનુસાર કૃતિ બને તેથી, કર્મ પ્રમાણે નામજી;
" कर्तुमकर्तुमन्यथाकर्तुम् ", સમર્થ એક ભગવાનજી. ૨૧૮

જે જે વિભૂતિ શ્રી પ્રબળતા ઓજ તેજાદિ જણાયજી;
પરમાત્માના અંશ રૂપનું, સર્વ સમગ્ર ગણાયજી; ૨૧૯

આનન્દમાત્રકરપાદમુખોદર, પૂર્ણાનંદ સર્વાંગજી;
આનન્દમય અપ્રાકૃત સર્વે, નખ શિખ સાંગોપાંગજી. ૨૨૦

સમગ્ર વિશ્વે સગુણ બ્રહ્મના, સદા સર્વદા વાસજી;
સત્ય નિત્ય બ્રહ્મ સંબંધે, તત્ત્વે નહિ કો નાશજી. ૨૨૧

ન માયિક રૂપ રેખા કો બ્રહ્મમાં, લૌકિક નહિ આકારજી;
અમાયિક દિવ્ય અદ્ભુત અતિશક્તિ, તે પરમ પુરુષ નિર્ધારજી. ૨૨૨

તે પરમાત્મા ગતિ કરે છે, સઘળે ઠામોઠામજી;
સર્વ સ્થળે વ્યાપક ગતિ ત્હેની, બાહ્યાભ્યંતર તમામજી. ૨૨૩

વિજ્ઞાનીની સદા સમીપે, હરિ રહે હજુરજી;
અજ્ઞાનીને ઉર રહે તદપિ, માને છે તે દૂરજી. ૨૨૪

---

૨૧૯ यद्यद् विभूतिमत्सत्त्वं (ગીતાજી)

૨૨૪ यदेजति तन्नैजति तद्दूरे तदंतिके तदंतरस्य सर्वस्य-
तदु सर्वस्यास्य बाह्यतः ॥ ઇતિશ્રુતે.

પ્રાકૃતરૂપ નિષેધ જણાવી, અપ્રાકૃતતા ભાખીજી;
ઉભય શ્રુતિની એકવાક્યતા, મહદાચાર્યે દાખીજી. ૨૨૫
હાથ વગર પણ ગ્રહણ કરે સૌ, પગ વગર પણ ચાલેજી;
દોડે પકડે સત્વર વેગે, હાથ વગર સૌ ઝાલેજી. ૨૨૬
નહિ પ્રાકૃત ચક્ષુ ઈંદ્રિય પણ સર્વ ઠેકાણે ભાળેજી;
સ્વયં પ્રકાશિત સર્વ દિશાયે, સદાકાળ સૌ ન્યાળેજી. ૨૨૭
અંધારે અતિ ગુફામાંહે ફરે, કરે છાનું જે ખૂણેજી;
કર્ણ વગર ઝીણામાં ઝીણો સ્વર ધ્વનિને પણ સૂણેજી. ૨૨૮
સૌના આદિ મહાન્ પુરુષમાં, અત્યદ્‌ભુત સૌ રીતજી;
અલૌકિક ગુણ ધર્મો સર્વે, અનંત પ્રકારે અમિતજી. ૨૨૯
સૌ કોનું સંપૂર્ણ જોવા જાણવા પૂર્ણ સમર્થજી;
સદાકાલ સૌ રીતે સ્વતંત્ર, નહિ કદિ કોમાં અસમર્થજી. ૨૩૦
તનની જાણે મનની જાણે, જાણે ચિત્તની ચોરીજી;
ત્હેની આગળ છાનું કયમ રહે ?, જ્હેને કર સૌની દોરીજી ૨૩૧
અનંત ગુણરાશિ પુરુષોત્તમ, પ્રભાવ જેનો અપારજી;
દાસ દયે બુદ્ધિ–પ્રેરકની સ્હાયે, કથ્યો કાંઇ સારજી. ૨૩૨



---

૨૨૬ ૨૨૭ ૨૨૮ अपाणिपादो जवनो (ग्रहीता)
पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ॥ ઇતિશ્રુતે.

# સિદ્ધાંતસાર.

રાગ ધવળ ધન્યાશ્રી:

ગુરુ ગોવિંદ સંત ત્રણ નામો, કથન માત્ર કહેવાયજી;
અભેદ ભાવે એક તત્ત્વથી, વિજ્ઞાને લેહેવાયજી. ૧
શ્રીગુરુ વલ્લભ સહ શ્રીવલ્લભ વિઠ્ઠલેશ સૌ વંશજી;
પદપંકજ વદન કરવાથી, સકળ પાપ વિધ્વંસજી. ૨
પૂર્ણ બ્રહ્મ શ્રીલક્ષ્મણનંદન, શ્રીવિઠ્ઠલ શ્રીકૃષ્ણજી;
વંશ સર્વ તદ્રૂપ બિરાજે, નિજજન મન પૂર્ણ તૃષ્ણજી. ૩
સંક્ષેપે સાર સિદ્ધાંત રૂપનો, ગ્રંથ પરમ રુચિકારીજી;
સ્વાર્થ પરમાર્થ થાવાને, હરિ કૃપા ઉર ધારીજી. ૪
શુદ્ધાદ્વૈત બ્રહ્મ નિત્ય છે, પૂર્ણ પરમાનંદજી;
અક્ષરાતીત સદાનંદઘન, અચ્યુત શ્રીગોવિંદજી. ૫
સત્ ચિત્ આનંદ કૃષ્ણ નામનો, ઉપનિષદમાં અર્થજી;
સર્વાતીત પરબ્રહ્મ પરાત્પર, નિધિ માત્રનો ગર્થજી ૬
એકજ નિત્ય સનાતન, આદિ પુરુષોત્તમ શ્રીકૃષ્ણજી;
ત્હેને મંગલ નમન કર્યાથી, ન બાકી રહે કો તૃષ્ણજી. ૭
વેદે બ્રહ્મ સ્મૃતિ પરમાત્મા, પુરાણે કહે ભગવાનજી;
આનંદ રસરૂપ અમાયિક, તેનુંજ સૌમાં ગાનજી. ૮

---

૬ कृषिर्भूवाचकः शब्दः णश्च निर्वृतिवाचकः ॥
तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यमिधीयते ॥

૮ " ब्रह्मेऽति परमात्मेति भगवानिति शब्यते ॥

એકજ અનેક રૂપ થઇને, નામરૂપ ગુણ દાખેજી;
"एकोऽहं बहुस्याम" શ્રુતિ, હરિમય જગ એમ ભાખેજી. ૯
અકાર સ્વર રહે સૌ વ્યંજનમાં, ત્યમ સૌમાં હરિ જાણેજી;
વ્યાપનશીલ વિષ્ણુ રહે સૌમાં, જ્ઞાન વડે ઉર આણેજી. ૧૦
શ્રીવ્યાપિવૈકુંઠ સંજ્ઞિક, પુરુષોત્તમનું ધામજી;
તેજોમય છે સર્વ ભુવન પર, અક્ષર બ્રહ્મ એ નામજી. ૧૧

"हरिरेव जगत् जगदेव हरिः" ॥

અક્ષરબ્રહ્મ અગણિત પ્રકાશિત, પરબ્રહ્મનું ધામજી;
અક્ષરાતીત સ્વયંભૂ સનાતન, મનરંજન અભિરામજી. ૧૨
વેદ ઉપનિષદમાં ગોલોકથી, વર્ણન કર્યો જે ઠામજી;
તેની માંહે પર પુરુષોત્તમ, સદા કરે વિશ્રામજી. ૧૩
પુરાણમાં ગોલોક નામથી, વર્ણન કરિયું જેહજી;
મૂળ લોક નહિ તે ધારો, રમાવૈકુંઠ છે તેહજી. ૧૪
સર્વાતીત પરબ્રહ્મ પરાત્પર, સૌનું મૂળ તે એકજી;
અક્ષર ને ક્ષર બ્રહ્મ સર્વમાં, મૂળનો ધરવો ટેકજી. ૧૫
સ્વયંબ્રહ્મ સ્વયંપ્રકાશિત, પુરુષોત્તમ છે એકજી;
બ્રહ્મ શુદ્ધ અદ્વૈત પૂર્ણના, તારતમ્યે વિવેકજી. ૧૬
બ્રહ્મ વગર કો ઠામ ન ખાલી, સઘળે વસ્યા ભરપૂરજી;
સર્વ સ્વરૂપ થઇ હરિ ખેલે, નહિ કોથી અણુ દૂરજી. ૧૭

---

૧ नमो भगवते तस्मै कृष्णायाद्भुतकर्मणे ॥
रूपनामविभेदेन जगत्क्रीडति यो यतः ॥ નિબંધ.

અંશ કલા વિભૂતિ વ્યૂહ ને વળી હરિ આવેશજી;
ઇત્યાદિ તારતમ્ય સમજવા, સદ્ગ્રંથે ઉપદેશજી. ૧૮
વાસુદેવ ને પ્રદ્યુમ્ન વળી સંકર્ષણ અનિરુદ્ધજી;
ચતુર્વ્યૂહ અવતાર મળીને, કરે કાર્ય જગશુદ્ધજી. ૧૯
જૂદા જૂદા કાર્ય તણા, અધિષ્ઠાતા એ ચ્યારજી;
સદાશિવે પ્રચેતાઓને, રુદ્રગીતે કહ્યો પ્રકારજી. ૨૦
ગોપાલતાપિનિ ઉત્તરતાપિનિ, કહે 'અકાર 'ઉકારજી';
'મકાર'ને અર્ધ માત્રા મળીને, પરબ્રહ્મ નિર્ધારજી. ૨૧
શાલિગ્રામ શિલા પરીક્ષા, વિષ્ણુરહસ્યે પ્રકારજી;
લિંગપુરાણ ને શિવવાક્યેથી, તારતમ્ય નિર્ધારજી. ૨૨
આદ્ય અંકવણ શૂન્યો સર્વે, લેખામાં ન ગણાયજી;
અંકની આગળ શૂન્ય સર્વ પણ, અધિકાધિક જણાયજી. ૨૩
ઉદ્ભવ સ્થિતિ લય ત્રિગુણ બ્રહ્મથી, બ્રહ્મા વિષ્ણુ મહેશજી;
ત્રિગુણાતીત સાક્ષાત્ હરિ, તે ધરે વિવિધ બહુ વેશજી. ૨૪

---

૨૨ लिंगकोटिसहस्रैस्तु पूजितैर्यत्फलं भवेत् ॥
तत्फलं कोटिगुणितं शालिग्रामशिलार्चने ॥
शालिग्रामसमीपे तु क्रोशमात्रं समन्ततः ॥
कीटकोऽपि मृतो याति वैकुण्ठभवनं नरः ॥ લિંગપુરાણે.
अनर्हं मम नैवेद्यं पत्रं पुष्पं फलं जलम् ॥
शालिग्रामशीलासंगात्सर्वं याति पवित्रताम् ॥
शालिग्रामशिलायां तु सदा श्रीविष्णुपूजनम् ॥
नित्यं सन्निहितस्तत्र शालिग्रामे जगद्गुरुः ॥ શિવવાક્યમ્.

અંશ અંશાંશ ભાગવતથી દીસે, ગીતામાં વિભૂતિ અધ્યાયજી;
ઋષિ મનુદેવ પ્રજાપતિ, આદિ કલારૂપ ભાગવત ગાયજી. ૨૫

શ્રીહરિના આવેશે કરીને, થાયે અસાધ્ય કામજી;
હરિ આવેશિત ભક્તજન દ્વારા, અસાધારણે હોય તમામજી ૨૬

અનંત શક્તિપતિ સર્વ શક્તિઓ, સદા જેને આધીનજી;
અનંત કલાનિધિ પુરુષોત્તમ, તેમાં સર્વે લીનજી. ૨૭

વિદ્યા અવિદ્યાદિ સૌ શક્તિ, કાર્ય કરે જગ જેહજી:
સૌમાં સત્તા રહી પરમ પુરુષની, નહિ સ્વતંત્ર કો તેહજી. ૨૮

કર્મ કાળ અહ સ્વભાવ આદિ, તેનું પણ જાણો એમજી;
પ્રભુ ઇચ્છાવશ વર્તે સૌ કો, યંત્રીકર યંત્રો જેમજી. ૨૯

અખિલ જક્ત હરિ ક્રીડાભાંડ છે, નાચે નચાવે જેમજી;
અખિલ બ્રહ્માંડની દોરી કર પ્રભુને, સમજે થાયે ક્ષેમજી. ૩૦

---

૨૫ " एते च अंशकलाः पुंसः कृष्णस्तु भगवान्स्वयम् " શ્રીમદ્ભાગવત.
" हरेरंशाविहागतौ सितकृष्णकेशौ " શ્રીમદ્ભાગવતે

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ॥
तत्तदेवावगच्छ त्वं मम तेजोंशसंभवम् ॥ ગીતાજી, શ્રીકૃષ્ણવચનમ્.

ऋषयो मनवो गावो मनुपुत्रा महौजसः ॥
हरेरेव कलाः सर्वे सप्रजापतयस्तथा ॥ ભાગવતે:

૨૬ " कस्याश्चित् पूतनायंत्या " ભાગવત.

૩૦ " क्रीडामाण्डमिदं जगत् "

નામ રૂપ ગુણ ધર્મ ભેદથી, વિશ્વે વિલસે શ્યામજી;
એ નિશ્ચય જીવ જાણી, કરે તે ચરણકમળે વિશ્રામજી. ૩૧

જેની નિશ્ચય જેવી ભાવના, તેવા પ્રભુ દરસાયજી;
પ્રેમાસક્તિ વ્યસન દૃઢ વિરહે, તન્મય તદ્દરૂપ લ્હેવાયજી. ૩૨

તેંત્રીસ કોટિ દેવાદિ જગ, સૌના પ્રભુ છે સ્વામીજી;
સૌ કરવાને સદા સમર્થ છે, સૌના અંતર્યામીજી. ૩૩

સદા સ્વતંત્ર સર્વેશ્વર શ્રીજી, પરાધીન સૌ અન્યજી;
રચના સકળ થઇ હરિ ઇચ્છાએ, તત્ત્વે સર્વ અનન્યજી. ૩૪

" कर्तुमकर्तुमन्यथाकर्तुम् ", સૌ કરવાને સ્વતંત્રજી;
જેમાં જેટલી જ્યાં લગી જેવી, ધરી સત્તા જયમ યંત્રજી. ૩૫

તે હરિને તેટલું કરવા, તેમાં સામર્થ્ય હોયજી;
અધિક ન્યૂન તેમાં કરવાને, સમર્થ કહિ ન કોયજી. ૩૬

દૈવી ગુણમયી હરિમાયા, દુરત્યયા ભરપૂરજી;
શ્રીકૃષ્ણચરણ શરણ પરાયણે; થાયે નિશ્ચે દૂરજી. ૩૭

---

૩૧ नमो भगवते तस्मै कृष्णायाद्भुतकर्मणे ॥
रूपनामविभेदेन जगत्क्रीडति यो यतः ॥ નિબંધે શ્રીમહાપ્રભુજી.
" बहूनि सन्ति नामानि रूपाणि च "
શ્રીમદ્દભાગવત સ્કંધ ૧૦, પૂર્વાર્ધે અધ્યાય ૨૩, શ્લોક ૧૮.

૩૨ ये यथा मां प्रपद्यते तांस्तथैव भजाम्यहम् ॥ ગીતાજી.

૩૭ दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ॥
मामेव ये प्रपद्यंते मायामेतां तरन्ति ते ॥ ગીતાજી.

બ્રહ્મવિદ્યા હરિ સન્મુખકર્તા, અવિદ્યા કરે વિમુખજી;
અવિદ્યામાં ક્લેશ અમંગળ, વિદ્યામાં સાચું સુખજી. ૩૮

અક્ષરબ્રહ્મ લગીનો આનંદ, ગણનામાં વેદ બતાવેજી;
અક્ષરાતીત ત્રિગુણાતીતનો, પરમાનંદ જતાવેજી. ૩૯

અવિનાશીની અકળ ગતિનો, કોઇ ન પામે પારજી;
શેષ શંકર બ્રહ્મા વેદાદિ, કરે જેનો નિત્ય વિચ્યારજી. ૪૦

પ્રાકૃત ગુણ રૂપ નામ નિષેધી, અમાયિક દિવ્ય અનૂપજી;
રસમય આનંદમય પુરુષોત્તમ, પરબ્રહ્મ સ્વરૂપજી. ૪૧

ષડૈશ્વર્ય સદા સંપૂર્ણ, અખંડિત અબાધ્યજી;
વેદ 'નેતિ નેતિ' કહી થાકયા, નહિ સાધને તે સાધ્યજી. ૪૨

સર્વ વેદથી વેદ્ય કહેલા, પુરુષોત્તમ હરિ એકજી;
અખિલ વેદો જેના પદનું, આમ્નાન કરે ધરી ટેકજી. ૪૩

શ્રીહરિ સાધ્ય થવાની, ભક્તિ એકજ શ્રેષ્ઠ ઉપાયજી;
યોગ સાંખ્ય તપ ત્યાગ તથા વેદતણા સ્વાધ્યાયજી. ૪૪

---

३९ प्राकृताः सकलाः देवाः गणितानंदकं बृहत् ॥
पूर्णानंदो हरिस्तस्मात् कृष्ण एव गतिर्मम ॥ कृष्णाश्रयः

४१ दिव्यो ह्यमूर्तः पुरुषः सबाह्याभ्यन्तरो ह्यजः ॥
अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात्परतः परः ॥ મુંડકોપનિષદિ

४३ " वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद् वेदविदेव चाहम् " ગીતાજી.
" सर्वे वेदा यत्पदमामनन्ति " ઇતિ શ્રુતેઃ

દાનયજ્ઞાદિ સર્વે સાધન, ભક્તિમાં ઉપયોગીજી;
ભક્તિ ફલરૂપા સિદ્ધ થએથી, હોય હરિ સંયોગીજી. ૪૫

તપ સંયમ વ્રત નેમ યોગ, ને યજ્ઞ જપ ને ધ્યાનજી;
ત્યાગ વૈરાગ્ય ઈંદ્રિયમન, ને વળી તીર્થે મહાદાનજી. ૪૬

ભક્તિ જ્ઞાન ને તપ વિદ્યા ગુણ સદાચાર યુત હોયજી;
એ પુરુષાર્થ કરવાથી, પુરુષોત્તમ પામે સોયજી. ૪૭

ભક્તિ ફલાત્મક પ્રગટ થવાને, આદ્યે સાધન અન્યજી;
જ્ઞાનોત્તરની પરા ભક્તિથી, ભજવા પ્રભુ અનન્યજી. ૪૮

તદપિ પ્રીતિવશ પરમાનંદ, સેવા સ્મરણ ગુણગાનજી;
સાધન સકળ શિરોમણિ એ, કૃષ્ણનામ અઘહાનજી. ૪૯

સદા સર્વ કાળે હરિ ભજતાં, પુરુષોત્તમ પમાયજી;
અંતકાળે હરિમાં સ્મૃતિ રાખી, પુરુષોત્તમ શું રમાયજી. ૫૦

વેદ વ્યાસસૂત્ર ને ગીતા, શ્રીમદ્ભાગવત સારજી;
પ્રસ્થાનચતુષ્ટય સર્વે માંહે, નિગમાગમનો વિચારજી. ૫૧

---

૪૫ न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव ॥
न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्मयोर्जिता ॥
શ્રીમદ્ભાગવતે ઉદ્ધવ પ્રતિ ભગવદ્વચનમ્

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ॥
शक्य एवं विधो द्रष्टुं

૫૧ वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि ॥
समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ॥७॥ તત્ત્વદીપનિબંધ

હરિ ગુરુ સંત સમાગમ સેવન, રતિપૂર્વક જો થાયજી;
એહ કૃપાયે સર્વ સિદ્ધ થઇ, મહાપદે નિશ્ચે જાયજી. ૫૨

જ્ઞાનભક્તિયુત હરિપ્રીત્યર્થે, કર્મ ઉપાસન રીતજી;
વિધિ શ્રદ્ધાપૂર્વક બ્રહ્માર્પણ થાતાં, હરિ પર પ્રીતજી. ૫૩
શ્રીજીમાં મનવૃત્તિ રાખી, ધ્યાનસહિત હરિનામજી;
અંતે એક વાર પણ લેતાં, અચ્યુત પદે વિશ્રામજી. ૫૪

સર્વસમર્પણ કરે કૃષ્ણને, અહંતા મમતા જાયજી;
નિવેદનનું **સંધાન** રહેથી, બાધક કોઇ ન થાયજી. ૫૫
પરમાર્થને સ્વાર્થ માને, વિરલ વિવેકી સંતજી;
સત્પાત્ર મળેથી અર્પણ કરવા, ઇચ્છે વિવેકવંતજી. ૫૬

જેહેનું છે તે તેહેને અર્થે, કરે સદા વિનિયોગજી;
હરિ ઉચ્છિષ્ટ પ્રસાદી કેરો, ભાવે કરવો ભોગજી. ૫૭
ભાગ્ય માની પ્રભાવ જાણી, લે નિત્ય મહાપ્રસાદજી;
ઉદર ભરણ અર્થે નાં યોજે, તેમજ નહિ રસનાસ્વાદજી. ૫૮

અષ્ટાક્ષર પંચાક્ષર મંત્રો, જપે ધરી આલ્હાદજી;
અસત્ય વા વ્યર્થ કો મિથ્યા ભાષણ નહિ વાદવિવાદજી. ૫૯

હરિસંબંધ હોયે નહિ જેમાં, ગ્રામ્ય વાર્તા હોયજી;
નિંદા સ્તુતિ પણ ન કરે અન્યની, હરિગુણગાને ચિત્ત પ્રોયજી. ૬૦

ગ્રામ્ય કથાનો વિઘાત કરવો, હરિ જશ રસશું તાનજી;
સત્પુરુષો આગળ ક્યારે કદિયે, લેશ ન રાખવું માનજી. ૬૧

૬૦ "न स्तुवीत न निन्देत न कुर्यात् साध्वसाधु वा"

પ્રભુ પ્રસન્ન હોય જે રીતે, તેમાં રાખે ભાવજી;
શ્રીહરિથી જેણે વિમુખ પડાયે, તે પર હોય કુભાવજી. ૬૨
હરિના પ્રીતિપાત્ર કૃપા જન, તે પર હરિવત્ ભાવજી;
જે સંગે નિત્ય હરિશું પ્રીતિ, વૃદ્ધિ હોય ત્યાં ચ્હાવજી. ૬૩
નાસ્તિક નિંદક હરિવિમુખ, ને હરિજનનો દ્વેષી હોયજી;
અસદ્કુભાવ કુતર્કી જનનો, બોધ ન લેવો કોયજી. ૬૪
ધર્માધર્મ ને ન્યાય નીતિના, જાણી સઘળા મર્મજી;
હરિસંબંધમાં સર્વે યોજતાં, સાંપડે ભાગવત ધર્મજી. ૬૫
હરિસંબંધ રહિતનું ભાષણ, એજ મુખરતા દોષજી;
લૌકિક કથની કૃતિ કરવાથી, હરિને મન ઉપજે રોષજી. ૬૬
સત્ય સ્પષ્ટ ને પ્રિય હિતકરની, વદવી મધુરી વાણીજી;
નમ્ર સ્વભાવે વિશુદ્ધ વૃત્તિથી, સૌથી સાર લે તાણીજી. ૬૭
શુદ્ધ સત્ત્વ ત્રિગુણ અક્ષર પર, એક ઉપાસન નિત્યજી;
તે સમ અન્ય મતિ નહિ કોમાં, રાખે પતિવત્ પ્રીત્યજી. ૬૮
નિત્યારાધન પરબ્રહ્મનું, ભજવા દૃઢ ધરી ટેકજી;
જ્યાયાન પરમ પુરુષ પુરુષોત્તમ, સત્ય નિત્ય જે એકજી. ૬૯
તે સમ કોઇ કદિ નવ થાયે, ત્રિકાલ અબાધિત એકજી;
અંગાંગી ભાવે અન્ય સૌનો, સમજે **સરળ** વિવેકજી. ૭૦
નૈમિત્તિક પ્રસંગે તેનો, ઉચિત કરે સત્કારજી;
મૂળ સંબંધ વિચારી કરવા, શિષ્ટ પ્રથા નિર્ધારજી. ૭૧
પરબ્રહ્મનાં અંગ વિચારો, ખંડન ન કરે કોયજી;
પૃથુરાજાની રીતિ વિચારી, અદ્વૈતમતિથી જોયજી. ૭૨

અન્યાશ્રય ને અસમર્પિત ત્યાગે ન ઇચ્છે અન્યપ્રસાદજી;
શ્રેષ્ઠ સાધ્વી નિજ પતિ પાખે, અન્ય ન લે કો સ્વાદજી. ૭૩

નિજ સ્વામિ સમભાવ ન અન્યે, દૃઢ પતિવ્રતનો નેમજી;
અચળ અખંડિત સેવ્ય સ્વરૂપે, તેવો પૂર્ણ પ્રેમજી. ૭૪

સ્વસ્વામિ–ઉચ્છિષ્ટ ભોગવણુ, સતી ન ભુક્તે લેશજી;
તદ્વત્ અનન્ય પ્રીતિપરાયણુ, પ્રભુ શું રાખે વિશેષજી. ૭૫

પતિવ્રતાનો પરમ ધર્મ એ છોડે નહિ પિયુ સંયોગજી;
પતિસમ મતિ ધરે ન કોમાં, સ્વામી વણુ ન કરે ભોગજી. ૭૬

હારીત સ્મૃતિનો આશય લેઇ, કહ્યુ અત્ર પ્રતિપાદ્યજી;
વ્યભિચારિણી ભક્તિ નહિ કરવી, એજ રહસ્ય છે આદ્યજી. ૭૭

ધ્રુવપંચરાત્ર ને ગીતામાંહે, અનન્ય ભક્તિ ભાખીજી;
ત્હેનું રૂપક ક્હેવા માટે, સંક્ષેપે રીતિ દાખીજી. ૭૮

હરિ ભજવા તજી અન્ય આરાધે, અન્યાશ્રયી તે થાયજી;
ગાય તજીને ગર્ધવી સેવે, એવો જાણો ન્યાયજી. ૭૯

---

૭૪ "सत्स्त्रियः सत्पतिं यथा" શ્રીમદ્ભાગવતે

૭૭-૭૮ नान्यं देवं नमस्कुर्यात् नान्यं देवं निरीक्षयेत् ॥
नान्यत्प्रसादमश्याच्च नान्यदायतनं व्रजेत ॥ હારીતસ્મૃતિવચનમ્
"मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते"

૭૯ तस्य ह न देवाश्च ना भूत्या ईशत आत्मा ह्येषां स भवति ॥
यावदन्याश्रयस्तावद् भगवानपि तं जनम् ॥
विलोकयेन्न दयया ह्यनन्यजनवत्सल: ॥

એવા જનની ભાવભક્તિ, તે વ્યભિચારી કહેવાયજી;
શ્રીહરિ ત્હેની ભક્તિ ગ્રહે નહિ, પ્રમાણે સ્પષ્ટ લહેવાયજી. ૮૦
નિ:સ્વાર્થની શુદ્ધભક્તિથી, શ્રીહરિ રાજી થાયજી;
આશા કારણ જેહ ભજે તે, રહે ન ત્રૂટિ જાયજી. ૮૧
હરકોઇ કામના સિદ્ધ થવાને, ઉપાસે જન જેહજી;
તેહ ઉપાસન તે અર્થતણું છે, નિશ્ચે નિ:સંદેહજી. ૮૨
વાસુદેવ પરબ્રહ્મ તજીને, કરે ક્ષુદ્રની સેવજી;
અંગાંગી બ્રહ્મભાવ તજી, પૂજે મલિન જે દેવજી. ૮૩
તે પ્રગટ ગંગા તજી કૂપ ખોદીને, વારિ પીવા મન આશજી;
તૃષા ત્હેની સદ્ય શમે નહિ, વ્યર્થજ થાય પ્રયાસજી. ૮૪
નિજ સ્વાર્થ માટે દુર્બલને, દુ:ખ આપે છે જેહજી;
અન્યાય અધર્મે પ્રાપ્ત કરેલું, અનર્થ મૂલક જેહજી. ૮૫

---

अन्यासक्ता यथा रामा क्रीडते स्वपतिं प्रति ॥
तथैव भावदेवेशो भक्तितो नैव गृह्यते ॥ પ્રહ્લાદસંહિતા
गवां त्यक्त्वा विमूढात्मा गर्धभीं वंदते यथा ॥
तथा हरिं परित्यज्य योन्यदेवमुपासते ॥ હારીત સ્મૃતિ

८१ अन्यथा शरणं नास्ति त्वमेव शरणं मम ॥
तस्मात् कारुण्यभावेन रक्ष रक्ष परमेश्वर ॥

८२ 'अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित् ॥
મહાભારતે ભીષ્મપર્વે અધ્યાય ૪૩, શ્લોક ૩૫, યુધિષ્ઠિરં પ્રતિ ભીષ્મવચનમ્

८३-८४ वासुदेवं परित्यज्य योन्यदेवमुपासते ॥
तृषितो जाह्नवीतीरे कूपं खनति दुर्मतिः ॥ પાંડવગીતા

દેવ બ્રાહ્મણની વૃત્તિ અર્થે, અર્પેલી સૌ વસ્તજી;
દાન કરેલી વસ્તુ ઉપર, કદિ ન કરવો દસ્તજી. ૮૬
કન્યાદાન સાલંકૃત દેવું, સુપાત્ર કરવો જમાઇજી;
કેવળ કુળ કે દ્રવ્ય જોઇને, કરવી નહિ સગાઇજી. ૮૭
ગૌદાન સત્પાત્રને કરવું, ધરી શક્તિવત્ ભેટજી;
સંપત્તિ અનુસારે સેવા કરવી, ભૂલવું ન કદિ નેટજી. ૮૮
ગો કન્યા ભૂમિ ને વેદનો વિક્રય, દ્વિજે નાં કરવોજી;
ગૃહસ્થાશ્રમીએ ગૃહીપણાંનો, યથોક્ત ધર્મ આચરવોજી. ૮૯
નિર્વાહ અન્યાશ્રમીનો કરવો, હરિગુરુ સંતે પ્રીતજી;
શક્તિ અનુસારે આદરપૂર્વક, કરવા રાખે રીત.જી ૯૦
દયા રાખવી સર્વ જીવ પર, લઘુ દીર્ઘ સમ જાણીજી;
યથા વિહિત સૌને સંતોષે, સૌમાં હરિમતિ આણીજી. ૯૧
સમદૃષ્ટિ રહે પરોપકારે, કરે સર્વનું હિતજી;
વૈષ્ણવ કેરાં લક્ષણ સમ્યક્, અહિંસા ધર્મે પ્રીતજી. ૯૨
વિશુદ્ધ ઉર કરી નાં રંગ્યું, હરિ શું જેણે મન્નજી;
વસ્ત્ર બહાર રંગ્યાથી, પ્રભુજી કદિ ન થાય પ્રસન્નજી. ૯૩
હૃદયે અર્થ અવિદ્યા પૂરી, બાહ્ય ભેષ કર્યા સંતજી;
તૃષ્ણામાં રહે અંતર રૂંધ્યું, તો નહિ તેહ મહંતજી. ૯૪
દ્રવ્યાદિ લાભ વિષય હિત કાજે, કે પ્રતિષ્ઠા સન્માનજી;
બાહ્ય જગત્ આડંબર દાખે, ઉભય લોકે હાનજી. ૯૫
ઉપર ઉજ્વલ અંતર કાળક, દંભાદિ કરે પાખંડજી;
કપટ ભાવની જાળ પાથરે, અધર્મી લહો પ્રચંડજી. ૯૬

પરધન પરત્રિય માંહે લંપટ, વ્યસની ખલ ને ચોરજી;
વિશ્વાસઘાતી મહાપાતકી, પડશે નરકને ઠોરજી. ૯૭
માન બડાઇ ઇર્ષ્યા ત્યાં લગી, હોય ન હરિનો ભકતજી;
હરિ સંબંધ વણુ અન્યે પ્રીતિ, તેહજ વિષયાસકતજી. ૯૮
સધવા વિધવા હરકોઈ નારી, અન્યાસકત જે થાયજી;
મનથી ભ્રષ્ટ થતા માત્રમાં, વ્યભિચારી કહેવાયજી. ૯૯
અન્યાસકિત રાખી પિયુશું, રમણ કરે ત્રિય જેહજી;
કુલટા નારી યમપુર સદને, કષ્ટ સહે બહુ તેહજી. ૧૦૦
પતિવ્રત ટેક ભાવ સ્વામીશું, અન્યે એહ ન રીતજી;
પિતા ભ્રાત પુત્ર સમ અન્યે, ભાવ લેહે રહે ચિત્તજી. ૧૦૧
નિજ સ્વાર્થ સાધવા માટે, દે દુર્બળને દુઃખજી;
અતિ અધર્મી કુટુંબ સહ બૂડે, ન સ્વપ્ને પામે સુખજી. ૧૦૨
સ્વાર્થ માત્ર સમ્યક્ ત્યાગીને, નિષ્કામ ભજે ભગવંતજી;
અખિલ દેહધારીમાં ઈશ લહી, નમે શિરોમણિ સંતજી. ૧૦૩
ગૃહધન કુટુંબાદિક સર્વમાં, અહંતા મમતા છોડેજી;
પ્રંપચવિસ્મૃતિ પૂર્વક, શ્રીજીભજને રહે મન કોડેજી. ૧૦૪
જે કાજે જેવું જે સાંપડે, તેમાં રહે સંતોષજી;
ઉત્તમ અધિક કાંઇ લેશ ન ચાહે, તે વૈષ્ણવ ગુણકોષજી. ૧૦૫
બન્યું બને ને બનશે, તેમાં શ્રીહરિ ઇચ્છા માનેજી;
નિમિત્તમાત્ર વિહિત કરે સૌ, રહે હરિગુણગાનેજી. ૧૦૬
દુઃખ મૃત્યુ વણુમાગે આવે, લાભ સુખ પણ તેમજી;
ભાવી પ્રમાણે સૌ સંજોગો, આવી સાંપડે એમજી. ૧૦૭

પરાઇ ચીજ અગ્નિસમ જાણે, પરત્રિય જનુની ભાળેજી;
મન સહિત ઇંદ્રિય બુદ્ધિને, કુપથ જતાં સંભાળેજી. ૧૦૮
જ્હેનું છે ત્હેનુંજ સૌ માંને, હરિ અર્થે સૌ જોડેજી;
સર્વાત્મનિવેદન ભાન ન ભુલે, વિનિયોગે ચિત્ત ચ્હોડેજી. ૧૦૯
ધર્મ ન્યાયનીતિ પૂર્ણ પાળી, શુદ્ધ ક્રિયા આચારજી;
વિહિત હરિને સૌ અર્પીને, નિષિદ્ધ ત્યાગ વિચ્યારજી. ૧૧૦
શ્રીહરિશરણુપરાયણુ જન, તે સ્વસત્તા સૌ ત્યાગેજી;
શ્રીહરિનો નિત્ય ભૃત્ય બનીને, સ્વામીમાં અનુરાગેજી. ૧૧૧
સેવાવણુ સેવક ન કહાવે, દાસભાવ હોય ભંગજી;
ઉભય લોકમાં સેવા ઇચ્છે, સેવે સુખી હોય અંગજી. ૧૧૨
અભક્ષ્ય ભક્ષ કરે નહિ કહિયે, અપેયપાન કરે ત્યાગજી;
સેવ્ય સ્વરૂપ વણુ ઇચ્છા નહિ કો, સુખ ભોગ કે રાગજી. ૧૧૩
ઋતુ અનુસાર હરિ હિત થાવા, વાત્સલ્યભાવ વિચ્યારેજી;
શ્રીહરિના સુખમાં રહે સુખીઆ, જ્ઞાને પ્રીત વધારેજી. ૧૧૪
સુખદાયી સેવા તે કહાવે, જેની અપેક્ષા હોયજી;
સમય વિચારી સ્નેહ રસ તે કરવા, ચિત્ત નિત્ય પ્રોયજી. ૧૧૫
કામ ક્રોધ મદ લોભ મોહમાં, જેનું મન રહે લીનજી;
નિશ્ચે આસુરી સંપત્તિથી, રહે માયાને આધીનજી. ૧૧૬
પ્રીત પૂર્વની જ્હેને જાગી, સૌ રસે આત્મિક ભાવજી;
કહેવા લખવામાં ના આવે, અંતર ઉમંગ દર્શાવજી. ૧૧૭
અખંડ મનવૃત્તિ હરિ હિતમાં, તે સેવક સુખ-રૂપજી;
મન કર્મ વચન વિચારે અહર્નિશ, તે સેવા ફલરૂપજી. ૧૧૮

ચિત્ર સિપાઇ યુદ્ધ કરવામાં, લેશ ન આવે કામજી;
તેમજ વેશધારી સાધુનું, પોકળ સમજો તમામજી. ૧૧૯
ચિત્ર હસ્તિ સ્વારી કરવામાં, ઉપયોગી નાં થાયજી;
રંચ માત્ર ત્યાંથી નાં ચાલે, વેશધારી પરખાયજી. ૧૨૦
ચિત્ર તણી ધેનું નાં દૂઝે, ચિત્ર સિંહ ન ખાયજી;
ચિત્ર અશ્વ દોડે નહિ કહિયે, દૃષ્ટાંતે સમજાયજી. ૧૨૧
કામ ક્રોધ મદ લોભ મોહ ને મત્સર, એ ષટ જાયજી;
અહંકાર બડાઇ ટળીને, શ્રીહરિમાં રતિ થાયજી. ૧૨૨
દુઃસંગ ટાળી સુસંગ કરતાં, ટળે મોહ અજ્ઞાનજી;
સદ્‌ગુરુ સંતજનોને સેવે, હોય વિવેક ને જ્ઞાનજી. ૧૨૩
વેદશાસ્ત્ર ગુરુ સંત હરિની, આજ્ઞાવત્ જે ચાલેજી;
તેનાં સૌ આવરણ ટળીને, પરમાનંદ પદ મ્હાલેજી. ૧૨૪
જગમાં દુર્લભ અનુપમ એ છે, ભગવદીયજનનો સંગજી;
સંગ પ્રતાપ અનુપમ અતુલિત, પ્રભુ શું લગાડે રંગજી. ૧૨૫
કહેવો સુણવો સમજવો, સજ્જનનો સંકેતજી;
પય જમાવવા જામણ નાખે, ક્ષીર જમાવે હેતજી. ૧૨૬
ઉત્તમોત્તમ સુસંગ કિયો છે, તેનું કરે નિદાનજી;
**જલભેદ ને પંચપદ્યાનિ**, સમજે ભાસે મહાનજી. ૧૨૭
કહેણી રેહેણી કરણી સરખી, સાધુ કહાવે તેહજી;
બોલ્યાવત્ ચાલે નહિ તે જન, દંભી નિસ્સંદેહજી. ૧૨૮

---

૧૨૮ कुशला ब्रह्मवार्तायां वृत्तिहीनाः सुरागिणः ॥
तेप्यज्ञानतया नूनं पुनरायान्ति यान्ति च ॥

કેવળ કોરી કથની કરતા, વર્તન તેમ ન હોયજી;
એવા સંગે રંગ ન લાગે, સુસંગફળ નાં જોયજી. ૧૨૯
શ્રીજી સહ આચાર્યરૂપનું, ધરે નિત્યપ્રતિ ધ્યાનજી;
અષ્ટાક્ષર પંચાક્ષર મંત્રે, રાખે અનુસંધાનજી. ૧૩૦
ગુરુ આજ્ઞાવત્ સેવા કરવી, ચરણામૃત કરે પાનજી;
સંધ્યા જપ નિત્યાહ્નિકથી, ભજે એક ભગવાનજી. ૧૩૧
બ્રહ્મોપાસના નિત્ય કહી છે, નૈમિત્તિક જે તે પ્રસંગજી;
શ્રેષ્ઠાધિકારી કદિ ન રાખે, કામ્યતણો વ્યાસંગજી. ૧૩૨
સર્વોપનિષદસારરૂપ છે, ગીતામાં સિદ્ધાંતજી;
નિગમ કલ્પતરુના ફલરૂપે, ભાગવત છે અભ્રાંતજી. ૧૩૩
શ્રીહરિ ગુરુ હરિભક્તજનોની, કૃપા જેહ પર હોયજી;
તે શુદ્ધધર્મતણું ફળ પામે, અવર લહે નહિ કોઈજી. ૧૩૪
ત્રિગુણ પર હરિ અક્ષર રાજે, ધર્મી પરમ સ્વરૂપજી;
ત્રિગુણ કાલ અજા અક્ષરપર, પરમાનંદ અનૂપજી. ૧૩૫
નિશ્ચે તે એક પૂર્ણાનંદ છે, અન્ય છે ગણિતાનંદજી;
પ્રાકૃતજન સુર માંહે સઘળે રહે છે અલ્પાનંદજી. ૧૩૬
રસપરિપૂર્ણ રસાત્મક શ્રીજી, ક્ષણ ક્ષણ અધિકાધિકજી;
અનંતકાળથી નિત્ય મુક્તજન, કરે પાન રસિકજી. ૧૩૭

---

१३६ प्राकृताः सकला देवा गणितानंदकं बृहत् ॥
पूर्णानंदो हरिस्तस्मात् कृष्ण एव गतिर्मम ॥ ८ ॥ કૃષ્ણાશ્રય.

१३७ रसो वै सः रसꣳह्येवायं लब्ध्वानन्दीभवति ॥ ઇતિ શ્રુતે.

પરમ પ્રેમરૂપા ફલભક્તિ, એણે સરે સૌ તૃષ્ણજી;
પ્રેમલક્ષણા વશ પુરુષોત્તમ, સ્વયં બ્રહ્મ શ્રીકૃષ્ણજી. ૧૩૮
અનન્ય દૃઢાશ્રય ભક્તિયુતને, સર્વે પદ છે સુલભજી;
અન્ય સાધને એ પુરુષોત્તમ, પ્રાપ્ત થવા બહુ દુર્લભજી. ૧૩૯
શ્રીકૃષ્ણજ પરબ્રહ્મ પુરુષોત્તમ, અક્ષર જેનું ધામજી;
અક્ષરલગી ગણિતાનંદ જાણો, પૂર્ણાનંદ હરિ ઘનશ્યામજી. ૧૪૦
જક્ત જીવ અક્ષર આદિમાં, થાયે આવિર્ભાવજી;
નિમિત્ત ઉપાદાન કારણમય, પરબ્રહ્મ દર્શાવજી. ૧૪૧
સૌની સમ શ્રીકૃષ્ણ સદા, પણ કૃષ્ણની સમ નહિ કોયજી;
તરંગ સમુદ્રતણા કહાવે, પણ સમુદ્રસમ નહિ હોયજી. ૧૪૨
જળ થકી પરપોટા થાયે, માટે જળનું રૂપજી;
તદપિ જળ સમ નહિ પરપોટા, એમ બ્રહ્મ અનૂપજી. ૧૪૩
કાયા થકીજ છાયા થાયે, કાયાનું રૂપ છે છાયાજી;
છાયા સ્વતંત્ર કરવા નહિ સમર્થ, શ્રેષ્ઠ ગણાયે કાયાજી. ૧૪૪
સાગરની છોળો કહેવાયે, છોળો નહિ સમ સાગરજી;
વિવિધ રત્ન સમુદ્ર પ્રગટ્યાં, પણ તે નહિ રત્નાકરજી. ૧૪૫
અખિલ જક્તમાંહે હરિ વ્યાપ્યા, હરિમય તે કહેવાયજી;
સૌમાં છતાં પરરૂપે રહ્યા તે, ત્રિગુણાતીત કહેવાયજી. ૧૪૬
અગ્નિતણા હજારો તણખા, અગ્નિરૂપ સૌ કહેવાયજી;
પ્ર જ્વલિત અગ્નિસમ સત્તા, તણખામાં નાં આવેજી. ૧૪૭

વ્યાપક બ્રહ્મતણા સંયોગે, હરિનું રૂપ લેખાયજી;
સૌ કર્તા અકર્તાવત્ રહે, અનુભવીને દેખાયજી. ૧૪૮

એકજ બ્રહ્મ નામરૂપથી, વિવિધપણે કહેવાયજી;
તદપિ તારતમ્ય રીતથી, સર્વેશ્વરનાં લેખાયજી. ૧૪૯

બ્રહ્મનો અંશ જીવ અણુ છે, અંશી રૂપ પરમાત્માજી;
દાસ દયો કહે એજ બ્રહ્મ તે, સૌમાં રહ્યા થઇ આત્માજી. ૧૫૦



---

૧૪૧-૧૫૦ "अंशो नानाव्यपदेशात्" વ્યાસસૂત્ર.
"एषोऽणुरात्मा चेतसा वेदितव्यः" ઇતિશ્રુતે.
यथा सुदीप्तात्पावकाद्विस्फुलिङ्गाः सहस्रशः—
प्रभवन्ति एवं सौम्य भावाः ॥ ઇતિશ્રુતેઃ
દ્વિતીય મુંડકોપનિષદિ પ્રથમખંડ.
यस्यायुतायुतांशांशे विश्वशक्तिरियं स्थिता ॥
"ममैवांशो जीवलोके जीवभूतः सनातनः" ॥ ગીતાજી.
"एकांशेन जगत्सर्वम्"

# તત્ત્વપ્રબંધ.

## રાગ ધવળ ધન્યાશ્રીઃ

દેવકીપુત્રના યશ છે જહેમાં, તેજ શાસ્ત્ર છે વરિષ્ઠજી;
દેવાધિદેવ પરબ્રહ્મ પરાત્પર, પરમાનંદ મુજ ઇષ્ટજી. ૧

સત્ ચિત્ આનંદ એજ કૃષ્ણ છે, મંત્રરાજ કહે શિષ્ટજી;
અગણિત આનંદદાયક નટવર, લાગે મુને અતિમિષ્ટજી. ૨

સ્વયં બ્રહ્મ પરમાનંદ રસમય, અપાર મહિમાવંતજી;
પરમ પુરુષને શરણે રહેતા, ઇશ કોટિ દેવ ને સંતજી. ૩

---

૧ "शास्त्रादेव प्रमाणाज्जगतो जन्मादिकारणं ब्रह्म अधिगम्यते"
શ્રીમદ્આદિશંકરાચાર્યવચનમ્.

मां तु वेद न कश्चन ॥ ઇતિવચનાત્.

ह्यक्षरात्परतः परः ॥ ઇતિશ્રુતે–મુંડકોપનિષદિ.

एकं शास्त्रं देवकीपुत्रगीतमेको देवो देवकीपुत्र एव ॥
मन्त्रोऽप्येकस्तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य सेवा ॥
શ્રીજગદીશ્વરવચનમ્.

२ मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥ नान्यः पन्था विद्यते अयनाय ॥ ઇતિશ્રુતે.
तेह नाकं महिमानः सचन्ते यत्र पूर्वे साध्याः संति देवाः ॥ ઇતિશ્રુતે.
यत्र ऋषयः प्रथमं जाये पुराणाः परेणनाकं निहितं गुहायाम् ॥ ઇતિશ્રુતે.
अथ यदतः परो दिवाज्योतिर्दीप्यते ॥ ઇતિશ્રુતે.
सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम् ॥ ઇતિશ્રુતે.

તે પુરુષોત્તમ અર્થે કર્મો કરવાં, ધરી તે જ્ઞાનજી;
જપ મંત્ર ઉપાસન સેવન ભક્તિયે, પરમ પુરુષનું ગાનજી. ૪
એ વિજ્ઞાન વિણુ મુક્તિ ન હોયે, મૂલાચાર્ય ગુરુ એહજી;
સર્વરૂપ તે બ્રહ્મરૂપ થાય છે, અંગાંગીભાવે લહો તેહજી. ૫
કાર્યકારણમાં રહે તે તદપિ, અતીત પર તે રૂપજી;
સર્વ નિશ્ચે તે રૂપ કહાવે, માટે સૌ તદ્રૂપજી. ૬
સત્ય નિત્ય સચરાચર વ્યાપક, આદિ પુરુષ છે જેહજી;
તેજ કનકાભૂષણુ ન્યાયે, આદિ મધ્ય ને અંતે તેહજી. ૭
ભૂમૃદાનાં પાત્ર સર્વ તે, ત્રિકાળ એકજ રૂપજી;
મૃત્તિકારૂપે નાશ કદા નહિ, એ રીતે બ્રહ્મસ્વરૂપજી. ૮

---

૪ तमादेशमप्राक्ष्यो येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातमिति ? कथं नु भगवः स आदेशो भवतीति ? यथा सौम्यैकेन मृत्पिण्डेन सर्वं विज्ञातं स्याद्वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ॥
ઇતિશ્રુતે.

૫ "विज्ञानमानन्दं ब्रह्म" બૃહદારણ્યકોપનિષદિ.
અધ્યાય ૩, બ્રાહ્મણુ ૯, મંત્ર ૨૮.
"समान एवं चाभेदात्" વેદાંતસૂત્રકાર વ્યાસવચનમ્.
"ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्षाम्यशेषतः ॥
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥ २ ॥
શ્રીમદ્ભગવદ્ગીતા; અધ્યાય ૭, શ્લોક ૨.

૬ सर्वं खल्विदं ब्रह्म, नेह नानाऽस्ति किञ्चन ॥ ઇત્યાદિશ્રુતિઃ
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ ગીતાજી.

૭ "सत्यं ज्ञानमनन्तं ब्रह्म" ઇતિશ્રુતે–તૈત્તિરિયોપનિષદિ

સર્વાનંદ ને સર્વ તત્ત્વનું, તત્ત્વ છે પરમાનંદજી;
અજર અમર સત્યામૃત તો, તેહજ પૂર્ણાનંદજી. ૯

એ પ્રગટ પુરુષોત્તમ કેરૂ, નિત્યોપાસન કરવુંજી;
પાદ સેવન અર્ચન પૂજન, વંદનાદિ ઉર ધરવુંજી. ૧૦

પરબ્રહ્મ અંગી છે સૌના, તે સેવન મુખ્ય જાણોજી;
અંગરૂપ સૌ વ્યૂહાદિ છે, અંગી પ્રાધાન્ય પ્રમાણોજી. ૧૧

અનન્યજન એ ભાવે ભજશે, અવર કદિ નહિ યજશેજી;
અંશકલા વિભૂત્યાદિ તેની, અંગીમાંજ સમજશેજી. ૧૨

---

૯-૧૦-૧૧ भाग्यवन्तः प्रपद्यन्ते कृष्णस्य चरणाम्बुजम् ॥ ઇતિવચનાત્.

× स आत्मानमुपासीत मनोमयं प्राणशरीरं भारूपं सत्यसंकल्पमाकाशात्मानम् ॥ ઇતિશ્રુતે.

× मनोमयोऽयं पुरुषो भाः सत्यस्तस्मिन्नन्तर्हृदये यथा व्रीहिर्वा यवो वा स एव सर्वस्य ज्ञाता सर्वस्याधिपतिः ॥ ઇતિશ્રુતે.

× ( ઉભયશ્રુતિ એકવાકયતા ).

तत्त्वं यस्य प्रिया मूर्तिः ॥ શ્રીમદ્‌ભાગવતઃ

સ્કંધ ૧૩, અધ્યાય ૮૯.

૧૨ "यदेकमव्यक्तमनन्तमाद्यम्" તૈત્તિરીય ઉપનિષદ્‌; શ્રુતિ.

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ॥
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા; અધ્યાય ૭, શ્લોક.

દીપક વહ્નિ ઉભય અનલ પણ, તારતમ્ય તો હોયજી;
પતંગ ચકોર ઉભય ઉપાસક, યજન ફલમાં જોયજી; ૧૩
પતંગ સરખા દીપક પ્રેમી, અનલ જ્યોતિ ન વેહેરો જાણેજી;
પણ રસિક ટેકી ચકોર, તે તો અંગારેજ તૃપ્તિ પ્રમાણેજી. ૧૪
મત્સ્યની જેવી જળ પર પ્રીતિ, તેવો પરમ અનુરાગજી;
હરિ હિત કરતાં કદિ દોષ પડે, પણ સેવકને ન લાગે ડાઘજી. ૧૫
સમગ્ર બ્રહ્મરૂપ શ્રુતિ ભાખે, તે ન્યાયે તદ્રૂપજી;
પણ ગણિતાનંદનો મર્મ, તૈત્તિરીયે ભાખ્યો પરમ અનૂપજી. ૧૬
પરમાનંદ સર્વના સ્વામી, નિત્ય સેવક નાતુ હોયજી;
અન્ય કથન માત્ર છે સ્વામી, પુરુષોત્તમ આધીન ન કોયજી. ૧૭
**પતિના પતિ** પરાત્પર દેવ, તે સર્વેશ્વર પરમાનંદજી;
તે વિણ સર્વ પરતંત્ર સદા છે, ન તેમાં ગણિત આનંદજી. ૧૮

---

૧૩–૧૪–૧૫ **विशुद्धसत्त्वं तव धाम शांतम् ॥** ભાગવત; સ્કંધ ૧, અધ્યાય ૨૭.
“ **सा परानुरक्तिरीश्वरे** ” શાંડિલ્ય સૂત્રે; સૂત્ર ૨.

**भक्तिरस्य भजनं तदिहामुत्रोपाधिनैराश्येनामुष्मिन्**
**मनःकल्पनं तदेव नैष्कर्म्यम् ॥** ગોપાલતાપિની ઉપનિષદ.

“ **शुद्धाः प्रेम्णातिदुर्लभाः** ” પુષ્ટિપ્રવાહમર્યાદાગ્રન્થે.

“ **स एष अणिमा, ऐतदात्म्यमिदं सर्वं, तत्सत्यं, स आत्मा, तत्त्वमसि** ” ઇતિશ્રુતિ.

“ **शतधृत्यंतामुक्ति, उत्तरा सर्वे गुणाः शतगुणा मोदंता** ”

૧૮ “ **पतिः पतीनां** ” ઇતિ શ્રુતે.

પરબ્રહ્મના આજ્ઞાધારી, દેવાદિ જગ અવતારજી;
સૌ પર સત્તા નિત્ય છે ત્હેની, તેજ સૌના સરદારજી. ૧૯
મમતા દયા કૃપા ક્ષમા ઉદારતા, ઇત્યાદિ સદ્‌ગુણયુક્તજી;
પ્રાણાધિક પ્રિય તે સ્વામી લહી, સેવતા સેવક મુક્તજી. ૨૦
જ્યમ 'શ્રી' શ્રીપતિને આરાધે, સમાનશીલ ઐક્યતા ભાવેજી
યુગલ દંપતિ એકપત્નીવ્રત, તે જ્યમ પ્રીત નભાવેજી. ૨૧
સેવા ધર્મ ગહન છતાં, શ્રીવલ્લભ વિઠ્ઠલે કરી દાખ્યોજી;
તે આશયથી ભાવના વધતાં, શ્રીહરિરાયે કહી ભાખ્યોજી. ૨૨
દશદિગન્તવિજયી પુરુષોત્તમે, ભાખ્યો વિવિધ પ્રકારજી;
તે સેવાની રીત સમજવા, કિંચિત કહું છું સારજી. ૨૩
સ્નેહનો સેહેજે સ્વભાવ છે, જેહેને જે વસ્તુ રુચેજી;
તેજ વસ્તુને તે સઘળે દેખે, રંચ આવરણે મનમાં ખૂંચેજી. ૨૪
હિત વાત્સલ્યથી સ્વામી સેવે. અખંડ હિત મતિ રાખેજી;
અનન્ય નિષ્ઠા સત્ય શીલ ગુણો, સત્ય પ્રિય હિત વચ ભાખેજી. ૨૫
તન મન ધનથી સ્વામી પૂજે, હિતકારી વિચારે રહે રમતાજી;
આત્મવત્ પ્રીતિયે દુઃખો ટાળી, સ્વામિસુખમાં રાખે મમતાજી. ૨૬

---

૨૨ "स्नेहपूर्वमनुध्यानं भक्तिरित्युच्यते बुधैः".

२२–२६ सेव्यसन्तोषजनिका स्वस्मिन्भगवद्दासत्वानुसंधानपूर्वकं सेवायां स्वतन्त्रपुरुषार्थत्वानुसंधानं दासधर्मत्वानुसंधानपूर्वकं कायादि व्यापाररूपा क्रिया सेवा ॥ ઇતિ તનુજાસેવનલક્ષણમ્.

सेव्यसन्तोषजनिका स्वस्मिन्भगवद्दासत्वानुसन्धानपूर्वकं सेवायां स्वतन्त्रपुरुषार्थत्वानुसन्धानं दासधर्मत्वानुसन्धानपूर्वकं कायादिव्यापारसहितवित्तजन्या सेवा वित्तजा सेवा ॥

સદ્ગુરુ પાસે અધ્યયન કરીને, ધર્મને માર્ગે ચાલેજી;
તે જ્ઞાનીજન ગુરુ સેવને, બ્રહ્મલોક પદ મ્હાલેજી. ૨૭

છાંદોગ્યોપનિષદે–અધ્યાય ૮, ખંડ ૧૫, મંત્ર ૧.

પ્રમાણુપંથે શુદ્ધ વર્તને, સ્વામી પ્રસન્ન સદ્ય થાયજી;
નિષ્કામે સેવનમાં મતિ, ફલ કાંઇયે નાં ચ્હાયજી. ૨૮
વિશ્વ સમગ્ર જે કાંઈ છે તે, ઈશ્વરાધિષ્ઠિત જાણીજી;
અધિષ્ઠિતને અર્થે જોડવું, બ્રહ્માર્પિત મતિ આણીજી. ૨૯
આવશ્યક કરવું જાણી, નિરંતર કર્તવ્યપરાયણ રહેતાજી;
દુ:ખાદિ વિપત્તિ પોતે સહે, પણ સ્વામીને કદિ નહિ કહેતાજી. ૩૦
ઋતુ અનુસાર શ્રીઅંગ સુખદ રહે, તેહ વિધિ મન આણીજી;
સ્નેહસહિત તન મન ધન ખરચે, રીઝે પુરુષ પુરાણીજી. ૩૧
જેવું દેહને તેવું દેવને, સંપત્તિ શક્તિ અનુસારજી;
યથા કાળે જે મળતું શુદ્ધ, તે કરે સ્વામીના ઉપચારજી. ૩૨

" यथा देहे तथा देवे "

---

"भर्ता सम्भ्रियमाणो बिभर्ति". તૈત્તિરીય ઉપનિષદુક્ત તનુજ વિત્તજ મિશ્ર સેવા લક્ષણમ્.

लौकिकानुसन्धानरहितभगवदेकतानचित्तता मानसी सेवा ॥

चेतस्तत्प्रवणं सेवा तत्सिद्ध्यै तनुवित्तजा ॥
ततः संसारदुःखस्य निवृत्तिर्ब्रह्मबोधनम् ॥२॥
कृष्णसेवा सदा कार्या मानसी सा परा मता ॥१॥
} સિદ્ધાંત મુક્તાવલી.

३० कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ॥ ગીતાજી.

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ॥
ગીતાજી અધ્યાય ૨, શ્લોક ૫૬.

હરિ હરિસંબંધી સેવા અર્થે, ગૃહસ્થાશ્રમને રાખેજી;
ત્રિ આશ્રમનું પોષણ કરવા, મનુસ્મૃત્યાદિ ભાખેજી. ૩૩
પૃથ્વી માતાને આધારે, સર્વ જંતુ જીવનજી;
તેજ પ્રમાણે ગૃહસ્થાશ્રમીએ, કરવું પોષણ સેવનજી. ૩૪
ગૃહસ્થાશ્રમને સરિતા સાગરરૂપ, મનુ કહે છેજી;
કારણ ઇતરાશ્રમી પોષાયે, શાણા મર્મ આ લહે છેજી. ૩૫
પવન વિના કદિ પ્રાણ રહે નહિ, ત્યમ ગૃહસ્થાશ્રમ જાણોજી;
અભ્યાગત આતિથ્ય પૂજાયે, તો ગૃહી ધન્ય પ્રમાણોજી. ૩૬
ભાગવત સાત્વત ધર્મ પ્રવૃત્તિ, નિવૃત્તિ નિર્ગુણ થાયજી;
નિષ્કામ પ્રવૃત્તિ શ્રીહરિ અર્થની, સૌને છે સુખદાયજી. ૩૭
ગૃહસ્થાશ્રમે રહી મોક્ષ થાય છે, વેદ કર્યું વિધાનજી;
વેદસૂત્રમાં જૈમિનિ કહે છે, જે વ્યાસશિષ્ય મહાનજી. ૩૮

---

૩૩-૩૭ यथामातरमाश्रित्य सर्वे जीवन्ति जंतवः ॥
एवं गार्हस्थ्यमाश्रित्य वर्तंत इतराश्रमाः ॥
મનુસ્મૃતિ અધ્યાય ૭૭ તથા મહાભારતે શાંતિપર્વે અ. ૨૬૮, શ્લોક ૬.
सुखं जीवन्ति मुनयो भैक्ष्यवृत्तिं समाश्रिताः ॥
મહાભારતે શાંતિપર્વે અધ્યાય ૧૭૮, શ્લોક ૧૧.
प्रवृत्तिलक्षणश्चैव धर्मो नारायणात्मकः ॥
મહાભારતે શાન્તિપર્વે અધ્યાય ૪૭, શ્લોક ૮૧.
મનુસ્મૃતિ અધ્યાય ૬, શ્લોક ૯૦, મહાભારતે શાંતિપર્વે અધ્યાય ૨૯૫, ૩૪૮, ૪૮, શ્લોક ૩૯, ૭૪, ૨૧.

૩૮ વેદાંતસૂત્રે અધ્યાય ૩, પાદ ૪. સૂત્ર ૧૭-૨૦

જ્ઞાને ઉપાસના બ્રહ્મની કરવી, જ્ઞાન વગર નહિ મુક્તિજી;
એક બ્રહ્મની પ્રાપ્તિ માટે, શાસ્ત્રે વિવિધ કહી યુક્તિજી. ૩૯

જ્ઞાનયુક્ત હરિ અર્થે કર્મો; ભક્તિયુક્ત ઠરનારજી;
દેવયાનગતિ પ્રાપ્ત થાય છે, નિરુક્ત મર્મ આ સારજી. ૪૦

જ્ઞાને નિષ્ઠ સત્યવાદી ગૃહસ્થ પણ, મુક્તિપદને પામેજી;
પુનરાવૃત્તિ સંસૃતિ છૂટે, અન્યે તે ન વિરામેજી. ૪૧

બૌધાયન ને આપસ્તંબ કહે, ગૃહસ્થધર્મ છે સારજી;
એણે અમૃતત્વ મળે છે, ધર્મસૂત્ર નિર્ધારજી. ૪૨

---

૩૯ मुण्डकोपनिषदे, मुण्डक १. ખંડ ૨, મન્ત્ર ૧૦

૪૦ નિરુક્તગ્રન્થે, યાસ્કાચાર્યવચનમ્ નિરુક્ત ૧૪–૯

૪૧ યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ. અધ્યાય ૩, શ્લોક ૨૭૪–૨૦૫
અમૃતત્વ પાઠાંતર ભેદ

૪૨ " जायमानो वै ब्राह्मणस्त्रिभिर्ऋणवान् जायते."

બૌધાયન સૂત્ર ૨-૬-૧૧-૩૩-૩૪. આપસ્તંબ સૂત્ર ૨–૯–૨૪-૮. તૈત્તિરીય સંહિતા મન્ત્રે. સંહિતા ૬, કાંડ ૩, પ્રપાઠક ૧૦, મન્ત્ર ૫.

" जायमानो वै ब्राह्मणस्त्रिभिर्ऋणवान् जायते ब्रह्मचर्येणर्षिभ्यो-यज्ञेन देवेभ्यः प्रजया पितृभ्य एष वा अनृणो यः पुत्री यज्वा ब्रह्मचारी वासीदिति ॥ "

" कुर्वन्नेवेह कर्माणि " ઈશોપનિષદ (૨)

" आरभ्य कर्माणि गुणान्वितानि " શ્વેતાશ્વેતરોપનિષદ ૬–૪.

श्रुतिः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः ॥
सम्यक्संकल्पजः कामो धर्ममूलमिदं स्मृतम् ॥ 'યાજ્ઞવલ્ક્ય'

આ લોક કે પરલોકની તૃષ્ણા કદિ ન ઉઠે જ્હેનેજી;
સ્વામિસંતોષમાં નિજ સંતોષે, વલ્લભ માને હરિ ત્હેનેજી. ૪૩
પ્રવૃત્તિધર્મ પરાયણ પ્રવર્તક, નરનારાયણ હરિ અવતારજી;
નિષ્કામ કર્મ નારાયણીય ધર્મે, ભારતે કહ્યો સુસારજી. ૪૪

---

आचारः परमो धर्मः सर्वेषामिति निश्चयः ॥
हीनाचारी परीतात्मा प्रेत्य चेह विनश्यति ॥ 'વસિષ્ઠ'
आचारः प्रथमो धर्मः श्रुत्युक्तः स्मार्त एव च ॥
तस्मादेतत्समायुक्तो गृह्णीयादात्मनो द्विजः ॥ 'દક્ષ'
"आचारः प्रथमो धर्मः મનુસ્મૃતિ અધ્યાય ૧, શ્લોક ૧૦૮.

श्रुतिस्मृत्युदितं सम्यक् निबद्धं स्वेषु कर्मसु ॥
धर्ममूलं निषेवेत सदाचारमतन्द्रितः ॥ १५५ ॥

आचाराल्लभते ह्यायुराचारादीप्सिताः प्रजाः ॥
आचाराद्धनमक्षय्यमाचारो हन्त्यलक्षणम् ॥ १५६ ॥

दुराचारो हि पुरुषो लोके भवति निन्दितः ॥
दुःखभागी च सततं व्याधितोऽल्पायुरेव च ॥ १५७ ॥
મનુસ્મૃતિ અધ્યાય ૪, શ્લોક ૧૫૫–૧૫૬–૧૫૭.

४३ "एकं साङ्ख्यं च योगं च यः पश्यति स पश्यति" ॥
શ્રીમદ્ભગવદ્ગીતા અધ્યાય ૫, શ્લોક ૫

सांख्ययोगेन तुल्यो हि धर्म एकान्तसेवितः ॥
મહાભારતે શાંતિપર્વે અધ્યાય ૩૪૮, શ્લોક ૭૪

४४ प्रवृत्तिलक्षणं धर्मं ऋषिर्नारायणोऽब्रवीत् ॥
મહાભારતે શાંતિપર્વે અધ્યાય ૨૧૭, શ્લોક ૨

જો સ્વામી રીઝયા નહિ તો, ધિક્ ગણે નિજ ચતુરાઈજી;
દક્ષ કુશળતા સાવધ રહીને, કરતા સેવા સહાઇજી. ૪૫
આ પ્રવૃત્તિ માર્ગ, તેનું યોગ એવું પણ નામજી;
હરિ સેવા, નિર્ગુણ ગણાયે, પરમશ્રેયનું ધામજી. ૪૬
ક્ષણે ક્ષણે નવલો અધિકાધિક આદર, સેવકનો સેવાકાજજી;
સદાચાર સદ્ભાવ યુક્તથી, રાખે સિદ્ધ સેવા સાજજી. ૪૭
કોણ ઉપાયે પ્રભુ રાજી રહે, એ વિચાર નિત્યે આવેજી;
અખંડ હિત તત્પર સેવક, તે પ્રભુને સદા મન ભાવેજી. ૪૮
સ્નેહનું રૂપ તો સ્નેહીજ જાણે, ઉપજે તે પાંચ પ્રકારેજી;
દર્શન મિલાપ હિત ધૈર્ય જતનથી, વ્હાલે હૃદયે વધારેજી. ૪૯
પરમ એકાંતિક હરિભક્તને, હરિભકત સેવા સારજી;
સેવા ધર્મ ગહન ઘણો છે, તદપિ મુખ્ય સ્નેહ વિચારજી. ૫૦
વૈષ્ણવ ધર્મને પૂર્ણ આચરે, સર્વાત્મ સદા સમભાવજી;
અહિંસક સર્વ ભૂત હિત તત્પર, દુર્લભ તેનો દર્શાવજી. ૫૧
કામ્ય કર્મની સ્વાર્થ બુદ્ધિ, તેની નિર્મૂળ હોયજી;
એવા પરમ પુરુષ કયહું વિરલા, કોટિમાં કદિ કોયજી. ૫૨

૪૬ "प्रवृत्तिलक्षणो योगः ज्ञानं संन्यासलक्षणम् ॥"
મહાભારતે આશ્વમેધિકપર્વે અનુગીતાયાં અધ્યાય ૪૩, શ્લોક ૨૫

૪૭ सेवकानां यथा लोके व्यवहारः प्रसिध्यति ॥ ७ ॥
तथा कार्यं समर्प्यैव सर्वेषां ब्रह्मता ततः ॥ 'સિદ્ધાંતરહસ્ય'

૪૭ आचारः परमो धर्मः श्रुत्युक्तः स्मार्त एव च ॥
तस्मादस्मिन्सदा युक्तो नित्यं स्यादात्मवान्द्विजः ॥ १०८ ॥
મનુસ્મૃતિ અધ્યાય ૧, શ્લોક ૧૦૮

હરિ એકાંતિક ધર્મના જ્ઞાતા, તેણે જો વિશ્વ ભરાયજી;
તો પુનઃ **સત્યયુગ** પ્રવર્તે, મહાભારતમાં ગાયજી. ૫૩
આદિ કાળે ઋતયુગમાં, હતી એવી સર્વ સૃષ્ટિજી;
શુદ્ધ બુદ્ધ નિત્યમુક્ત સમ, જ્યારે પ્રગટયા પરમેષ્ઠીજી. ૫૪
સાચા સ્નેહે સેવન થાતાં, સ્વતંત્ર પ્રભુ વશ થાયજી;
શ્રીગોપી પ્રતિ શ્રી ભાગવતમાં, શ્રી મુખે હરિ ગાયજી. ૫૫
ભાગવત ધર્મ પ્રભુને પ્યારો, વળી સૌને તે અધિકારજી;
સ્ત્રી શૂદ્રાદિ સર્વ જનોને, સુલભ્ય છે નિર્ધારજી. ૫૬
તુલાધાર વણિક તણી ને વ્યાધ પારધિ શૂદ્રજી;
મહાભારતમાં આખ્યાયિકા છે, કદિ ન ગણશો ક્ષુદ્રજી. ૫૭
મહર્ષિ ભાગવત બ્રાહ્મણ પૂર્વે, વૈષ્ણવ ધર્માચરણીજી;
વસિષ્ઠ ગર્ગ પરાશર હારિત, ભાગવત ધર્મ અનુસરણીજી. ૫૮
પ્રભુને પ્રિયનું જ્ઞાન ધરાવી, શીઘ્ર કરે તત્કાલજી;
દાસ દયો કહે ત્હેવી સેવા, કરાવજો કૃષ્ણ કૃપાળજી. ૫૯

---

५३ एकान्तिनो हि पुरुषा दुर्लभा बहवो नृप ॥
यद्येकान्तिभिराकीर्णं जगत्स्यात्कुरुनंदन ॥ ६२ ॥
अहिंसकैरात्मविद्भिः सर्वभूतहिते रतैः ॥
भवेत्कृतयुगप्राप्तिः आशीःकर्मविवर्जितैः ॥ ६३ ॥
મહાભારતે શાંતિપર્વે અધ્યાય ૩૪૮, શ્લોક ૬૨-૬૩

૫૪ મહાભારતે શાંતિપર્વે અધ્યાય ૫૨, શ્લોક ૧૪

૫૬ ભગવદ્ગીતા અધ્યાય ૯, શ્લોક ૩૨

૫૭ મહાભારતે શાંતિપર્વે અધ્યાય ૨૬૧, વનપર્વે અ. ૨૧૫

સંવત શશી ગણુ યુગ રસ, શુભ શ્રાવણુ માસજી;
૧ ૮ ૪ ૬
કૃષ્ણાષ્ટમી તિથ શુભ વાસરે, કરિયું પદ પ્રકાશજી. ૬૦

શ્રેષ્ઠ સમયે પૂરણ થયું છે, પૂરણ તત્ત્વપ્રબંધજી;
ગુણગ્રાહી જન આચરશે તો, છૂટશે ભવના બંધજી. ૬૧

અસાર અલ્પ સૌ ત્યાગીને, કેવળ કથીયું સારજી;
સંક્ષેપે આ રચના કીધી, યથામતિ અનુસારજી. ૬૨

---

પરમ ભગવદીય રસસિદ્ધ કવિસમ્રાટ્ રસિકશિરોમણિ શ્રી દયારામભાઇનો જન્મ સંવત્ ૧૮૩૩ ના ભાદરવા સુદી એકાદશી ઉપરાંત વામન દ્વાદશીને દિવસે થયો હતો. આ પદની રચના એમણે ૧૮૪૬ માં કરી. એટલે ફક્ત તેર વરસની ઉમરે. આવી નાની ઉછરતી વયમાં એઓશ્રીએ કેટલું બધું જ્ઞાન સંપાદન કર્યું છે તે સહેજે માલુમ પડે છે. દીનતા તો એમના જન્મ સાથેજ જડાઇ ગઇ છે. એમના દેહને વિકૃત કહેનારાઓએ, તે પ્રમાણે માનનારાઓએ આ પદ પરથી એમના બાલપણના જ્ઞાનની સમીક્ષા કરી ધડો લેવો ઘટે. એઓશ્રી જ્ઞાની ભક્ત હતા. પ્રભુના અલૌકિક વિરહે પીડાતા આર્ત ભક્ત હતા. પ્રણયી નહિ. જે એમ કહે છે ને માને છે કે એમને પરાણે ભક્ત થવું પડયું હતું તેમણે આ પદ ખાસ વાંચી મનન કરવું. શ્રીદયારામભાઇનું જ્ઞાન અગાધ હતું. એમનું પાંડિત્ય અખૂટ હતું. એમની ભક્તિ વિરહિણી ગોપિકાની હતી.

પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઇના પટ્ટ શિષ્ય પ્રપૌત્ર,

**જોશી જીવણલાલ છગનલાલ, એડવોકેટ. ડભોઈ.**

સારગ્રાહી જનને ભાસે, જેહ કોયેક દોષજી;
હંસન્યાયે પાન કરીને, પામશે સંતોષજી. ૬૩
ઉછરતી વય ઉત્કંઠિત કૃતિ તેમાં જે ભાસે ખોડજી;
હરિજશરસ ગાવા કેરો, જાણજો મુજને છે કોડજી. ૬૪
શ્રી દેવકીનંદન સદ્ગુરુ મ્હારા, દાની 'ધી' અનંતજી,
ગુરુ શિખ બળથી રચના થઇ છે, દાતારી ભગવંતજી. ૬૫
શ્રી રેવોરી સંગમ ચંડીપુરીમાં, શ્રીવંત ભટ દયારામજી;
રાજકોર મહાલક્ષ્મી સુત, પિતાશ્રી પ્રભુરામજી. ૬૬



પરમ ભગવદીય કવિવર શ્રીદયારામ કૃત

# ચિંતાચૂર્ણિકા.

### રાગ બીલાવલ તથા આશાવરી:

ચિંતા ન કર કોઈ વાતની રે, જોની સંબંધ વચારી;
શ્રીવલ્લભકુલે સોંપ્યો છે, કર ગ્રહી શ્રીગિરિધારી— ચિંતા૦ ૧

चिंता कापि न कार्या निवेदितात्मभिः कदापीति ॥
भगवानपि पुष्टिस्थो न करिष्यति लौकिकं च गतिम् ॥१॥

'નવરત્ન'

શ્રીવલ્લભનું શરણુ છે, એ બળ સમજ ન ન્હાનું;
કર ગ્રહેશે કૃતિ નહિ જૂએ, શ્રીજી જોશે રે બાનુ—ચિંતા૦ ૨

બાનાનું બળ અંતર શુદ્ધથી મોટું, વ્યાસની વાણી;
રહૂગણુ વહ્યો જડભરત જો, જોઈ જનોઈ જોડ્યા પાણી[1]—ચિંતા૦ ૩

ગો સૂત બે બળદ સાંઢ, જો એક ઘેલો એક ડાહ્યો;
ડાહ્યો દુ:ખી બાંના વિના[2], બાંને ઘેલો પૂજાયો—ચિંતા૦ ૪

શુચિતા[3] સાધન બલ જીવનું, હરિ બળનું ભર્યું બાનું;
હરિ જીવમાં ફેર કેટલો, વિચારો નથી છાનું—ચિંતા૦ ૫

---

૧ પાણિ=હાથ. ૨ વિના=વગર. ૩ શુચિતા=પવિત્રતા.

૫ बलिष्ठा अपि मद्दोषास्त्वत्कृपाग्रेऽतिदुर्बलाः ।
तस्या ईश्वरधर्मत्वाद्दोषाणां जीवधर्मतः ॥ २३ ॥
"વિજ્ઞપ્તિ" શ્રીમત્પ્રભુચરણ

મહાપ્રભુ મુખ શરણમંત્રથી, સઘળી ચિંતા વામી;
ઉભય લોક નિશ્ચિંતતા, ભાખ્યું શ્રીગોસ્વામી— ચિંતા૦ ૬
તદુપરાંત જો ઉદ્વેગ રહે, હરિકૃત લીલા માની;
ચિંતા તજવી ઉતાવળી, પ્રભુ જનસુખદાની— ચિંતા૦ ૭
બૂડતા જીવને કાહાડવા, તારો નિજ બળે દોડે;
કંઠે વળગી પડે બૂડતો, તદપિ તે નવ છોડે— ચિંતા૦ ૮
કરે જો કલ્યાણ કૃતિ જોઇને, તો પથપુષ્ટિ નાં કહાવે;
પુષ્ટિ અનુગ્રહ નામ છે, જોતાં મારગ લજાવે— ચિંતા૦ ૯
સાધન ફલ બેહુ સિદ્ધિ જ્યાંહાં, કૃષ્ણસંબંધે કહાવે;
તે પણ કૃષ્ણ ઇચ્છા વડે, પુષ્ટિ પથ શ્રુતિ ગાવે—ચિંતા૦ ૧૦
વાદીને પ્રમાણ બતાવવા, સાધન કથન કર્યું છે;
જોવું જો હોય તો, શીદને વિઠ્ઠલ નામ ધર્યું છે?—ચિંતા૦ ૧૧
તદપિ જોશે સાધન નિજ દાસનાં, સઘળાં શ્રી ગુરુ કરે છે;
જો સર્વોત્તમમાં લખ્યૂં, શીદ તૂં શોચી મરે છે?—ચિંતા૦ ૧૨
ગણ્યા ગાંઠ્યા રીતે ચાલશે, ધરશે ચિત્ત શ્રીજી ચરણે;
બીજા રહ્યા તે શું બૂડશે?, લીધા શ્રી વલ્લભ શરણે?—ચિંતા૦ ૧૩

---

यदुक्तं तातचरणैः श्रीकृष्णः शरणं मम ॥
अत एवास्ति नैश्चिन्त्यमैहिके पारलौकिके ॥ ६ ॥

મંગલાચરણે શ્રીગુસાંઇજી.

चित्तोद्वेगं विधायापि हरिर्यद्यत्करिष्यति ।
तथैव तस्य लीलेति मत्वा चिंतां द्रुतं त्यजेत् ॥ ८ ॥ નવરત્ન
अनुग्रहः पुष्टिमार्गे नियामक इति स्थितिः ॥ १८ ॥

કેટલો જીવ ? કૃતિ કેટલી ?, પરાધીન મતિ થોડી;
તે શું મહાપ્રભુ નથી જાણતા ?, શરણે લેઇ દેશે છોડી ?—ચિંતા૦ ૧૪
ન ઘટે ગતિ તેહેની ગતિ કરે, નિજબલ તો પુષ્ટિ કહાવે;
દુષ્ટ શરણાગત નહિ તરે, કહિ સુમારગ લજાવે— ચિંતા૦ ૧૫
સહુ સામર્થ્ય સહિત છે, સહજે સૌ ફલદાતા;
કેવલ શરણે જ તારશે, ભાખ્યું મહાપ્રભુ દાતા— ચિંતા૦ ૧૬
શરણ લીધા હરિ તારશે, દુષ્ટ સાધન પાખી;
સાધન સાધુ વિશ્વાસથી, વાણી ગોસ્વામી ભાખી—ચિંતા૦ ૧૭
રવિમંત્ર કુંતા સફળ થયો, જદ્યપિ મન સાંસો;
એ યુક્તિબલે ઉપજશે, હરિનો દઢ ભરોંસો— ચિંતા૦ ૧૮
વિભીષણ ગંગા ડાકોરમાં, પ્રભુવચ રહ્યો સંદેહ;
વસ્તુ માહાત્મ્ય તદપિ નાં ચળ્યું, મહાફલ પામ્યા એ બંન્ને—ચિંતા૦૧૯
શ્રી મહાપ્રભુને છે તારવા, તે તો કયમો નહિ બૂડે;
નથી જે વિચાર્યા તે નહિ તરે, કોટિ કર્મ રૂડે— ચિંતા૦ ૨૦
ચાંડાલી રાજપત્ની થઇ, બાકી શું રહ્યું થવાનું;
અપમાન જો કદાપિ થશે, રાણીપદ નાં જવાનું— ચિંતા૦ ૨૧

---

૧૬ सर्वसामर्थ्यसहितः सर्वत्रैवाखिलार्थकृत् ॥
शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहम् ॥ १० ॥ कृष्णाश्रय

१७ मम चित्तस्य विश्वासः श्रीगोपीजनवल्लभे ॥
यदा तदा कृतार्थोऽहं शोचनीयो न कर्हिचित् ॥ ४ ॥
મંગલાચરણ શ્રીગુસાંઇજી

२१ चांडाली चेद्राजपत्नी जाता राज्ञा च मानिता ॥
कदाचिदपमानेऽपि मूलतः का क्षतिर्भवेत् ॥ २ ॥ અંતઃકરણપ્રબોધ

અપરાધી ઈંદ્ર સરીખડો, જગમાં ના મળે જોડી;
તદપિ કૃપા તેની તે, હરિ નાં નાખ્યા તરછોડી— ચિંતા૦ ૨૨
આત્મસાત ઇશ્વર કરે, ત્હેને કલંક ન લાગે;
જાણી દોષી કરે દાસને, ક્ષમાનું કામ જાગે— ચિંતા૦ ૨૩
આત્મનિવેદન જેણે કર્યું રે, જ્ઞાને અથવા અજ્ઞાને;
ત્હેને કશી પછી વેદના, મિથ્યા શોચે તે શાંને— ચિંતા૦ ૨૪
ભક્ત્યાદિ સાધન નથી કર્યું, પાપાસક્તિ છે પૂરી;
"કૃષ્ણ તવાહમ્" સકૃત્ કહે, નિર્ભયપદ મળે ભૂરી—ચિંતા૦ ૨૫
નિસ્સાધનને ઉદ્ધારવા, શ્રી વિઠ્ઠલજી પધાર્યા;
સ્ત્રીશૂદ્રાદિ ઉદ્ધારીઆં, શરણે બહુ ખળ તાર્યા— ચિંતા૦ ૨૬
પુષ્ટ સૃષ્ટિની ઉપરે, વેદનું બળ છે ન્હે;
ઇશ્વર ઇચ્છાથી છે સૌ, બીજું કાંઇ સંભવે ન્હે—ચિંતા૦ ૨૭
તેજ પુષ્ટ જન નિસ્સાધની, મારગ ભરરુચિ જેહને;
સાધનવશ નથી પુષ્ટ ફલ, મલે છે આપે તેહને—ચિંતા૦ ૨૮
ઉભય વરણી **શુભ કૃતિ** કરે, બેહુ સમઝેણ **ન્યારી**;
પેહેલો માને કૃતિ મેં કરી, બીજો જે હરિ રુચિ ધારી–ચિંતા૦ ૨૯
માંની કૃતિ જેણે નિજ બલે, જુઠો અતિશેં તે કહાવે;
થવી થયા વિના નાં રહે, સહજે પણ બાણી આવે—ચિંતા૦ ૩૦

---

२४ अज्ञानादथवा ज्ञानात्कृतमात्मनिवेदनम् ॥
यैः कृष्णसात्कृतप्राणैस्तेषां का परिवेदना ॥ ४ ॥ નવરત્ન

२७ इच्छामात्रेण मनसा प्रवाहं सृष्टवान् हरिः ॥
वचसा वेदमार्गं हि पुष्टिं कायेन निश्चयः ॥ ९ ॥ પુષ્ટિપ્રવાહમર્યાદા

**'વરણુ'** મર્યાદામાં જેહનું, ત્હેને સાધન ભાવે;
ફલ કશું કહે નાં કૃપા **વિના**, પુષ્ટ 'વરણુ' કહાવે— ચિંતા૦ ૩૧
મહાપ્રભુ કહ્યૂં માહારે વિષે, **પ્રતીતિ** કૃષ્ણ **વ્યાપી**;
તે તો કૃતાર્થ થઇ ચૂક્યા, શોચવું ના **કદાપિ**—ચિંતા૦ ૩૨
આત્માદિક વસ્તુ સૌ તેં શ્રીકૃષ્ણને અરપી;
અરપાવી શ્રીમહાપ્રભુ, મિથ્યા શીદ મરે ડરપી—ચિંતા૦ ૩૩
રુક્મણીપત્રસંબંધથી, બ્રાહ્મણ પૂજ્યો ભગવંતે;
તુજને સંબંધ શ્રીમહાપ્રભુ, શે ના રહે તું નિશ્ચિંતે—ચિંતા૦ ૩૪
કુબેર સુત પાપી તારીઆ, નારદ વચ હરિ રીઝી;
શ્રીવલ્લભવચનથી કહે તુને, ક્યમ નહિ તારે તે શ્રીજી?–ચિંતા૦ ૩૫
વેદવિરુદ્ધ પાંડવ સૌ ભક્ત, કુંતા સંબંધે;
તું પણ ભક્ત મહાપ્રભુ બળે, સમઝાય નાં **અંધે**—ચિંતા૦ ૩૬
અગ્ર પૃષ્ઠ બેહડી તરે, એકોત્તર શત કહી છે;
હરિભક્ત તો એક હોય છે; સર્વ ભક્તિ ક્યાં લહી છે?—ચિંતા૦ ૩૭
બ્રાહ્મણ **કર ગ્રહે** બ્રાહ્મણી થઇ, સ્ત્રી શૂદ્ર **સમાણી**;
બ્રહ્મસંબંધથી ક્યમ ભક્ત નાં તું? છે વેદની **વાણી**–ચિંતા૦ ૩૮
નૃપ કર ગ્રહે ખાંડુ નૃપ સમું, તેણે વરી તે રાણી;
હરિ કર ગ્રહે તું પણ ત્યમ થયો, વાણી વેદે વખાણી—ચિંતા૦ ૩૯

---

૩૨ मयि चेदस्ति विश्वासः श्रीगोपीजनवल्लभे ॥
तदा कृतार्था यूयं हि शोचनीयं न कर्हिचित् ॥ १ ॥

૩૮ કર=હાથ. ગ્રહે=ઝાલવાથી. સમાણી=સરખી. વાણી=વચન.

चिंता कापि न कार्या, निवेदितात्मभिः कदापि;
વચન એ શ્રીવલ્લભતણું, ચિંતા કેઇ પેરે **વ્યાપી** ?—ચિંતા૦ ૪૦
**આદ્યથી** તે **અંત** લગી, પ્રભુ ધારી મૂક્યું છે તાહારૂં;
તેજ રીતે સહજે પણ થશે, નિશ્ચે **નરતું** કે સારૂં—ચિંતા૦ ૪૧
ભાવી મટે જો વિવેકથી, પંડિત સૌ હોય સુખીઆ;
ડાહ્યા ઘેલાનું પ્રમાણુ ક્યહાં ?
બંધે સુખી બંધે દુખીઆ—ચિંતા૦ ૪૨
જ્યમ રાખે ત્યમ રહી 'ગા' હરિ, હું કર્તાપણું **દહીને**;
પુષ્ટિપથ પ્રભુ ભુડું નહિ કરે, કદાપિ **નિજનો** કહીને—ચિંતા૦ ૪૩
ચિંતા કરીશ તદપિ તું થકી, ઓછું વત્તું શું થાશે ?
સુખ દુઃખ શ્રીકૃષ્ણ હાથમાં, **કલપે** ભજન ભૂલાશે—ચિંતા૦ ૪૪
**કૃતિ** જે **શુભાશુભ મતિ** વડે, તે તો અરપી છે હરિને;
**પય** પોતાનું કહે કહેવાય ક્યમ? ધેનુ અર્પણ કરીને—ચિંતા૦ ૪૫
દોષ સમાન નિજ માનીયાં, નિવેદન સાચું શાંનુ ?
સાચું માને છે તો સાક્ષી થા, ત્હારૂં ન કશું ત્હેમાંનું—ચિંતા૦ ૪૬

---

૪૧ આદ્યથી=પહેલેથી. અંત=છેવટ. નરતું=નકામું.
૪૩ દહીને=બાળીને; નાશ કરીને. નિજનો=પોતાનો.
૪૪ તદપિ=તેથી. કલપે=કલ્પાંત કરવાથી. ચિંતા કરવાથી.
૪૩ अहितं निजभक्तानां न विदधाति कर्हिचित् ॥
समस्तानां सखा स्वीयभक्तानां न कथं भवेत् ॥
૪૫ કૃતિ=કરણી. શુભાશુભ=સારી માઠી. મતિ=બુદ્ધિ. પય=દૂધ. ધેનુ=ગાય.

સાધનબલ છે જો મનમાં, તો અન્યાશ્રિત ઠરીએ;
નિસ્સાધનપણું ભાગીયું, કોઇ સાધનથી ન તરીએ—ચિંતા૦ ૪૭
શરણમાર્ગ આ **પૃથક્** છે, સઘળું સિદ્ધ કૃપાથી;
કશું નથી થાવું જીવથી, જીવ કરશે તે શાથી?—ચિંતા૦ ૪૮
તદપિ ભ્રમણ જીવ ધર્મ છે, સૂક્ષ્મ રૂપ વિચારે;
નિજપદ નાથ લગાડશે, ટળશે ભ્રમણ તો ત્યારે—ચિંતા૦ ૪૯
**યથોચિત** કૃતિ સૌ જો બને, મદ ઉપજે એ સાચું;
ગોવિંદદાસ ભલાદિક જૂઓ, સાચુ કર્યું પડયું કાચું—ચિંતા૦ ૫૦
**ન્યૂન** વિના ન આવી દીનતા, દૈન્ય વણ કો ન તાર્યા;
માધવદાસ રાણાવ્યાસ જો, ભ્રષ્ટ કરીને ઊગાર્યા—ચિંતા૦ ૫૧
નારાયણદાસ ગોડદેશના, કૃષ્ણદાસ અધિકારી;
ગુણ વાધે ગર્વ ઊપજ્યો, તે થયો દુ:ખકારી—ચિંતા૦ ૫૨
દોષ ભાસે આવે દીનતા, હરિ કરુણા ત્યારે વાધે;
ક્ષેત્ર સુધરે જ્યમ ખાતરે, તેથી બહુ અન્ન લાધે—ચિંતા૦ ૫૩
શેઠ સુતા બાઇ રુકૂમણી, રિઝવ્યા હરિ કરી સેવા;
તદપિ દીનતા ના મટી, વખાણી વિઠ્ઠલ દેવા—ચિંતા૦ ૫૪

૪૮ પૃથક્=જુદો. નિરાળો. ૪૮ "**पृथक्शरणमार्गोपदेष्टा**"
૪૯ ભ્રમણ=ભમવું. ટળશે=નાશ પામશે.
૫૦ યથોચિત=જોઇએ તેવી. મદ=અહંકાર.
૫૧ ન્યૂન=ઓછપ.
૫૨ यद्दैन्यं त्वत्कृपाहेतुर्न तदस्ति ममाण्वपि ॥
तां कृपा कुरु राधेश यया तद् दैन्यमाप्नुयाम् ॥१॥ તૃતીયા વિજ્ઞપ્તિ

**સૌ** થકી તેવું થવાય નહિ, બહુ સાધન મદ ફાંસો;
**દર્પરહિત** થોડું પણ ભલું, ધર દૃઢ બરદ ભરોંસો—ચિંતા૦ ૫૫
આત્મનિવેદન જીવને, કૃતિ કરવી જે **ચારુ;**
ચિંતામણિ મૂકયો પેટીમાં, ધંધો શોભાને સારૂ—ચિંતા૦ ૫૬
કર શુભ કૃતિ **રતિ રાખીને,** જેટલી બની આવે;
ઇચ્છા પ્રમાણે નિપજશે, મનનો સંદેહ નસાવે—ચિંતા૦ ૫૭
કશું કરવા સમર્થ નથી, નિજબલ જીવ કોઇ;
પણ કર કેહેવું સંભવે, વ્યવહારને જોઇ— ચિંતા૦ ૫૮
પુષ્ટ અંગીકૃત જીવને, લક્ષણ પ્રભુ એવાં આપે;
શુભકૃતિ ગર્વનાં ઉપજે, **અનુચિત** દુઃખ **વ્યાપે**—ચિંતા૦ ૫૯
ગોપીજન સરખાંને ગર્વથી, તપાવ્યાં ગિરિધારી;
દીનતા આવે દીઠા હરિ, સમજે તો જો વિચારી ?—ચિંતા૦ ૬૦
**અકળ** ગતિ **દયાનાથની,** સમજુ સમજે ને ચૂકે;
પણ એટલું તો નિશ્ચે ખરૂં, હરિ કર ગ્રહી ને ના મૂકે—ચિંતા૦ ૬૧

ઇતિ શ્રીકૃષ્ણજન શ્રીવલ્લભદાસાનુદાસ કવિવર શ્રીદયારામભાઈ કૃત
“ ચિંતાચૂર્ણિકા ” સમાપ્ત.

---

૫૫ દર્પરહિત=અહંકાર વગરનું,
૫૬ ચારુ=સારી.
૫૭ રતિ રાખીને=પ્રેમપૂર્વક. સંદેહ=સંશય.
૫૯ અનુચિત=ખરાબ. વ્યાપે=થાય.
૬૧ અકળ=ન કળી શકાય એવી.

પરમ ભગવદીય કવિવર શ્રીદયારામકૃત

# શ્રીગુસાંઇજીના બસો ને બાવન વૈષ્ણવનું

# ધોળ.

વંદુ શ્રીવલ્લભ પ્રભુને, નમું શ્રીવિઠ્ઠલેશ;
સાત પુત્ર સહિત સઘળો, ભક્તિવંશ વિશેષ. ૧
સેવક શ્રીવિઠ્ઠલેશજીના, બસે ને રે બાવન;
નામ ઉચ્ચાર માત્રથી, જ્યમ થાય સૌ પાવન. ૨

"ઢાળ"

ગુણ ગોવિંદસ્વામીના ગાઇયે રે, છીતસ્વામીપરમ સુખ લાઇયે રે;
નંદદાસ કૃષ્ણ આસક્તિ રે, ચત્રુભુજદાસ અનુરક્તિ રે. ૩
નિત્ય નાગજીભાઇ ઉચ્ચારી રે, કૃષ્ણભટજીને મન ધારી રે;
ચાચાજી ને નારાયણદાસ રે, વિઠ્ઠલદાસ ભક્તિરસરાસ રે. ૪
કૃષ્ણદાસ મોરારીદાસ રે, બાપ બેટા મન ઉલ્લાસ રે;
હરિદાસ જનાર્દનદાસ રે, રૂપમોરારી ગુણરાસ રે. ૫
અલીખાન ને વળી ખાનજાદી રે, જેમલ રજપુત હરિના નાદી રે;
માધવદાસ કાયસ્થ ગુણ વાણી રે, કાયસ્થ ધણી ને ધણીઆણી રે. ૬
એક બ્રહ્મચારી રાઘોદાસ રે, રાજા લાખો નરો બે પાસ રે;
હરિદાસ ખવાસ સુખરાસ રે, ગોપાળદાસ ગૂજરાતમાં વાસ રે. ૭
શેઠ જ્ઞાનચંદ જદુનાથ રે, ભાઇલા કોઠારી હરિ હાથ રે;
માણેકચંદ ને એની નારી રે, હરજી કોઠારી ગુણ ભારી રે. ૮

ગોપાળદાસ બ્રાહ્મણ બંગાળી રે, પ્રભુ પ્રતાપે બાણી પાળી રે;
મધુસૂદનદાસ છે વાહાલા રે, એક કણબી માળાવાળા રે. ૯
એક વૈષ્ણવની છે કન્યા રે, રામાનંદીને પરણી ધન્યા રે;
એક વૈષ્ણવ બેટી ટેકી રે, જાણો પરણી ધર્મ વિવેકી રે. ૧૦
એક વૈષ્ણવ તર્તના સંગી રે, પાથુ ગુજરી રસરંગી રે;
એક વ્રજવાસી સુત નર નારી રે, ગોપીનાથદાસ ગૌચારી રે. ૧૧
કણબી ગુજરાતના બે ભાઈ રે, દ્વિજ પતિપત્ની આગરાઈ રે;
એક ગોડીયો પંડિત શોભે રે, એક રઘુપતિ દર્શન લોભે રે. ૧૨
પંડિતને ને વહુ કાંહનબાઇ રે, વૈષ્ણવ ક્ષત્રી છે આગરાઈ રે;
મેઢા ઢિમ્મર ને દ્વિજ નરેડા રે, નારાયણદાસ હરિને નેડા રે. ૧૩
એક વૈષ્ણવ મદનગોપાળ રે, બે કણબી પટેલ રસાળ રે;
બે હતિત પતિતયે કણબી રે, વળી અજબકુંવર બહુ ધર્મી રે. ૧૪
એક વૈષ્ણવ સુતરવાળા રે, રાજા આશકરણ પ્રભુ વાહાલા રે;
એક પ્રોહિત વેશ્યા કન્યા રે, ગંગાબાઇ છે પૂર્ણ ધન્યા રે. ૧૫
એક રાજા ને એક ધોબી રે, બે સાચોરા રસલોભી રે;
એક શાહુકાર ને એક વિરક્ત રે, દયાભવૈયા આસક્ત રે. ૧૬
એક વાણીઓ એક નારી રે, એક પરમ વૈષ્ણવધારી રે;
એક ક્ષત્રિયાણી એક વિરક્ત રે, વાઘાજી રજપૂત છે એ ભક્ત રે. ૧૭
એક ગોપાળદાસ ભીતરીયા રે, ફરી આઠે સેવક અનુસરીઆ રે;
ગોપાળદાસ સિંઘલ ભોળાભાઇ રે, હરિદાસ સુતા સુખદાઇ રે. ૧૮
રાજા રાણી પુત્ર ને દાસી રે, શાહુકારનો બેટો વિલાસી રે;
એક વૈષ્ણવ કોડી પ્રકાશ રે, એક વેશ્યા ભાવન નિવાસ રે. ૧૯

પુત્ર જીવાડ્યો તે વિરક્ત રે, વેણીદાસ છીપા છે ભક્ત રે;
એક શ્યામદાસ છે નાઇ રે, પુત્ર પઠાણનો સુખદાઈ રે. ૨૦
ઓઝા દામોદર છે ભક્ત રે, બેટી શાવકની છે આસક્ત રે;
વૈષ્ણવ ખરબુજા લાવ્યો રે, શેઠ આગરાઇને મન ભાવ્યો રે. ૨૧
એક કપડાવાળો શોભે રે, કણબી આંજણો વૈષ્ણવ લોભે રે;
એક શાસ્ત્રી મોરારીદાસ રે, લાછાંબાઈ ભાટ ગુણરાસ રે. ૨૨
રાજા રાણી હરિ મન ભાવે રે, એક વૈષ્ણવ ડોળ ઝૂલાવે રે;
દ્વિજ સોની પરમાનંદ રે, મેહેરા પુરુષોત્તમ ગુણવૃંદ રે. ૨૩
બે ભાઇ ચંદન લાવ્યા રે, ચાંપા ભંડારીને મન ભાવ્યા રે;
છે એકાદશ એક સંગી રે, મા બેટી તે હરિરસ રંગી રે. ૨૪
એક ગૃહસ્થ ને એક વિરક્ત રે, પૂરણ ભક્તિયે છે આસક્ત રે;
જીવા પારેખ ને તેજપાળ રે, જોશી માધવદાસ દયાળ રે. ૨૫
બેટો પટેલનો નિત્ય આવે રે, બેટી પટવારીને મન ભાવે રે;
હરિદાસ જમાઇ માણેકચંદ રે, પ્રભુ ભાવ કર્યો આનંદ રે. ૨૬
એક ગિરિ પરિક્રમ્મા કરતો રે, એક વ્રજમાં નિત્યે ફરતો રે;
એક હઠ કીધી એવી રે, લેઇ કુવામાં નાખી દેવી રે. ૨૭
કણબી છે ગુજરાતનો વાસી રે, બેટી બીરબલ ગુણરાસી રે;
રાજા જોતસીંહ દક્ષિણના રે, એક પ્રોહિત તેના ઘરના રે. ૨૮
સાસુ વહુ સુરતના વાસી રે, રાજા પૂર્વનો સુખરાસી રે;
શેઠ સુત નારી ગુજરાતી રે, એક બ્રાહ્મણ નાગર જાતિ રે. ૨૯
શ્રીવિઠ્ઠલેશ શ્રીજી રૂપે રે, દીધું દર્શન બેહુને અનુપે રે;
એક દુઃસગ માંડી વિરક્ત રે, દ્વિજપતિ સંગથી આસક્ત રે. ૩૦

એક રજપુત કાઠી આસક્ત રે, દ્વિજ પતિ સંગથી આરક્ત રે;
એક ન્યૂન અધિક કહાવે રે, એક કણબી ગાય ચરાવે રે. ૩૧
એક રાસ લીલા ચિત્ત લાવે રે, પ્રભુ પ્રેમ મગ્ન થઇ ભાવે રે;
એક ઠગ ને એક ગુજરાતી રે, સીતાબાઇ તે ક્ષત્રી જાતિ રે. ૩૨
એક બ્રાહ્મણ ને એક બાઇ રે, ઓઝા દામોદર સુખદાઇ રે;
વડનગરે ગોપાળદાસ રે, એક વૈષ્ણવ મહાવનવાસ રે. ૩૩
ગુજરાતના દાસ મોરારી રે, દાસ ભોખણ અતિ હિતકારી રે;
એક દાસ ગોવર્ધન ધારી રે, રામદાસ પરમ આચારી રે. ૩૪
જીયાદાસ ને નરસિંહદાસ રે, રાજા ટોડરમલ ગુણરાસ રે;
વિઠ્ઠલદાસ પીતાંબરદાસ રે, ધરમદાસ છે ગ્વાલ પ્રકાશ રે. ૩૫
એક ગ્વાલ છે માધવદાસ રે, એક વેપારી સુખવાસ રે;
એક જન ભગવાન ને એક બાઇ રે, એક ઢિમ્મર છે સુખદાઇ રે. ૩૬
એક બ્રાહ્મણને એક નારી રે, એક ક્ષત્રી છે સુખધારી રે;
દ્વિજ પતિપત્ની પટેલ રે, એક સોદાગર રસરેલ રે. ૩૭
મિશ્રદાસ ચત્રુભુજદાસ રે, રાઘવદાસ ગૌરવ વાસ રે;
એક ક્ષત્રી છે રઘુનાથ રે, ઉદ્ધવ ત્રવાડી હરિ હાથ રે. ૩૮
દાસ ઇશ્વર છે સાચોરા રે, સંતદાસ ક્ષત્રી છે ગોરા રે;
ક્ષત્રી સુત ને સુત બ્રાહ્મણનો રે, એક વૈષ્ણવ રાજનગરનો રે. ૩૯
ક્ષત્રી ભગવાનદાસ સુહાવે રે, તે તો શ્રીજીને મન ભાવે રે;
સ્વામી કર્દમદાસ વિલાસી રે, એક ક્ષત્રી મથુરાના વાસી રે. ૪૦
દ્વિજ જોતીશી રાજા ભીમ રે, શાહુકાર સુત સુખ સીમ રે;
એક ક્ષત્રી છે જાદવદાસ રે, હરિજન મથુરામાં વાસ રે. ૪૧

શાહુકાર એક ક્ષત્રિયાણી રે, એક વ્રજવાસી શુભ વાણી રે;
દાસ પુરુષોત્તમ પોકરણા રે, દુર્ગાદાસ ગુણખાણા રે. ૪૨
ક્ષત્રી ચોપડાના ધન્યાદાસ રે, લક્ષ્મણદાસ ગુજરાત નિવાસ રે;
તારાચંદ ને ચતુર બિહારી રે, વૈષ્ણવ ગુજરાતી અતિ ભારી રે. ૪૩
હરિદાસ ને મોહનદાસ રે, માધવદાસ શ્રુતિ ગુણ દાસ રે;
દ્વિજ બેટી ને ક્ષત્રી કન્યા રે, એક ચોપડે છે તે ધન્યા રે. ૪૪
એક ઉત્તમ શ્લોક દાસ રે, ખેડાવાળ ભક્તિ રસરાસ રે;
સાસુ સસરો છે જ્ઞાની રે, એક રજપુતની બેટી છે ધન્ય રે. ૪૫
દ્વિજ સાચોરા આનંદીદાસ રે, એક ભીલડી થઇ સુખવાસ રે;
સધનદાસ દેવાભાઇ કણબી રે, રજપૂત મોહનદાસ ધરમી રે. ૪૬
નરનારી વસે છે પ્રયાગ રે, માધવદાસ શુભ અનુરાગ રે;
ભટ કલ્યાણજી બીરબાઇ રે, દાસ પુરુષોત્તમ સુખદાઇ રે. ૪૭
રૂડા રતનજી અધિકારી રે, રૂપાભાઇ પરમ ગુણ ભારી રે;
ડોકરીને વળી વૈષ્ણવ આગરાઇ રે, એક મેઘરજી ને કુલાબાઇ રે. ૪૮
દવે ભીમજી ને ભંડારી રે, રાજા માનસિંગ હિતકારી રે;
દવે પ્રોહિત સુત વિજ્ઞાતરે, કૃષ્ણદાસ ગોરવા જાત રે. ૪૯
વડનગરમાં માધવદાસ રે, દ્વિજ ઉજ્જનના સુખ ગુણરાસ રે;
નારાયણદાસ સરોડીઆ જ્ઞાતિરે, લક્ષ્મીદાસ છે **જાએ** ક્ષત્રી જાતિરે. ૫૦
રાજા બીરબલ ને તાનસેન રે, આ આદ્યે નાગરિ સુંદર બેન રે;
વેણીદાસ ને મોટા મોટા દાસ રે, વિજાનગરમાં છે એક વ્યાસ રે. ૫૧
એક એક ફુળ લેખે લીધું રે, એક લાખ રૂપૈયા મૂલ દીધું રે;
સેવક સર્વ થયા બસે ને બાવન રે, કડી સાંભળી મન થા પાવન રે. ૫૨

### વલણ.

યથામતિયે મેં કહ્યું, વળી બીજા છે રે અપાર;
પરમ તત્ત્વનો તત્ત્વ છે, આ ભવનો આધાર. ૫૩
ભક્તરાજ શિરોમણિ, એમનો કહું આધાર;
કર્યા છે ને વળી કરે છે, તેનો કરશે જન ઉદ્ધાર. ૫૪
તે માટે પ્રાત ઊઠીને, કરિયે સ્મરણ અપાર;
કંઠમાં ધારણ કરિયે તો, પ્રભુ આપે સુખસાર. ૫૫
સકળ ભક્તને નમન કરીને, હું તો એક માગું માન;
શ્રીવિઠ્ઠલવર સૃષ્ટિ ઉપરે, વારો દુર્લભ પ્રાન. ૫૬
શ્રીમદ્‌વલ્લભસુત શ્રીવિઠ્ઠલનાથજીના, ભક્ત બસે ને બાવન;
એ શ્રીગુરુની કૃપાબળે, થયા પ્રભુના નિજજન. ૫૭
અષ્ટ સખા ચોરાસી સૌ મળી કરજો પૂર્ણ કૃપાય;
શ્રીવલ્લભ પદ દાસાનુદાસ, દયારામ વારી જાય. ૫૮



પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઇ કૃત

# શ્રીવિષ્ણુસ્વામીની પરચરી.

દુહો.

શ્રીબિષ્ણુસ્વામી પંડિત પ્રથમ, મનમેં કિયો બિચાર;
ટિકે શ્રીહરિ પધરાવહી, પાછળ ભક્ત અપાર. ૧

ચોપાઇ.

રાયે દિવાન સુત સોઇ કહાવે, દક્ષિણ દેશ સબ અધિક સ્હરાવે;
બિષ્ણુસ્વામી મન કિયો બિચાર, કમાઈ તાતકી ખાત ગમાર. ૧
એહુથી અધિક હોયે જે રાઈ, કરૂં ચાકરી મન યહ આઇ;
કરૂં કમાઇ ન્યારી મેરી, દેખત રાયે પૃથ્વી સબ હેરી. ૨
સો તો કોઇ નજર નાં આવે, પંડિત આપ સબ લોક સ્હરાવે;
ઈંદ્ર બજીર રાયે કરૂં મન આંન્યો, જાન્યો અસ્થિર મન નહિ માન્યો. ૩
બ્રહ્મ અસ્થિર જાને સબહી, ઢુંઢત મન બિચારી તબહી;
શ્રીપુરુષોત્તમ બ્રહ્મ કહાવે, અક્ષરાતીત બેદ સબ ગાવે. ૪
સો તો નંદજી કે પૂત કહાઇ, માતા જસોદા લાડ લડાઈ;
ગોપી ગ્વાલ સંગ લીલા કરહી, બ્રજસુંદરી નિશદિન અનુસરહી. ૫
તાકી સેવા કરૂં ચિત્ત લ્યાઈ, આપે ઓર અધિક નાંહી કાંઇ;
દ્રવ્ય તાતસું માગ્યો તબહી, દ્રવ્ય બોહોત દીજી અબહી. ૬
તાકોં લેખો કરે ન દેઊં, મેરો મન ભાયો કર લેઊં;
જીતનો ચાહો ઊતનો લીજે, જે કછુ મન ભાવે સોઈ કીજે. ૭

ભોવન ફેર એક નયો બનાઈ, આછો મંદિર કિયો મન ભાઈ;
શીત કાલ ઉષ્ણ કાલ સ્થળ કરહી, બ્રષા કાલ સબ મન હરહી. ૮
સુંદર સ્થલ સબ કિયે બનાઈ, બાગ કરી આછી મન ભાઇ;
રસોઈ સેવા સેનકી કરહી, સ્થલ પાત્ર સ્થલ જ્યાંહાં જલ ભરહી. ૯
સ્થલ પાત્ર માંજનકો કીનો, જો જો ટેહેલ તાંહાં તાહાં ચિત્ત દીનો;
સબ સ્થળે સબ કિયો સંવારી, ભગવદર્થ પ્રીરત હેં નારી ૧૦
મંદિર સબે ધોવાયે તબહી, સબે અનુ જલ અપરસ ભરહી;
ન્યારો રહું મન એસી આંની, સ્ત્રીકુ કહી જાઓ મન માંની.૧૧
તુમ જાંહાં જાઓ તાંહાં હમ ચલહી,
શ્રી બિષ્ણુ સ્વામી તબ બચન ઓચરહી; (ઉચ્ચરહી);
હમ જો કરે સો તેં નહી કરહી,
તબ સ્ત્રી મુખતેં બચન ઓચરહી. (ઉચ્ચરહી). ૧૨
આગ્યા દો સોઈ અનુસરહી, બચન તુમારો નેક ન ટરહી;
દેહકૂં કષ્ટ બોહોત અતિ હોઇ, સ્નાન સંધ્યા બંધન હેં સોઇ.૧૩
ભૂખ તરસ રેહેવો બહુ પરહી, એસો કઠિન કેસે તું કરહી;
સુખ દુઃખ ભૂખ તરસ બહુ ભારી, જો કછુ કરો સો ભલો બિચારી.૧૪
તાતેં હમ દુઃખ આનંદ પાઈ, એસો ધીરજ કહો સુનાઇ;
કરો સામગ્રી આગ્યા કરહી, સ્ત્રી તબ મન આનંદ બહુ ભરહી.૧૫
નયે મંદિરમેં રહે હેં જાઈ, સામગ્રી બહુ ભાંતી બનાઇ;
શાક પાન પકવાન બહુ કીને, કરી રસોઈ ચિત્ત સબ દીને.૧૬
આપ મંદિરમેં બીછોના કરહી, સિંઘાસન પર ગાદી ધરહી;
તકીયા બાલસ લોટી ભરહી, સેજ સમારી ખીલોનાં ધરહી. ૧૭

ભોગ ધર્યો મંદિરમેં જબહી, આયે બાહાર ધ્યાન પ્રભુ ધરહી;
ખોલે દ્વાર પ્રભુ દેખે નાંહી, પાક સકલ સબ ફેર કરાઇ. ૧૮
ફેર ભોગ મંદિરમેં ધરહી, એસો તીન દિના લોં કરહી;
શ્રીજી મંદિર દેખે આહીં, તીન બેર ફેરી ભોગ સરાઇ. ૧૯
એસી બરસ લોં સેવા કરહી, તાપ કલેશ આરત અતિ ધરહી;
નીકસ બહાર તબ કીયો બિચાર,
કરી ટેહેલ સો ભઈ નહી અંગીકાર. ૨૦
તો એ ટેહેલ કામ ક્યોં નાં આઇ, છાંડુ દેહ બનમેં જાઈ;
બિષ્નુસ્વામી તબ નીકસે બાહારી, સ્ત્રીને મનમેં બાત બિચારી.૨૧
દેખું પ્રભુ આયે કબૂ હોઇ, ખોલું મંદિર દેખું જોઇ;
ખોલત દરસન પ્રભુકો હોઇ, બરની રૂપ સકે નાંહી કોઇ.૨૨
એસો રૂપ દરસ ભયો જબહી, દોરી સ્ત્રી મુખ બચન ઓચરહી;
સ્વામી કાહેકુ બનમેં જાઇ, શ્રીજી આપ પધારે હે આઈ.૨૩
ફેર આયે પ્રભુ આપ સોહાઈ, પીયા પ્યારી બિન દર્શન નાં ભાઈ;
જબ પ્રભુ દોઉ સિંઘાસન આઈ, દરસન કરૂં તબે આનંદ પાઇ.૨૪
એસો કહી ચલત હે જબહી, ફેર સ્ત્રી મંદિર ખોલ્યો તબહી;
દેખે દોઊ સ્યામ ઓર સ્યામા, સબ ભક્તન મન પૂરન કામા.૨૫
તબ સ્ત્રી જાયે બિનતિ કરહી, પ્યારી જુ પધારે કૃપા અતિ કરહી;
તાતેં તુમ ફેર ઘર આઓ સોઇ, પ્રભુ પ્યારીકી દયા બહુ હોઈ.૨૬
ફેર દરસન કીયો મન ભાઈ, લોચન નિરખત રહે ન અઘાઈ;
આછી ભાંત રસોઈ ફિર કરહી, છપ્પનભોગ હરિ આગે ધરહી.૨૭

સાક સીંખાનાં ગીનત ન જાઈ, ભોગ ધરો પ્રભુ પ્રીત લગાઈ;
આરોગે પ્રભુ ભોજન સબહી, મન આનંદ બોહોત ભયો તબહી.૨૮
ચ્યાર દિવસ કછુ લીનો નાંહી, મહાપ્રસાદ લીનો મન ભાઈ;
ભક્ત મનોરથ પૂરન કરહી, જેસી ટેક અપને ઉર ધરહી.૨૯
ભક્તમાર્ગી સેવા કરહી, રાજ નીત બાછલ અનુસરહી;
વૈદિક તંત્ર મંત્ર ન આવે, અર્ઘ્ય આસનરહિત સ્નેહ ભાવે; ૩૦
આવાહન રહિત સ્નેહ અમારગી કરહી,
રાજ નિત્ય થાપત પ્રીત ધરહી;
સ્વામિનીજી સહિત દરસન જબ કીનો,
શ્રીજીભાવ અંતર ધરી લીનો. ૩૧
કિયો ભાવ અંગીકાર પ્રભુ ભાઇ,
પ્રસન્ન ભયે સુણ બચન બોલ સુનાઇ;
યથા સંપત અરપે જે કોઈ, કરૂં અંગીકાર ભાવ એ હોઇ. ૩૨
એહ બરદાન શ્રીમુખાહી દીનો, બાછલ ભયો અંતર ઉર લીનો;
એસી ભક્તિ કરી બોહો પ્યારી,
બિષ્નુસ્વામી સંપ્રદા કહો બિસ્તારી. ૩૩
શ્રીબલ્લભજુ લીયો ઓતાર, ભક્ત હેત તારન સંસાર;
અતિ ઉત્તમ મારગ એહ જાની,
કિયો અંગીકાર સ્નેહ અધિક રસાની. ૩૪
સ્વામિનીજી સહિત દરસન જબ કીનો,
મારગ સોઇ શ્રીબલ્લભ લીનો;
શ્રીબિઠ્ઠલનાથ ભયે અસ ઓતાર, સબ ભક્તનકું પાર ઊતાર. ૩૫

## દુહો.

બિષ્નુ સ્વામી મન હઠ કીયો, સ્વઇચ્છા પ્રભુ આયે;
ભક્ત મનોરથ પૂરહી દીનો, બરદાન મન ભાયે. ૧

બિલ્વમંગલ અર્પન કીયો, ગ્રહ્યો બલ્લભરાય;
શ્રીગિરિધર આજ્ઞા ભઇ, શ્રીબલ્લભ મન ભાય. ૨

યહ પુરાંનો સંપ્રદા, બિષ્નુસ્વામી પથ એહ;
શ્રીબલ્લભપદચરનકી, દયો દાસ તીન ખેહ. ૩

## "સંપ્રદાયસાર ગ્રંથે દુહા."

સુનો પુરાતન બાત ઇક, વિષ્ણુસ્વામીકી જેહ;
નિગમાગમ શ્રુતિ સ્મૃતિ સકલ, પુરાની પાઠી એહ. ૪૩

મત અનુસાર પુરાનમેં, ઇશ્વર કહે અનેક;
ચિત્ત ચિંતા ઉત્પન્ન ભઇ, નિશ્ચય ભયો ન એક. ૪૪

તાતેં કિયો ઉપાય ઇક, સાજ ભોગ સબ આંની;
યા કેં ભોગી નહીં દિખે, સપ્તમ દિન તજી પ્રાન. ૪૫

સપ્તમ દિન દરસન દિયે, પૂરન બ્રહ્મ શ્રીકૃષ્ણ;
તબહિ ઉપાસન દઢ ભયોં, પૂજી સબ મન તૃષ્ણ, ૪૬

ગીતા શ્રીમદ્ભાગવત, નિગમાગમકો સાર;
સેવા હરિ ગુરુ ભક્ત રતિ, નિસદિન નામોચ્ચાર. ૪૭



પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઈ કૃત

# શ્રીહરિદાસમણિમાલા.

## દુહા.

શ્રીગુરુ બલ્લભદેવકોં; પ્રથમહી કરૂં પ્રનામ;
શ્રીબિઠ્ઠલ શ્રીકૃષ્ણ શ્રીયમુને, પૂરન કામ. ૧
પ્રભુ મોં પર કરુના કરો, જાંની અપનો દાસ;
પ્રેમલછના ભક્તિ દૈ, રાખો અપની પાસ. ૨
નિજ સેવા સત્સંગ, સમુરન નિશદિન ગુનગાન;
દ્રઢ આશ્રય અતિ દીજીયે, હરીયે કલેશ અભિમાન. ૩
આયો શર્ન ત્રિતાપકો, ભૂરસ્યોં જગજીવન;
ચરનસરન મોહી રાખીએ, જ્યોં રાખે બહુ જન. ૪
શ્રીદામોદરદાસ સબ પુષ્ટિ સૃષ્ટિકો મૂલ;
શ્રીગોવર્ધનનાથ તુમ સદા તાહેં અનુકૂલ. ૫
કૃષ્ણદાસ સૂર ચત્રુભુજ઼ કુંભન પરમાનંદ;
નંદદાસ છીતસ્વામી જુ અરુ સ્વામી ગોવિંદ. ૬
અષ્ટ સખા યહ આપકે, પ્યારે પુરુષોત્તમ;
નિજ લીલા મેં નિત્ય નિકટ રાખે પૂરન બ્રહ્મ. ૭
ચોર્યાસી દ્વે શત અરુ બાવન બૈષ્ણોજન;
દૈવીજન સબ પુષ્ટિકે, રાખે સદા શરન. ૮
પ્રનતપાલ હરિ ભક્તબચ્છલ, પ્રભુ દીનદયાળ;
ઇત્યાદિક અતિ બર્દ તુમ, બહુન કરો બ્રજપાળ. ૯

ધાડ પરી જ્યહીં જ્યહીં જનન, દોરે ત્યહીં ત્યહીં ઠોર;
નિજ ભક્તન હિત કરનકું, છાંડે ભોજન કોર. ૧૦
ઊંચ નીચ ધરી બિબિધિ બપુ, કિયે ભક્તકે કાજ;
રાખી રાખો રાખહો, શરનાગતકી લાજ. ૧૧
ઠોર ઠોર બ્રજભક્તનકી, કીન્હી કૃષ્ણુ સહાય;
ગોપીજનવલ્લભ અજહું નામ, શાસ્ત્ર શ્રુતિ ગાય. ૧૨
નંદ યશોદાદિ સકલ વ્રજજન, દીયો આનંદ;
શ્રીશેષ મહેશ વિધિકો, ન મીલ્યોં સુખકંદ. ૧૩
પાદ પદ્મ સેવે સદા, પદ્મા પંકજનેંન;
તાકું બક્ષ: સ્થલ દીયો, બસવેકું શુભ ચેંન. ૧૪
શેષ સદા રટવો કરે, નિશદિન નૌતમ નામ;
તીનકો આપ સદશ કીયે, સદા નિકટ સુખધામ. ૧૫
ભય ટાર્યો મહાદેવકો, મહામતિ શ્રીઅવિનાશ;
ભસ્માંગદકું ભસ્મ કરી, દીયો અભય નિજદાસ. ૧૬
પાર્બતીકી કામના, પૂરન કીની નાથ;
જાંબુવતીકોં **જન્મ દે** ગહ્યો, કૃષ્ણુ તુમ હાથ. ૧૭
બ્રહ્માકું ભગવંત તુમ, લ્યાય દીયે હેં બેદ;
સબ અપરાધ ક્ષમા કીયે, ચિત્ત નિવાર્યો ખેદ. ૧૮
નારદ દાસી સુત હતે, તીનકોં હોય પ્રસન્ન;
નિજ ગુનગાંન અભય દીયો, કીને અપનો મન્ન. ૧૯
સનકાદિકકું સર્વદા, બ્રહ્મચર્યકો ભાવ;
જીવનમુક્ત કીયે પ્રભુ, લગે ન માયા દાવ. ૨૦

ભદ્ર સુભદ્ર પ્રચંડ પુનિ, ચંડ રુ શીલ સુશીલ;
વિનીત સુસેન સુપાર્ષદ, કુમુદાક્ષાદિ અખિલ. ૨૧
નંદ સુનંદ રુ જય બિજય બલ રુ પ્રબલ પ્રતિહાર;
બિશ્વકસેન કુમુદ આદિક, રાખે પ્રભુ દ્વાર. ૨૨
ઈન્દ્રાદિક સુર અર્થ યાચક, ભય બામન રૂપ;
મોહિની વ્હે પાયો પીયૂષ, જનબચ્છલ જગભૂપ. ૨૩
કહાયે સુત બસુદેવકે, બંધન દીયે છુડાય;
દીયે લ્યાય સુત દેવકીકો, સબ મૃત જીવાય. ૨૪
ઉગ્રસેન હરી આરતી, દીનો નૃપાસન;
કીને કાર્ય પ્રધાન વ્હે, નીત પ્રભુ રહે પ્રસન્ન. ૨૫
ઊધો પ્યારે પ્રાનતેં, કીને કૃષ્ણ કૃપાળ;
બ્રહ્મ શ્રાપતેં રાખીકેં, કીનો બોધ રસાળ. ૨૬
અક્રૂરાદિ ઓર સબ, જાદો છપ્પન કોટ;
સદા બિજય સબકો કીયો, રાખે અપની ઓટ ૨૭
પરમ ભગવદીય સો પૃથા, રહે જહાં દિન રેન;
પાંડવકે સંકટ હરે, પલ પલ પંકજનેન. ૨૮
અતિ કરુના અર્જુન પર, ભયે સારથી શ્યામ;
પાયો જલ વ્હે સુભદ્રા, બનમેં પૂરન કામ. ૨૯
સંકટ સમરે દ્રૌપદી, ધાયે હોય અધીર;
પત્ય રાખી પ્રભુ, સભામેં પૂરે નાનાં ચીર. ૩૦
પારી પ્રતિજ્ઞા ભીષ્મકી, ભારતમેં ભગવંત;
જનકારન જુઠે ઠરે, કીનેં સાચે સંત. ૩૧

ભાજી ભુક્તિ બિદુરકી, ભાવસહિત ભગવાન;
કીયો દમન મન દુષ્ટકો, રાખ્યો નિજજન માન. ૩૨
નૌં યોગી જ્ઞાની પરમ, ભક્તિ સુભાજન રૂપ;
કીને તુમ કરુનાનિધિ, જીવનમુક્ત સ્વરૂપ. ૩૩
કવિ હરિ કરભાજન ભલે, અંતરિક્ષ ગુનધામ;
ચમસ પ્રબુદ્ધ ભૂરિશ્રવા, પીપલ દ્રુમલ સુનામ. ૩૪
પરમ સંત શુકદેવ મુનિ, અતિ પ્રિય પરમાનંદ;
કરે પાંન ત્યાહારી, સદા પદપંકજ મકરંદ. ૩૫
બ્યાસ પુરાંન સબે રચે, મીટયો ન ત્યાંહું (તોંહું) સંતાપ;
સૂર ઋષિપૈં શ્રીભાગબત, દિવાય ટાર્યો તાપ. ૩૬
શૌનકાદિ મુનિ સુત પરાશર, બસિષ્ઠ જુ અગસ્ત;
ગૌતમ ગર્ગ અત્રિ કપિલ, દત્તાત્રય રસમસ્ત. ૩૭
જામદગ્નિ પૃથું ઋષભ, જડભરથ જનક વૈદેહી;
કશ્યપ અષ્ટાવક્ર મનુ, કર્દમ કૃષ્ણ સનેહી. ૩૮
હસ્તામલક રુ પીંગલા, માર્કંડ ચમદગ્ની;
**મૈત્રે** ભારદ્વાજ કૌશિક, હરિ સંમ્રન મગ્ની. ૩૯
યાજ્ઞવલ્ક્ય પીપલ ચમન, સૌભરી બિશ્વામિત્ર;
ગાધી ઐલ ભૂરિશ્રવા, શતધન્વા સુપવિત્ર. ૪૦
પરમદાસ પ્રલ્હાદ હિત, નરહરિ પ્રગટે ખંભ;
નૃપ આસન જનકો દીયો, તોરી દુષ્ટ ઉર દંભ. ૪૧
બલિ નૃપપૈં પ્રતિહાર બ્હે, ઠારે શ્યામ સ્વરૂપ;
કો કહે બલિ બામન છલ્યૌ, છલેં હરિ બલિભૂપ. ૪૨

રાવન કુંભકરન હનૈં, દીયો બિભીષન રાજ;
તુમ બિચારી રઘુકુલતિલક, શરન આયેકી લાજ. ૪૩

પુંડરીક પર પ્રસન્ન વ્હે, આયે હરિ બરદ દેંન;
ભીમાતર બિઠ્ઠલ બસેં, કીયે ઇંટ પર ઐંન. ૪૪

ધ્રુવકો અવિચળ પદ દીયો, ટારે સબ સંતાપ;
ચરન ધરાયો કાલ શિર, એસેં પ્રિયજન આપ. ૫૪

ચંદ્રહાસ નીજદાસ લહી, છનુ છનુ કીન્હી સહાય;
બિષ ટારી બિષયા કરી, જનબચ્છલ બ્રજરાય. ૪૬

હરિશ્ચંદ્રકો તુમ હરિ, ભલો નિભાયો સત્ય;
દૂર કિયેં સંકટ સબેં, દીની ઉત્તમ ગત્ય. ૪૭

અંબરીષકી કીર્તિ, સબ જગ પ્રગટાઈ આપ;
જનરચ્છનકું સુદર્શન, દીનો ચક્ર મોરાર ૪૮

રતિ રુકમાંગદ રાયકોં, એકાદશી પર અત્ય;
નગર અયોધ્યા સહિત હરિ; બૈકુંઠ દીની ગત્ય. ૪૯

ઉદર ઉત્તરા પેંઠીકેં, પરીક્ષત રચ્છા કીની;
શુકકોં સંગ મિલાયકેં, માધો મુક્તિ દીની. ૫૦

ભાગીરથકી ભક્તિ લખી, દીનો ગંગા દાન;
ભૂપતિ સાઠ હજારકોં, હરિ કીનો કલ્યાન. ૫૧

સુરત સહોદર સુધન્વા, પિતા **પીર** દે તન;
રાખ્યો **તાતે** તેલતેં, **જરતો** જગજીવન. ૫૨

---

પીર=પીડા. તાતેં=બળતું. કડકડતું. જરતો=બળતો.

મયૂરધ્વજ મહાભક્તિ દૃઢ, **બેહેંરાયોં** નિજ તન;
પરમારથકેં કારને, તબ પ્રભુ ભયે પ્રસન્ન. ૫૩
બ્રત્રાસુર મુચકુંદ રઘુ યદુ, યયાતિ ભૂપ;
રંતિદેવ ખટવાંગ શિબિ, સબકોં પ્રિય હરિરૂપ. ૫૪
નીલધ્વજ ગય તામ્રધ્વજ, ભગીરથ નીમી શીલેશ;
રહૂગણુ પ્રાચીનબર્હિષ, પ્રિયબ્રત હરિદાસ અશેષ. ૫૫
માંધાતા ઉત્તાનપાદ, દક્ષનેશ દીલીપ;
વૈવસ્વત ઉત્તંગ ઇક્ષ્વાકુ, ઇશ સમીપ. ૫૬
ધન્બંત્રી બહુલાશ્વ, ભૃગુ નાભિ અંગ સુબલાશ્વ;
કૌશલેંદ્ર અગ્નિધ્રુક બિપિસ્વારૂપ હરિ આસ્વ. ૫૭
દેવલ દધીચિ સત્યવ્રત, નલ દમયંતી દાસ;
જનમેજય સંજય સગર, દારૂક પ્રિય અવિનાશ. ૫૮
દાસ અનન્ય હનૂમાન, શ્રીરામચંદ્ર પ્રિય રૂપ;
નિપટ નિકટ રાખે સદા, દીની ભક્તિ અનૂપ. ૫૯
બાલ્મીકકોં કરી કૃપા, દુક્તિ દીયે બહાય;
રામાયન શતકોટિકી, રચના દઇ કરાય. ૬૦
**શ્વપચદાસ** એક બાલ્મીક, ટાર્યો પાંડવ પાપ;
પ્રગટ સાક્ષ ભરી પાંચજન્ય શંખ, સો કૃષ્ણ પ્રતાપ. ૬૧
ભ્રાત તિહારે ભરતજુ, સકલ ભક્ત શિરમોર;
ઉનકોં તુમ હિત અતિ કીયો, ભૂલે નહિ કોઉ ઠોર. ૬૨

બેહેંરાયોઁ=માથે કરવત મૂકાવીને વ્હેરાવ્યું. તન=શરીર.
શ્વપચ=ઢેડ.

સખા ભયે સુગ્રીવકે, બાલી હન્યો જાહી કાજ;
પૂરન કીની કામના, રામ દીયો તુમ રાજ. ૬૩
કાગભુસંડી ગરુડજુ, અંગદ જાંબુવાન;
કેશો તુમ યહ સબનકોં, દીનાં ભક્તિ દાન. ૬૪
**બેર** અરોગે સબરીકે કીયો બિપ્રમદ ભંગ;
**ભક્ત પાયપસરાય** કે, **બિમલ** કરી હરિ ગંગ. ૬૫
અહલ્યા શલ્યા વ્હે પરી, બ્રહ્મશ્રાપકું પાય;
સો તુમ ટાર્યો શ્રીહરિ, પાદપદ્મ પરસાય. ૬૬
કષ્ટ હર્યો ગજરાજકો, **ગ્રાહતે** દીયો છોડાય;
પ્રસન્ન ભયે પદ્માપતિ, **પદ્મ** પ્રેમકો પાય. ૬૭
**સલિલ** માત્ર શ્રુતદેવકોં, પાયે ભયે પ્રસન્ન;
ભક્ત **અકિંચન** પ્રીતસોં, પ્રભુ તુમ માન્યો ધન્ન. ૬૮
મિત્ર સુદામાકે પ્રભુ, **તાંદુલ** ભુક્તે આપ;
બૈભવ દીનો **પુરેન્દ્રકો**, હરી ત્રિવિધિકે તાપ. ૬૯
ઋષિપત્ની રતિ જાંની, તુમ ભોજન કીનો માગ્ય;
કૃષ્ણ કૃપા તાહેં અતિ કરી, બહુત બઢાયો ભાગ્ય. ૭૦
વૃંદા અદીતિ રોહિણી, દેવહૂતિ શતરૂપા;
સચી અનસૂયા ગિરા, પ્રિયે ભોભૂપ. ૭૧
સતી સુનીતિ શૈલસુતા, સાવિત્રી પ્રિય શ્યામ;
કુબજા કીરતિ રોહિણી, સબકે હરિ સુખધામ. ૭૨

---

બેર=બોર. બિમલ=સ્વચ્છ. ગ્રાહ=મગર. પદ્મ=કમલ.
સલિલ=પાણી. અકિંચન=ગરીબ. તાંદુલ=ચોખા. પુરેન્દ્ર=ઈંદ્ર.

સંપાતિ ગૃહ જરાયુ, અલર્ક દસોં પ્રચેત;
ગલ્લવ મુનિ અરુ બૃહસ્પતિ, ધર્મ વરુન હરિ હેત. ૭૩
મહાભારતમેં ભરમીકે ઈંડે, રાખે ઇશ;
ગજઘંટાધરી જુક્તિસોં, દીનબંધુ જગદીશ. ૭૪
અજામેલ ગિધ વ્યાધ, કદરજ ગુનિકા **અઘ** લીન;
ઇત્યાદિક મહાપતિતકોં, પ્રભુ તુમ પાવન કીન. ૭૫
હિરનકશિપુ હિરનાક્ષ સુર, દંતવકત્ર શિશુપાલ;
**પૌલસ્તાદિક** દીની ગતિ, **અરિ** ભાવસોં ગોપાલ. ૭૬
જરાસંઘ હરિ ભૂપ, શત અષ્ટ ઋષીશ હજાર;
સબેં છોડાયેં બંધતેં, સ્વચ્છક દીન મોરાર. ૭૭
જગ બિદિત જેદેવકે, કાટે કષ્ટ અનંત;
પ્રાંન દીયો પદ્માવતી, ભક્ત હેતુ ભગવંત. ૭૮
નૃસિંહ મહેતા પ્રેમીકોં, પ્રગટ મીલે બ્રજરાય;
પલ પલ પૂરી કામના, છનુ છનુ કીની સહાય. ૭૯
માનપાનબા રત્નબા, સૂરસેના છે ઓર;
મહેતા કે પ્રતાપ પ્રભુ; પ્રગટ મીલે સબ ઠોર. ૮૦
નામદેવકોં પય પીનોં, યોં મૃતક જીવાઇ ગાય;
છપરા દીનો છાહાયકે, જન દુઃખ સહ્યો ન જાય. ૮૧
જગન્નાથ દુઃખી દાસ લહી, સેવા કરી અગાત;
ઓઢાઈ માધોદાસકોં, **આધી રાત** બનાત. ૮૨

અઘ=પાપ. પૌલસ્તાદિક=રાવણ, કુંભકર્ણ વગેરે. અરિ=દુશ્મન. આધીરાત=મધ્ય રાત્રિયે.

તુલસીદાસ અનન્યકી, અચ્યુત રાખી ટેક;
રામ રૂપ ગિરિધર ભયેં, જન હિત કીયેં બિબેક. ૮૪
રતિ સોં કરમાંબાઇકી, **જીમે** ખીચરી નાથ;
ભૂધર ભુખે ભાવકેં, ગાવતહેં સબ ગાથ. ૮૫
કીનોં મીરાંબાઇકોં, **ગરલ** પાન ગોબિંદ;
પ્રગટ દરસ કલિકાલમેં, દીનેં નંદન નંદ. ૮૬
સંત ત્રિલોચનકે **સદન** બહ્યો **નીર** યદુબીર;
પરચો દીનો પ્રગટ તુમ, હરિ હિતદાસ કબીર. ૮૭
સેના ભક્તકે કારનેં, **નાપિક** ભયે શ્રીનાથ;
**બપન કીયો** ભૂપાલકું, ચાર દિખાયે હાથ. ૮૮
તુકારામકું તુમ મીલે, શ્રીબિઠ્ઠલ અવિનાશ;
ઐંચ લીયો બૈકુંઠમેં, દેહ સહિત નિજ નાથ. ૮૯
દામાજી દુઃખહરન હરિ, બીઠું **માહાર** ભયે આપ;
**બેગી** દાંમ દેં શાહકોં, દીનો લાય **જબાપ** ૯૦
નાભાજી પર કરી કૃપા, પાળ્યો અગ્ર બચન;
ભક્તમાલ ગાથા કરી, ગાયે ગુંન હરિજન. ૯૧
શ્રીધર સ્વામી જગબિદિત, નરહરિ તુમ પ્રતાપ;
ટિપન કીયેં શ્રી ભાગબત, હરિ તુમ કરી સહી છાપ. ૯૨

જીમે=જમ્યા. આરોગ્યા. ગરલ=ઝેર. સદન=ઘર. નીર=પાણી.
નાપિક=હજામ. બપંન કીયો=હજામત કરી.
માહાર=ઢેડ. બેગી=તુરત. જબાપ=જવાબ. હુકમ.

બિષ્ણુસ્વામી માધોં, શ્રી નિંબાર્ક રામાનુજ;
આચારજ યહ ચાર, પ્રભુ કિયે જગતકે પૂજ. ૯૩
હિત હરિ બંસ કીયો હારી, દૈ રતિ પ્યારી પાય;
તન મન ધન જીવન સબૈ઼, જાની રાધિકા ગાય. ૯૪
કૃપા કૃષ્ણુ વૈ ચૈતન્ય પર કીની કૃષ્ણુ અપાર;
નિત નિશદિન પ્રતિ રોમ કરે, કૃષ્ણુ કૃષ્ણુ ઉચ્ચાર. ૯૫
ભય લખહું આનંદઘન, તજ્યો ન બૃંદાબન;
દૃઢ રતિ લહી આનંદઘન, દીયેં અંત દર્શન. ૯૬
જુગલ રૂપ રતિ અતિ કરી, બૃંદાબન બસી બાસ;
તાહૈઁ દેખાયોઁ પ્રગટ તુમ, અપનૈઁ બિબિધિ બિલાસ. ૯૭
ધના ભગતકી ધન્ય કૃતિ, હરિ તુમ કીનો હેત;
બિના બીજ નિજદાસકોં, ભલો **નીપાયોં ખેત.** ૯૮
રોહીદાસ હરિભક્તિ દૃઢ, જાતિ જન્મ ચમાર;
તુમ દ્વિજસું ઉત્તમ ગીન્યોં, દીનેં દરસ મોરાર. ૯૯
સદન સદ્મ લખી નેહ અતિ, સોહાયો શાલિગ્રામ;
દુષ્ટ જાતિ તોહું આયે ફીર, રુચ્યો ન દ્વિજકોં ધામ.* ૧૦૦

નીપાયોં=ઉગાડ્યું. ખેત=ખેતર.

* "સદના કસાઇનો પ્રેમ જોઈને પ્રભુ શાલીગ્રામનું રૂપ ધરીને માંસ તોલવાનું કાટલું થઇને રહ્યા. બ્રાહ્મણ ત્યાંથી પોતાને ઘેર લઇ ગયો. પણ પાછા સદના કસાઇને ત્યાં આવ્યા. પ્રભુ ભાવના ભૂખ્યા છે. ઊંચ નીચ એમને ત્યાં નથી ". ૧૦૦

રામકૃષ્ણ જનકોં **પ્રતીત** હોવેકું બ્રજનાથ;
નિજ પીતાંબર સિરાંહને ધરાયો ઊંધો હાથ. ૧૦૧
જ્ઞાનદેવ સોપાન અરુ નિવૃત્ત મુક્તાબાઈ;
તાહીંતે યશ હિત, હરિ તુમ જડ ભીંત ચલાઈ. ૧૦૨
મત અદ્વૈત સ્થાપન કીયોઁ, ભક્તિપંથસુ ભિન્ન;
શંકર સ્વામી પ્રગટ વ્હે, પ્રભુ આજ્ઞાધીન. ૧૦૩
પૃથ્વીરાજ ભરથરી બિક્રમ હરિદાસ;
શ્રીભટ રામાનંદ ઉર પરમાનંદ પ્રકાસ. ૧૦૪
જેમલકી લજ્જા, પ્રભુ રાખી **ભૃત્ય** બિચાર;
**દારૂ અસિ** દરસાઇ તુમ, નૃપ સાંચી તરવાર. ૧૦૫
બીજેસીંઘ પ્રિયદાસ તુમ, તુમ તાકું નહીં ઓર;
જીન હિત શ્રીરનછોરજી, આય બસેં ડાકોર. ૧૦૬
ભક્ત બિલ્વમંગલ, પ્રગટ દીને દરસ ગોપાલ;
"કરનામૃત" એક ગ્રંથ, જીન કીનો પરમ રસાલ. ૧૦૭
ઇત્યાદિક સબ સંતકું, અગનિત કરૂં પ્રનાંમ;
સકલ મોહિ કરુના કરી, દેહું રતિ સુંદરશ્યામ. ૧૦૮
શ્રીહરિદાસ અપાર હેં, કેસેં પાઊં પ્રનાંમ;
જ્યોઁ **ખગ** ચંચુ સમુદ્રસો ભરેં, તાહી બિધિ જાંન. ૧૦૯
હરિ ગુરુ હરિજન એક ત્રય, જ્યોઁ ગંગત્રય ધાર;
ભોગવતી ભાગીરથી મંદાકિની બિચ્યાર. ૧૧૦

---

ભૃત્ય=સેવક. દારૂ=લાકડું. અસિ=તલવાર. ખગ=પક્ષી.

મંગલરૂપ **નિધાન** યહ, આદિ મધ્ય લૌં અંત;
**નામાંકિત** હરિદાસ હરિ, પ્રતિપદ દીજેઁ **ચંત**. ૧૧૧
નામ ધર્યો યહ ગ્રંથકોં, **શ્રીહરિદાસમનિમાલ;**
મહાપતિત પાવન બને, કરત પાઠ **તતકાલ**. ૧૧૨
**અનાયાસ** ભક્તિ મીલેં, પ્રેમસહિત ઘનશ્યામ;
સકલ મનોરથ સિદ્ધ હોય, પાવેં વૈકુંઠ ધામ ૧૧૩
સદાકાલ શ્રદ્ધાસહિત, યહ ચરિત્ર જો ગાય;
કટે પાપ સંતાપ સબ, પરમાનંદ સુખ પાય. ૧૧૪
સંત રત્ન **સ્રગ** ચારુ, શ્રીકૃષ્ણ કંઠ પહેરાય;
મગ્ન કૃતાર્થ કવિ ભયો, નિશદિન એહી યશ ગાય. ૧૧૫
ધરી સંખ્યા યહ ગ્રંથકે, દુહા શત એક બીસ;
પઢેં સૂનેં શીખે સદા, તાહી મીલે જગદીશ. ૧૧૬
પુનિત પુલિન શ્રીનર્મદા, નિકટ ચંડીપુર સદ્મ;
શ્રીજલશાઇજુ જગપતિ, તા છાંહિ જુગલ પદ પદ્મ. ૧૧૭

---

નિધાન=ભંડાર. નામાંકિત=પ્રખ્યાત. ચંત=ચિત્ત.

૧૧૨ તતકાલ=તુરત.

અનાયાસ=વગર પ્રયત્ને, અચાનક.

૧૧૫ સ્રગ=માળા. ચારુ=સુંદર

૧૧૫ "પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઇ કહે છે કે આ સંતો રૂપી રત્નોની સુંદરમાળાને શ્રીકૃષ્ણચંદ્રના કંઠમાં પહેરાવી હું કૃતાર્થ થયો છું. રાત દિવસ એજ યશ ગાઉં છું."

સદ્મ=ઘર.

દ્વિજનાગર સાઠોદરા, **દયારામ અભિધાન;**
કાહાવે વૈષ્ણુવ બલ્લભ, કીયો સંત ગુનગાન ૧૧૮

ભેદ છંદ ગુન બરનકે, લહું ન હોં રતિ માંન;
ક્ષમા કરો સબ દોષ, હરિ દેહોં અભય પદ દાન ૧૧૯

યહ માગું પ્રભુ આપપેં, રહોં પ્યારે પ્રિય સંગ;
બાંચ્છે બલ્લભદાસ હરિ, પ્રેમ સુભક્તિ અભંગ. ૧૨૦

ઇતિ શ્રીકૃષ્ણજન શ્રીવલ્લભદાસાનુદાસ કવિશિરોમણિ રસિક ભક્ત
**શ્રીદયારામભાઇ** કૃત "શ્રીહરિદાસમણિમાલા" સંપૂર્ણ.

# શ્રીકૃષ્ણનામચિંતામણિમાલા.

ચાલઃ-"અભંગ."

શ્રીકૃષ્ણ શ્રીગુરુ વલ્લભ વિઠ્ઠલ અત્યંત નિર્મલ નામ જ્યાચે. ૧
પતિતપાવન અધમોદ્ધરણ પાપતાપહરણ સુખ સિન્ધુ; ૨
વૃંદાવન **વિધુ** વ્રજપતિ વિષ્ણુ અપાર સહિષ્ણુ દાસ દોષ; ૩
યશોદાનંદન ગોવર્ધનધર **રાધિકાચે વર** દયાનાથ. ૪
ગોપીજનવલ્લભ **બલરામાનુજ નંદાત્મજ** વ્રજપ્રાણનાથ; ૧
**યમુનાચે પતિ** નિકુંજવિહારી પરમાનંદકારી રૂપ જ્યાચે; ૨
ત્રિભંગ લલિત ત્રિલોકસુંદર નાથ નટવર પરબ્રહ્મ; ૩
નવનીતપ્રિય ગોકુલનાયક અભયદાયક દયા દાસ. ૪
રામકૃષ્ણ હરિ મુકુન્દ મોરારિ ગોવિન્દ ગિરધારી ગોપીનાથ; ૧
કેશવ માધવ મનમોહન વિભુ જનાર્દન દીનબન્ધુ; ૨
અનાથાચા નાથ શરણાગતવત્સલ અકળિતબલ કૃપાસિન્ધુ; ૩
સદાનન્દરૂપ ભવભીતિહરણ રાધિકારમણ દયા સ્વામી. ૪
કમળાનાયક **કમળદલલોચન કલેશવિમોચન** કૃપાસિન્ધુ; ૧
**દાસ દુઃખ હરણ** દેવકીનંદન **દુષ્ટનિકંદન** દીનબન્ધુ; ૨

---

જ્યાચે=જેમનું. વિધુ=ચંદ્ર. રાધિકેચા વર=રાધાજીના સ્વામી.

બલરામાનુજ=બલરામજીના નાના ભાઇ, નંદાત્મજ=નંદજીના પુત્ર. યમુનેચાપતિ=શ્રીયમુનાજીના પતિ.

કલેશવિમોચન=કલેશમાંથી મુક્ત કરનાર, દાસ દુઃખહરણ=દાસના દુઃખો હરનાર. દુષ્ટનિકંદન=દુષ્ટોનો નાશ કરનાર.

ત્રિલોક સુંદર તુલસીવલ્લભ અજિત દુર્લભ ભક્તિ વિણ; ૩
સંકટ છેદક આધિ વ્યાધિહરણ અશરણ શરણ દયાનાથ;૪
શ્રીનવનીતપ્રિય મથુરાનાયક નિર્ભયદાયક વિઠ્ઠલેશ; ૧
શ્રીદ્વારિકાધીશ ગોકુલપતિ ગોકુલઉડુપતિ શ્રીસહિત ૨
મદનમોહન બાલકૃષ્ણ પ્રભુ નટવર વિભુ દયા સ્વામી. ૩

ઇતિશ્રી કૃષ્ણજન શ્રીવલ્લભદાસાનુદાસ કવિવર શ્રીદયારામભાઇ કૃત
"શ્રીકૃષ્ણનામચિંતામણિમાલા" સમાપ્ત.

---

દુર્લભ ભક્તિવિણ=ભક્તિ વગર ન મળે તેવા. સંકટ છેદક=સંકટોનો નાશ કરનાર. આધિવ્યાધિહરણ=ઉપાધિ ને રોગને હરનાર. અશરણશરણ=જેને કોઇનું શરણ નથી તેનું શરણ.

ગોકુલઉડુપતિ શ્રીસહિત=ગોકુલચંદ્રમાજી સ્વામિનીજી સાથે.

ઉડુપતિ=ચંદ્ર.

પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઇ કૃત

## શ્રીકૃષ્ણનામામૃતધારાગ્રંથ અનેક ગ્રંથસાર સમુચ્ચય કૃત

# ભગવત્ નામના શ્લોક.

શ્રીમદ્વલ્લભવિઠ્ઠલા વ્રજપતે બંસીધરા (વંસીધરા) શ્રીધરા,
શ્રીકૃષ્ણા પુરુષોત્તમા પરિવૃઢા પીતાંબરા શ્રીકરા;
ગોપીશા ગુણસાગરા ગુણપરા ગોપાળચૂડામણે,
રાસેશા રસિકેશ્વરા રસનિધે રાધાપતે પાહિ મામ. ૧
શ્રીગોપીજનવલ્લભા **ગિરિધરા** નંદાત્મજા નાગરા,
શ્રીકાંતા નરકાંતકા નટવરા નારાયણા નૃહરે;
પરમાત્મન્ પરમેશ્વરા ભયહરા ભક્તિપ્રિયા ભૂધરા,
પૂર્ણાનંદપરાત્પરા મધુરિપો ગોપીપતે પાહિ મામ. ૨
શ્રીરામ પુરુષોત્તમ નરહરે નારાયણા કેશવા;
ગોવિન્દા ગરુડધ્વજા વૈકુંઠાધિપતે
ચરાચરપતે લક્ષ્મીપતે પાહિ મામ. ૩
હે ગોપાળક, હે કૃપાનલનિધે, **હે સિન્ધુકન્યાપતે,**
હે **કંસાતક**, હે ગજેન્દ્ર કરુણા પારીણ, હે માધવ,
હે રામાનુજ, હે જગત્રયગુરો, હે પુંડરીકાક્ષ મામ,
હે ગોપીજનનાથ પાલય પરંજાનામિ ન ત્વાં વિના. ૪
શ્રીનારાયણ પુંડરીકનયનં શ્રીરામ સીતાપતે,
ગોવિન્દ અચ્યુત નંદનંદન મુકુન્દાનંદ દામોદરે;

---

સિન્ધુકન્યાપતે=લક્ષ્મીપતે. કંસાતક=કંસના કાલ.

વિષ્ણો રાઘવ વાસુદેવ નૃહરે દેવેન્દ્ર ચૂડામણે,
**સંસારાર્ણવ કર્ણધારક,** હરે શ્રીકૃષ્ણ તુભ્યં નમઃ ૫
શ્રીકાન્ત કૃષ્ણ કરુણામય કંજનાભ,
કૈવલ્યવલ્લભ મુકુન્દ મુરાંતકેતિ;
**નામાવલિ વિમલ** મૌક્તિક હાર લક્ષ્મી,
લાવણ્યવંચનકરી કરવાણિ કંઠમ્. ૬

શ્રીરામેઽતિ, શ્રીજનાર્દનેઽતિ, જગતાં નાથેઽતિ નારાયણે–
ત્યાનંદેઽતિ, દયાપરેઽતિ, કમળાકાન્તેઽતિ કૃષ્ણેઽતિ;
શ્રીમન્નામમહામૃતાબ્ધિલહરીકલ્લોલ મગ્નં મુહુર્મુહ્યંતં ગલદશ્રુ
નેત્રમવશં માન્નાથ નિત્ય કુરુ. ૭
શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ ગોવિન્દ કૃષ્ણ, ગોવિન્દ ગોવિન્દ ગોપાળ
કૃષ્ણ, રાધાપ્રિયે રામસહોદર, શ્રીગોધૂલિધૂસરિત
શ્રીકૃષ્ણ ગોપાળ હરિ મુકુન્દ, ગોવિન્દ હે !, નંદકિશોર કૃષ્ણ,
હા !, શ્રીયશોદાતનય પ્રસિદ્ધ **શ્રીવલ્લવી જીવન,** રાધિકેશ. ૯
શ્રીકૃષ્ણં મુરલીધરં ગિરિધરં પૃથ્વીધરં શ્રીધરં,
કૃષ્ણદ્વૈતકિરીટ કુંડલધરં, પીતાંબરં સુન્દરં;
આલોલાંગુલિપલ્લવૈર્મુરલિકામાપૂરયન્તં મુદા,
મૂલે કલ્પતરોઃ ત્રિભંગલલિતં ધ્યાયેત્ જગન્મોહનમ્. ૧૦

---

સંસારાર્ણવ કર્ણધારક=સંસાર રૂપી સમુદ્રના સુકાની.
કંજ=કમળ. વિમલ=સ્વચ્છ, સફેદ. મુરાંતક=મુર દૈત્યના કાળ.
વલ્લવી=ગોપીજનો. શ્રીવલ્લવીજીવન=ગોપીજનોના જીવન.

ગોવિન્દ કેશવ જનાર્દન વાસુદેવ, વિશ્વેશ વિશ્વ મધુસૂદન વિશ્વરૂપ,
શ્રીપદ્મનાભ પુરુષોત્તમ પુષ્કરાક્ષ,
નારાયણાચ્યુત નૃસિંહ નમો નમસ્તે. ૧૧

શ્રીરામનારાયણ વાસુદેવ, ગોવિન્દ વૈકુંઠ મુકુન્દ કૃષ્ણ,
શ્રીકેશવઅનંતનૃસિંહ વિષ્ણો, માં પાહિ સંસાર ભુજંગ દષ્ટમ. ૧૨

અચિંત્યમવ્યક્તમનંતમવ્યયમ, વિભું પ્રભું ભાવિન વિશ્વભાવનમ,
ત્રૈલોક વિસ્તાર વિચારકારકમ, હરિં પ્રપન્નોઽસ્મિ ગતિં મહાત્મનઃ ૧૩

ગોવિંદ ગોવિંદ હરે મુરારેતિ. ૧૪
શ્રીમદ્ ગોવર્ધનેશેતિ. ૧૫
નમો નમઃ કારણ વામનાયેતિ. ૧૬
રામનારાયણ અનન્તેતિ. ૧૭
કેશવ કલેશનાશાયેતિ. ૧૮
અચ્યુત અનન્ત ગોવિન્દેઽતિ. ૧૯
શ્રીગિરિધર ગોવિન્દેઽતિ. ૨૦
જયતિ ભવધિગતેઽતિ. ૨૧
જય જય મહારાજેઽતિ. ૨૨
શ્રીશેષેઽતિ. ૨૩
અચ્યુત કેશવેઽતિ. ૨૪
વેદાનુદ્ધર ઇત્યાદિ.

શ્રી યજ્ઞ કપિલો કુમાર દત્તો મુનિર્મોહિનિ,
હંસો વ્યાસ પૃથુ ધ્રુવો હયભિષક દેવર્ષિ નારાયણ,

મત્સ્ય કૂર્મ વરાહ કો નરહરે ખર્વશ્ચિ રામાભિધ બુધઃ,
કલકિરિમે સ્મૃતાહિ સુખદા શ્રીવાસુદેવાંશજા. ૨૬
હે !, દેવ, હે !, દૈત્યાદિ. ૨૭
શ્રીમન્નૃસિંહાદિ. ૨૮
શ્રીવલ્લભેશ ગુરુદેવ શ્રીવિઠ્ઠલેશ,
શ્રીકૃષ્ણ ગોપીજન વલ્લભ ગોકુલેશ,
ગોપાલ બાળ વ્રજભૂષણ રાધિકેશ,
ગોવર્ધનોદ્ધરણ ધીર નમો નમસ્તે. ૨૯
શ્રીવરદરાજ વ્રજરાજ વ્રજેન્દ્રનાથ, શ્રીરાધિકારમણ રાસવિહારકારી;
આનન્દકંદ પરમાનન્દ દુઃખહારી, વૃન્દાવનેન્દુ યમુનેશ નમો નમસ્તે. ૩૦
રાધિકારમણ રાસવિહારી, ગોપિકાપતિ પ્રભો ગિરિધારી;
ગોકુલેશવિભુ કેશવ કૃષ્ણ, શ્રીહરે શમય ક્લેશ અશેષમ્. ૩૧
અચ્યુત અચ્યુત હરે પરમાત્મને, કૃષ્ણ રામ પુરુષોત્તમ વિષ્ણો;
વાસુદેવ ભગવન્અનિરુદ્ધ, શ્રીપતે શમય દુઃખમશેષમ્. ૩૨

## છપ્પે.

શ્રીકૃષ્ણ રામ હરિ શિવપતિ ધ્રુવ વિશ્વનાથ પ્રભુ,
સૂર શૌરિ દૃઢ જ્યેષ્ટ શ્રેષ્ઠ શુચિ વિષ્ણુ જીષ્ણુ વિભુ;
સર્વશર્વ પૃથુ મત્સ્ય કૂર્મ બુધ વ્યાસ દેવવર;
શ્રીશ શાંત ભવ સ્વામી શુદ્ધ અજ યજ્ઞ બ્રહ્મ પર;
કવિ દૈત્ય દક્ષ ગુરુ શામ અલ સત્ય શ્રેય શશી સૂર જય,
રસ હંસ બીજ પ્રિય સાક્ષી શુભ **દયા** ઈશ આનન્દમય. ૩૩
(ક). શ્રીગુરુ શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ શ્રીકૃષ્ણચન્દ્રાદિ. ૩૯

શ્રીનવનીત પ્રિય અચ્યુત કેશવ માધવ મોહન અક્ષરધામી,
શ્રીપરબ્રહ્મ હરિગુણસાગર શ્રીશ સનાતન અંતર્યામી;
શ્રીમદ્રામ રમાપતિ રાઘવ રાજીવલોચન ઇશ અકામી,
નંદકુમાર નરોત્તમ નૃહરિ બાલમુકુન્દ બલાનુજ સ્વામી. ૪૦
મીન કુમઠાદિ. ૪૧

છપે.

શ્રીકૃષ્ણ રામ શ્રીવલ્લભ વિઠ્ઠલ વનમાળી,
માધવ મુરારિ મધુસૂદન હરિ મર્દન કાલી;
ગરુડધ્વજ ગોવિન્દ ગોપીજનવલ્લભ ગિરિધર,
પુરુષોત્તમ પ્રભુ નારાયણ કેશવ કરુણાકર;
શ્રીજી ગોપાલ વ્રજેશ જય વાસુદેવ વિભુ કરી રટણ,
પરમેશ્વર પરમાનન્દ જય દયાનાથ રાધારમણ. ૪૨

કવિત્ત.

શ્રીગુરુ શ્રીકૃષ્ણ રામ નારાયણ વાસુદેવ,
ગોપીજનવલ્લભ ગિરિધારી ગોપાલ હો;
કેશવ માધવ શ્રીગોવિન્દ હરિ દામોદર,
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ શ્રીજી નંદલાલ હો;
જગન્નાથ પદ્મનાભ હૃષીકેશ રાધાવર,
યમુનેશ રુકમણીશ મુરારિ કૃપાલ હો;
વિષ્ણુ પુંડરીકાક્ષ શ્રીધર અચ્યુત અનન્ત,
શ્રીમહાપ્રભુ મુકુન્દ દયાપેં દયાલ હો. ૪૩

શ્લોક.

શાન્તાકારં ભુજંગ શયનાદ્દિ, મેઘશ્યામં પીતકૌશેયવાસાદ્દિ,
નમો નમઃ કારણવામનાયાદ્દિ.

શ્રીરામ રામ રઘુનંદન રામ રામ,
શ્રીરામ રામ ભરતાગ્રજ રામ રામ;
શ્રીરામ રામ રણકર્કશ રામ રામ,
શ્રીરામ રામ શરણં ભવ રામ રામ રામ. ૪૪

શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ યદુનંદન કૃષ્ણ કૃષ્ણ,
શ્રીકૃષ્ણ કૃષ્ણ જગમોહન કૃષ્ણ કૃષ્ણ,
શ્રીકૃષ્ણ કૃષ્ણ વ્રજજીવન કૃષ્ણ કૃષ્ણ,
શ્રીકૃષ્ણ કૃષ્ણ શરણં ભવ કૃષ્ણ કૃષ્ણ .૪૫

હે ! દેવ, હે ! દૈત્ય, હે ! ભુવનૈકબંધો, હે ! કૃષ્ણ, હે ! ચપળ,
હે ! કરુણૈકસિન્ધો; હે ! નાથ, હે ! રમણ, હે ! નયનાભિરામ;
હા ! હા ! કદાનુભવિતાસિ પદં દશો મે ! ૪૬

શ્યામસુંદર શિખંડિશેખર, શ્રીનિવાસિ મુરલીમનોહર;
રાધિકારસિક માં કૃપાનિધે, ત્વત્પ્રિયાચરણકિંકરં કુરુ. ૪૭

કૃષ્ણ કૃષ્ણ કરુણામય કૃષ્ણ, કૃષ્ણ મિત્ર યદુભૂષણ કૃષ્ણ કૃષ્ણ
દીનાનાથ યદુનાથ રવિનાથ, કિંકરીં કમલલોચન રક્ષ. ૪૮

શ્રીગોવર્ધનનાથપાદયુગલં, હૈયઙ્ગવીનપ્રિયં;
નિત્યં શ્રીમથુરાધિપં સુખકરં શ્રીવિઠ્ઠલેશં મુદા;
શ્રીમદ્દ્વારવતીશગોકુલપતી શ્રીગોકુલેન્દું વિભું,
શ્રીમન્મન્મથમોહનં નટવરં શ્રીબાલકૃષ્ણં ભજેત. ૪૯

રામનારાયણ અનન્ત મુકુન્દ મધુસૂદન,
કૃષ્ણ કેશવ કંસારિ હરિ વૈકુંઠ વામન. ૫૦

## કૃષ્ણમાલિકા.

શ્રીગુરુ શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ શ્રીકૃષ્ણચન્દ્ર કમલનયન કેશવ દામોદર શ્રીહરિ માધવ મુરારિ પુરુષોત્તમ ગિરિધર અચ્યુત અનન્ત ગોવિન્દ પ્રભુ ગોપાળ વિભુ પુંડરીકાક્ષ હૃષીકેશ કેશવ શ્રીધર શ્રીગોપીજનવલ્લભ શ્રીરાધિકારમણ રુક્મણીપતિ શ્રીમહાલક્ષ્મીપ્રાણનાથ ભગવન્ત કૃપાકર પરમેશ્વર શ્રીજગન્નાથ જગદીશ શ્રીશ શ્રીરામચન્દ્ર બલરામાનુજ શ્રીપદ્મનાભ વાસુદેવ દેવકીનંદન શ્રીધર જનાર્દન ભક્તાધીન મધુસૂદન મુકુન્દ ગરુડધ્વજ શ્રીદ્વારિકાધીશ શ્રીમથુરેશ મનોહર તુલસીવલ્લભ યમુનાવર વરદરાજ વ્રજજીવન વૃન્દાવનચંદ્ર ચતુરવર રસિકરાય શ્રીકુંજવિહારિ (નિકુંજવિહારિ) શ્રીગોકુલેશ નંદકુમાર યશોદાનન્દન **શ્રીચન્દ્રાવલી વદન ચન્દ્રમા ચકોર** શ્રીનવનીત પ્રિય નટવર બાલકૃષ્ણ ગોકુલેન્દુ શ્રીમદનમોહન યદુવર ઘનશ્યામ શ્રીનટવર નાગર સદ્‌ગુણસાગર ત્રિભંગલલિત મનોહર છબિ નિધિ ત્રિલોકસુંદર રૂપરાશિ રાધાવર શ્રીમદ્‌કૃષ્ણચન્દ્ર તવ દાસોऽહં દયાનાથ તવ દાસોऽહમ્. ૧

શ્રીચન્દ્રાવલી વદન ચન્દ્રમા ચકોર=શ્રી ચંદ્રાવલીજીના મુખરૂપી ચંદ્રમાના ચકોર.

ઇતિ શ્રીકૃષ્ણનામમાલિકા સમાપ્તા.

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે,
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે. ૫૧
શ્રીકૃષ્ણ ગોપાલ મુકુન્દ રામ, રાધેશ ગોપીશ હરે મુરારે,
વિષ્ણુ પરબ્રહ્મ શ્રીવલ્લભેશ, ગોવિન્દ દામોદર માધવેતિ. ૫૨

શ્રીમદ્ ગિરિધર પ્રભુ ગોવિન્દરાય,
શ્રીબાલકૃષ્ણ ગોકુલપતિ રાઘવેન્દ્ર;
શ્રીમદ્ યદુપતિ વિભુ ઘનશ્યામલાલ,
એતાનહં પૂર્ણકૃષ્ણરૂપાન્ નમામિ. ૫૩

શ્રીગુરુદેવ શ્રીવલ્લભાચાર્ય શ્રીવિઠ્ઠલાધીશ કૃષ્ણ ગોપીશ હે;
રામનારાયણ અનન્ત ગોપાલ કેશવાનન્દ ગોવિન્દ શ્રીજી હરે. ૫૪

હરિ હરિ હરિ હરેશ રામકૃષ્ણ વ્રજવલ્લભ વલ્લભેશ વિઠ્ઠલેશ;
ગિરિવરધર વ્રજેન્દ્ર રાધિકેશ,
**લલિતાદિક લલનેશ** પ્રીતિર્મેઽસ્તુ. ૫૫

હરિ ગિરિવરધારી, નાથ રાધા મુરારિ,
નિજજન સુખકારી, પાપસંતાપહારી;
અખિલ અંતર્યામી, પરમ પુનિત નામી,
સતત અક્ષરધામી, ગોકુલાનંદ સ્વામી. ૫૬

અહં વન્દે શ્રીમદાદિ. ૫૭

## "અથ શ્રીકૃષ્ણનામ ચિંતામણિધ્વનિ"

### ચાલ પ્રબંધઃ

શ્રીગુરુદેવ, શ્રીમદ્‌વલ્લભર, વાગધીશ, મહાપ્રભુ, પુરુષોત્તમ, શ્રીગોસ્વામી, વિઠ્ઠલેશ, શ્રીકૃષ્ણચન્દ્ર, ગોપીજનવલ્લભ, વ્રજેન્દ્ર, વ્રજજીવન, વૃંદાવનચંદ્ર, રસિકવર, શ્રીગોવર્ધન-ધરણધીર, બલભદ્રવીર, કંદર્પકોટિલાવણ્ય, કલાનિધિ, પૂર્ણ બ્રહ્મ, પૂર્ણાનન્દ, પરમાનન્દકંદ, હરિ, લલિત ત્રિભંગી, છેલછબીલી નિધિ નટવરનાગર, સદ્‌ગુણસાગર, સરસ, સનાતન,

---

૫૫ લલિતાદિક લલનેશ=લલિતાજી વગેરે શ્રીગોપીજનોના પતિ.

સદાનન્દ, સચ્ચિદાનન્દ, આનન્દઘન, અનુપમ, અનન્તકોટિ બ્રહ્માંડભૂપ, રસરૂપ, રાધિકારમણ, રાસરસમગ્ન, મનોહર, મદનમાનમર્દન, વર ત્રિલોકસુન્દર, હરિ, ઇશ્વર, ભગવાન્, ભક્તવત્સલ, સર્વેશ્વર, કેશવ, કમલનયન, કમલાવર, યમુના પ્રાણપ્રેષ્ઠ, લલિતાદિક લલના પ્રાણ જીવનધન, ચન્દ્રાવલી મુખ ચારુચંદ્રમા ચકોર, વ્રજભૂષણ, વનમાલી, મર્દનકાલી, નંદ-કિશોર, યશોદાનંદન, મુરલીધર, હૃષીકેશ, રામપ્રિય, દેવકી-નંદન, વસુદેવાત્મજ, વાસુદેવ, વરદરાજ, અચ્યુત, નારાયણ, પ્રભુ, અનન્ત, ગોવિન્દ, ગદાધર, ગરુડધ્વજ, ગોપાળ, ગોકુલાનન્દ, ગોપિકાપ્રાણનાથ, પુંડરીકાક્ષ, માધવ, દામોદર, પદ્મનાભ. મધુસૂદન, મુરારિ, મુકુન્દ, શ્રીજી પીતાંબર, વૈકુંઠ બંસીધર, વિશ્વંભર, વૈકુંઠનાથ, જગદીશ જનાર્દન, જગન્નાથ, શ્રીપતિ, સર્વોત્તમ, વિષ્ણુ, ત્રિગુણપર, તુલસી-વલ્લભ, બાલકૃષ્ણ, ધરણીધર, ધર્મધુરંધર, ધર્મી, દીનાનાથ, શરણાગતવત્સલ, પતિતપાવન, અધમોદ્ધરણ, દીનબન્ધુ, સ્મૃતિ માત્ર સકલ સંતાપ હરણ, અવતારી, આનન્દરૂપ, શ્રીરામચન્દ્ર, શ્રીઘનશ્યામ, સુન્દર, નવનીતપ્રિય, મથુરાધિપ, વિઠ્ઠલાધીશ, શ્રીદ્વારિકેશ, ગોકુલેશ, ગોકુલચન્દ્ર, મદનમોહન, નાથ, હરિ, અનાથ બન્ધુ, કરુણાસિન્ધુ, અતિગંભીર, ઉદાર, અકલ, અજ, અપાર, અંતર્યામી, પ્રાણપતિ, પ્રભુ, પુષ્ટિ પથેશ્વર, શ્રીકૃષ્ણચન્દ્ર તવ દાસોઽહં, પાહિ પાહિ પ્રભુ નમો નમો, જય દયાનાથ ત્વં જય જય જય જય.

"ઇતિ શ્રીકૃષ્ણચિન્તામણિધ્વનિ સંપૂર્ણ."

અચ્યુતં, કેશવં, વિષ્ણું, હરિં, સત્યં જનાર્દનં;
હંસં, નારાયણં, ચૈવ, એતત્ નામાષ્ટકં શુભમ્. ૫૯
વિષ્ણું નારાયણં કૃષ્ણં માધવં મધુસૂદનં,
હરિં નરહરિં, રામં ગોવિન્દં દધિવામનમ્. ૬૦
યજ્ઞેશાચ્યુત ગોવિન્દ માધવાનંત કેશવ,
કૃષ્ણ વિષ્ણો હૃષીકેશ વાસુદેવ નમોસ્તુ તે. ૬૧
નમઃ કૃષ્ણાય વાસુદેવાય બ્રહ્મણે અનન્તમૂર્તયે;
યોગીશ્વરાય યોગાય ત્વં અહં શરણં ગતઃ ૬૨
કૃષ્ણાય વાસુદેવાય દેવકીનંદનાય ચ;
નંદગોપકુમારાય ગોવિન્દાય નમોનમઃ ૬૩
નમઃ પરમકલ્યાણ નમસ્તે વિશ્વભાવન,
વાસુદેવાય શાંતાય, યદૂનાં પતયે નમઃ ૬૪
નમો બ્રહ્મણ્યદેવાય, ગોબ્રાહ્મણહિતાય ચ;
જગદ્ધિતાય કૃષ્ણાય, ગોવિન્દાય નમોનમઃ ૬૫
કૃષ્ણાય વાસુદેવાય હરયે પરમાત્મને;
પ્રણતક્લેશનાશાય ગોવિન્દાય નમોનમઃ ૬૬
રામનારાયણાદિ, નારાયણેતિ, **નરકાર્ણવતારણેતિ**;
દામોદરેતિ, **મધુહેતિ**, ચતુર્ભુજેતિ, વિશ્વંભરેતિ,
વિરથેતિ, જનાર્દનેતિ, ક્વાસ્તીહ જન્મ જપતાં ચકતાંતમીતિ. ૬૭

૬૭ નરકાર્ણવતારણેતિ=નરકરૂપી સમુદ્રમાંથી તારનાર.
મધુહેતિ=મધુ નામના દૈત્યોને મારનાર.

## શ્રીકૃષ્ણનામાનન્દધ્વનિ.

નામધ્વનિ—જયશ્રીગુરુ ગોપીજનવલ્લભ, શ્રીવલ્લભવર, શ્રીવિઠ્ઠલેશ, શ્રીકૃષ્ણચન્દ્ર, હરિ, પતિતપાવન, અધમોદ્ધરણ, અશરણશરણ, અનાથબન્ધુ, પ્રભુ, **આર્તત્રાતા**[1], દીનાનાથ, **દયાર્ણવ**[2], અગતિગતિકર, દુષ્ટદયાલ, દયાવર, [3]**પ્રણતપાલ** જગદીશ, વિશ્વંભર, અંતર્યામી, અનાથનાથ, વિભુસર્વેશ્વર, સર્વાત્મા, સ્વતંત્ર, કરુણાસાગર, સહજકૃપાકર, નિસ્સાધન-જનકૃતોદ્ધાર, નિજજનાધાર, દીનજનવત્સલ, [4]સ્મૃતિમાત્ર-સકલ સંતાપ પાપ દુઃખ કલેશ રોગ રિપુ ભવ ભય ભંજક, [5]નિજજનરંજક, શ્રીશ, સહિષ્ણુ, અતિગંભીર, [6]ઉદાર ઉદધિ, સર્વજ્ઞ–શિરોમણિ, સ્વજનદ્વેષિદાહક, દામોદર, વિવિધાપરાધ અક્ષમ ક્ષમાકર, ભક્તાધીન, ભક્તવત્સલ,

---

૧ આર્તત્રાતા=પીડિતની પીડાનો નાશ કરનાર.

૨ દયાર્ણવ=દયાના સમુદ્ર.

૩ પ્રણતપાલ=શરણે આવેલાનું પાલન કરનાર.

૪ નિજજનરંજક=નિજજનનું મન રંજન કરનાર.

૫ સ્મૃતિ માત્ર સકલ સંતાપ પાપ દુઃખ કલેશ રોગ રિપુ ભવ ભય ભંજક=સ્મરણ કરવા માત્રથી બધા સંતાપ પાપ દુઃખ કલેશ રોગના દુશ્મન ને સંસારના ભયનો નાશ કરનાર.

૬ ઉદાર ઉદધિ=ઉદારતાના સાગર.

૭ વિવિધાપરાધ અક્ષમ ક્ષમાકર=ન ક્ષમા કરવા જેવા અનેક પ્રકારના અપરાધોની ક્ષમા આપનાર.

ભગવન્ત, સન્ત પ્રિય, સંકટ છેદક, કુમતિવિદારક, સુબુદ્ધિદાયક, [10]કર્મ કાલ ગ્રહ મન સ્વભાવ મહા કાલ અવિદ્યા કામ ક્રોધ મદ લોભ મોહ માત્સર્યાદિકાત વિજય-દાય જન ત્રાસ નિવારક, [11]સ્વજનદ્વેષિદાહક, જગનાયક, સત્ય સંકલ્પ, સુદૃઢ વરદવર, અમોઘ દર્શસ્પર્શ વચનવ્રતસ્વ, આનન્દમય, પરમ દયાળુ, નિજાનન્દદાયક, ઇશ્વર, નિજજન સર્વસ્વ, સકલ સદ્‌ગુણનિધિ, હરિ નારાયણ, દુરિત નિવારણ, પરમાનન્દ, પૂર્ણ પુરુષોત્તમ, ભક્તજન પ્રિય, [12]પંકજ લોચન, કૃષ્ણચન્દ્ર તવ દાસોઽહં દાસોઽહમ્. ૧

" ઇતિ શ્રીકૃષ્ણનામાનંદ ધ્વનિ. "

હરિ રામ કૃષ્ણ નારાયણ વાસુદેવ, ગોવિન્દ ગોપીજનવલ્લભ ગોકુલેશઃ
રાધાપતિ રસિક રાસવિહારકારી, ગોવર્ધનધરણધીર નમો નમસ્તે.

" ઇતિ શ્રીકૃષ્ણનામામૃતધારા ગ્રંથ અનેક ગ્રંથ સાર
સમુચ્ચય કૃત સમાપ્તોઽયમ્. "

---

૮ કુમતિવિદારક=ખરાબ બુદ્ધિનો નાશ કરનાર.

૯ સુબુદ્ધિદાયક=સારી બુદ્ધિ આપનાર.

૧૦ કર્મ, કાલ, ગ્રહ, મન, સ્વભાવ, મહાકાલ, માયા, કામ, ક્રોધ, મદ, લોભ, મોહ, માત્સર્ય વગેરે વિજયી થઇને જનને ત્રાસ આપનારનો નાશ કરનાર.

૧૧ સ્વજનદ્વેષિદાહક=પોતાના જનના દ્વેષ કરનારનો નાશ કરનાર.

૧૨ પંકજ=કમળ.

# અષ્ટોત્તર શતકૃષ્ણનામમાળા.

## રાગ નર્મદાષ્ટકનો.

નમો નમો મહાપ્રભુ ગુરુ **કૃપાનિધિ** સદા,
અનાથનાથ દીનબંધુ **હારી પાપ આપદા;**
**પ્રપન્ન પારિજાત** માત તાત ભ્રાત શ્રીપ્રભુ,
**અતિ પતિત પૂતકારી શ્રેયદા** મહાવિભુ. ૧
વ્રજાધિપત્ય અત્યવામ **સત્યવાચી** શ્રીપતિ,
**મદનમાનહારી** શ્રીત્રિલોક **સુંદરાકૃતિ;**
**પ્રસન્ન વક્ત્ર** નેત્ર ભવ્ય રમ્ય **રાધિકાધવં**,
સુગોપિકાપતિ પ્રિયે **સુખાલયં** સદાનવં. ૨
રસિકરાય રૂપરાશિ રાસલીલયા રતિ,
અખંડ ઊર્ધ્વરેત નિત્ય માપતિ મહામતિ;
**યદુકુલેન્દુ ગોપવંશ ભાનુ** ભક્તવત્સલં,
દયાસમુદ્ર દીનબંધુ **દક્ષ** સુબલં અલં. ૩

---

૧ કૃપાનિધિ=કૃપાના સમુદ્ર, હારી પાપ આપદા=પાપ તથા સંકટનો નાશ કરનાર. પ્રપન્ન પારિજાત=શરણે આવેલાને પારિજાત વૃક્ષ જેવા. પતિત=પાપી. પૂત=પવિત્ર. પતિત પૂતકારી=પાપીને પવિત્ર કરનાર. શ્રેયદા=શ્રેય કરનાર.

૨ સત્યવાચી=સાચુ બોલનાર, મદનમાનહારી=કામદેવના માનનો નાશ કરનાર. સુંદરાકૃતિ=સુંદર સ્વરૂપ. પ્રસન્ન વક્ત્ર=હસતું મુખડુ. રાધિકાધવં=રાધાજીના પતિ. રાધાજીના આધાર. સુખાલયં=સુખનું સ્થાન.

૩ યદુકુલેન્દુ=યદુકુલના ચંદ્ર. ગોપવંશભાનુ=ગોપવંશના સૂર્ય. દક્ષ=ચતુર.

મધુપુરી પુરેન્દ્ર ગોકુલેન્દ્ર ગોપનાયકં,
શ્રીદ્વારિકાધિપત્ય સત્યરૂપ **ભદ્રદાયકં**;
**યશોદાનંદનંદનં બલાનુજં કૃપાકરં**,
શ્રીકૃષ્ણ રામ વાસુદેવ **દેવકીસુતં વરં**. ૪
રમેશ રુક્‌માણીશ ઇશ શ્રીશ શેષ વલ્લભં,
અનંત કોટિ બ્રહ્મ આદિ વિશ્વદેવદુર્લભં;
પુરાણ પુરુષ પદ્મનાભ પ્રાણનાથ પ્રેમદા,
**અનુપભા** અનાદિ રૂપ ધારી આદિ સુગદા. ૫
ત્રિગુણ પુરુષ વ્યૂહ **કાળ**માયા બ્રહ્મકારણં,
**સુદુષ્ટ ભ્રષ્ટ કષ્ટદા સુદાસત્રાસવારણં**:
**અકુંઠજ્ઞાન અંતરજ્ઞ** માધવં મનોહરં,
અમોઘઓઘ વિઠ્ઠલેશ કેશવં ગિરિધરં. ૬
ગરુડગામી ગોપીનાથ ચક્રપાણિ શ્રીહરિ,
મુકુંદ **મેઘવર્ણ** સર્વગર્વગંજનં અરિ;

---

૪ ભદ્રદાયકં=કલ્યાણ કરનાર. યશોદાનંદનંદનં=યશોદા ને નંદજીના પુત્ર. બલાનુજં=બલરામના નાના ભાઇ. કૃપાકરં=કૃપાની ખાણ. દેવકીસુતં=દેવકીજીના પુત્ર. વરં=શ્રેષ્ઠ.

૫ અનુપભા=અજોડ તેજવાળા.

૬ સુદુષ્ટ ભ્રષ્ટ કષ્ટદ=દુષ્ટોને અને ભ્રષ્ટ જનોને દુ:ખ દેનાર. સુદાસ ત્રાસવારણં=ભક્તોના ત્રાસનો નાશ કરનાર. અકુંઠજ્ઞાન=જેમનું જ્ઞાન જરા પણ કુંઠિત થયું નથી તે. અંતરજ્ઞ=અંતરનું જાણનાર.

અતિમતિગતિ પતિ સતીરતિપતિપિતુ,
સુવૃન્દકાનનેણુ વેણુ પાણિ વલ્લભી હિતુ. ૭
પતંગજાપતિ અતિઉદાર **મર્દનફણી**,
ત્રિભંગીલાલ ગોરસાળ **કીર્તિના શિરોમણિ;**
જનાર્દન શ્રીવિષ્ણુ જીષ્ણુ **ભૂધરં મધુરિપું**,
પીતાંબરં અનંત સૌરી **કંસહા** સદાવપું. ૮
ઉપેન્દ્ર વિશ્વનાથ **વેદકારણં સદાશિવં**,
**સુરેશ કીર્તિભાજનં** પ્રભાવભા ચિરંજીવં;
અજીત યાદવેન્દ્ર યજ્ઞમગ્ન સ્નેહસાગરં,
**ભવારિ ભક્ત ભૂષણં અદૂષણં ઉજાગરં.** ૯
ઇતિ **લલિત** નામદામ અષ્ટશત ઉચ્ચારં,
રસિક રાધિકેશ વેશનટનાગરં વરં;
**સદૈવ પ્રેમયુક્ત** જો **પઠેત્ શ્રીહરિજનં**,
સુ **તસ્ય** ઉત્સવં **દયા ન આપદા** કદા મનં. ૧૦

૮ મર્દનફણિ=કાલિનાગનું મર્દન કરનાર. કીરતિજા શિરોમણિ=કીર્તીના પુત્રી શ્રીરાધાના માથાના મણિ. ભૂધરં=પૃથ્વીને ધારણ કરનાર. મધુરિપું=મધુ દૈત્યના દુશ્મન. કંસહા=કંસને હણનાર.

૯ વેદકારણં=વેદના કારણરૂપ, વેદના કર્તા. સદાશિવં=સદા કલ્યાણ કરનાર. શિવ=કલ્યાણ. સુરેશ=દેવતાઓના દેવ. ભાજન=પાત્ર,

ભવારિ=સંસારના દુશ્મન, સંસારસમુદ્રમાં પડેલાને પાર ઉતારનાર. ભક્તભૂષણં=ભક્તોના શણગાર. અદૂષણં=કોઇ પણ પ્રકારના દોષ રહિત. ઉજાગરં=સદા જાગૃત, હમેશાં તૈયાર.

૧૦ લલિત=સુંદર. દામ=માળા. નાગરંવરં=ચતુરના ચતુર, ચતુરોમાં શ્રેષ્ઠ. સદૈવ=હમેશાંજ. પ્રેમયુક્ત=પ્રેમવાળા થઇને. તસ્ય=તેને. શ્રીહરિજનં=પ્રભુના ભક્તો. પઠેત્=પાઠ કરે. **ન આપદા=કષ્ટ નહિ.**

# શ્રીકૃષ્ણઅષ્ટોત્તરશતનામ ચિંતામણિ.

## છંદ ભુજંગ પ્રયાત.

નમો શ્રીગુરુદેવ શ્રીકૃષ્ણ સ્વામી,
નમો નંદકુમાર સુપર્ણગામી. ૧
નમો શ્રીયશોદા **અસુ મીનવારી,**
નમો શ્રીબલાનુજ આનંદકારી. ૨
નમો રાધિકાનાથ ગોપીશવૃંદા, નમો શ્રીયમુનાપતિ મોદકંદા. ૩
નમો ગોકુલાધીશ **શ્રીશૈલધારી,**
નમો રાસવિહારી શ્રીજી **મુરારિ.** ૪
નમો કુંજકેલિપ્રિયેરાય દાણી, નમો લાલ ત્રિભંગી શ્રીવેણુપાણિ ૫
નમો દ્વારિકાધીશ લક્ષ્મીવિહારી,
નમો ભક્તત્રાતા મહાક્લેશહારી. ૬
નમો દેવકીપુત્ર આનંદસિંધુ, નમો **દુષ્ટદ્વેષી** અતિ દીનબંધુ. ૭
નમો **શેષશંભુ સતીનાથ ધાતા,**
નમો કંસ**કેશીરિપુ મુક્તિદાતા.** ૮

---

૨ અસુ=પ્રાણ. મીન=માછલું. વારિ=પાણી. બલાનુજ=બળદેવના નાના ભાઈ.

૪ શ્રીશૈલધારી=શ્રીગોવર્ધનને ધારણ કરનાર,શ્રીગિરિરાજધરણ. શૈલ=પર્વત. મુરારિ=મુર દૈત્યના શત્રુ.

૬ ભક્તત્રાતા=ભક્તોના ઉદ્ધાર કરનાર.

૮ શેષજી શિવજી પાર્વતીજી ને બ્રહ્માજીના પતિ. ધાતા=વિધાતા, ૨ કંસકેશીરિપુ=કંસ ને કેશીના શત્રુ. મુક્તિદાતા=મુક્તિ આપનાર.

નમો ધર્મગોપ્તા હર્તા ભાર જગતી,
નમો શેષશાયી હરિદાસ ભક્તિ. ૯
નમો **વિશ્વહેતુ પતિ કાલમાયા,**
નમો પૂર્ણ અંશી વિભુ બર્હશાયા. ૧૦
નમો પુણ્યશ્લોકી પ્રભુ **પૂતનામી,**
નમો નામરૂપી **શુચિ ગુણગ્રામી ૧૧**
નમો દેવ દેવેશ ગોવિંદ વિષ્ણુ, નમો યજ્ઞ યોગેશ ગોપાલજિષ્ણુ.૧૨
નમો નરહરિ નાથ **નિર્વાણદાયી,**
નમો ચક્રપાણિ ગદા **નીરશાયી**. ૧૩
નમો **ગોપિકામિત્ર** સુભક્તમગ્ની,
નમો **રાધિકારૂપ-સિંધુ નિમગ્ની**. ૧૪
નમો પુંડરીકાક્ષ સ્વાનંદ ભોગી,
નમો જન્મ મૃત્યુ જરાદિ વિહારી. ૧૫
નમો **ગોપચૂડામણિ** શ્રેયકારી,
નમો શ્રીજગન્નાથ સ્વામી ભવારી. ૧૬

---

૧૦ વિશ્વહેતુ=વિશ્વના હેતુ રૂપ, વિશ્વકર્તા. પતિકાલમાયા=કાળ ને માયાના પતિ.

૧૧ પૂત=પવિત્ર. શુચિ=પવિત્ર. ગુણગામી=ગુણના ભંડાર.

૧૩ નિર્વાણદાયી=મોક્ષ આપનાર. નીરશયી=નીરમા-જલમાં સુતેલા કમલને ધરનાર.

૧૪ ગોપિકામિત્ર=ગોપીજનોના સખા. રાધિકારૂપ સિંધુનિમગ્ની=શ્રીરાધિકાજીના રસરૂપ સમુદ્રમાં નિમગ્ન થનાર.

૧૬ ગોપચૂડામણિ=ગોપોમાં શ્રેષ્ઠ.

નમો કોટિ **કંદર્પ લાવણ્ય** સૌરી,
નમો પ્રાણજીવન શ્રીવાણી ગૌરી. ૧૭
નમો સર્વશક્તિપતિ નિર્વિનાશી,
નમો ઇશ આમોદશ્રી તેજરાશિ. ૧૮
નમો વ્યાપી વૈકુંઠ આનંદ હેતુ,
નમો પ્રેમક્રીડા સનાતન સેતુ. ૧૯
નમો **ગોપતિ કોટિ બ્રહ્માંડ સ્વામી,**
નમો શ્રીહૃષીકેશ જય અંતર્યામી. ૨૦
નમો આત્મયોનિ નમો **નિર્વિકારી,**
નમો ધર્મભોગી નમો બ્રહ્મચારી. ૨૧
નમો સર્વ સાક્ષી નમો સર્વકર્તા,
નમો સર્વભર્તા નમો સર્વ હર્તા. ૨૨
નમો બાલમુકુંદ પદ્માવિલાસી,
નમો યાદવાધીશ વૈકુંઠવાસી. ૨૩
નમો શ્રીશ **ચંદ્રાવલિચિત્તહારી,**
નમો **સુંદરાંગી** વૃંદાવનચારી. ૨૪

---

૧૭ કંદર્પ=કામદેવ. લાવણ્ય=સુંદરતા.

૨૦ ગોપતિ=ઈંદ્રિયોના પતિ. ગાયોના પતિ. કોટિ બ્રહ્માંડ સ્વામી=કરોડો બ્રહ્માંડના ધણી.

૨૧ નિર્વિકારી=વિકાર વગરના.

૨૪ ચંદ્રાવલિ ચિત્તહારી=ચંદ્રાવલિજીના ચિત્તને હરનાર. **સુંદરાંગી=સુંદર શરીરવાળા.**

નમો **વલ્લભાધીશ વાગીશ જ્ઞાતા,**
નમો **વિઠ્ઠલાધીશ** પુષ્ટીશ **ખ્યાતા.** ૨૫
નમો **ગોકુલેન્દુ રઘુનાથ સીતા,**
નમો સત્યભામા પતિ **કામપિતા** ૨૬
નમો **અક્ષરાતીત અચ્યુત** પ્રેમી,
નમો **શ્રીનિજાનંદદાય સુક્ષેમી.** ૨૭
નમો શ્યામ નારાયણ અનંત શક્તિ,
નમો કેશવાપાર પ્રાણેશ ભક્તિ. ૨૮
ઇતિ નામ શ્રીકૃષ્ણ આનંદકારી,
**મનોકામના સર્વદાતા દુઃખારિ.** ૨૯.
**મહાપાપ સંતાપ કૃત ભસ્મી,**
સદા કાળ ગાજો સૌ **જસ્મી** તસ્મી. ૩૦

૨૫ વલ્લભાધીશ=શ્રીમહાપ્રભુજી. વાગીશ=વાણીના પતિ. જ્ઞાતા=જાણકાર. વિઠ્ઠલાધીશ=શ્રીગુસાંઇજી. પુષ્ટીશ=પુષ્ટિમાર્ગના ધણી. ખ્યાતા=પ્રખ્યાત.

૨૬ ઇન્દુ=ચંદ્ર. નાથસીતા=સીતાજીના ધણી. કામપિતા=પ્રદ્યુમ્નના પિતા.

૨૭ અક્ષરાતીત=અક્ષરથી પર. અચ્યુત=જેમનું વીર્ય ચ્યુ઼ં નથી તે. નિજાનંદદાય=પોતાનો આનંદ આપનાર. સુક્ષેમી=ક્ષેમકુશળ.

૨૯ મનોકામના સર્વદાતા =મનની બધી કામનાઓને પૂર્ણ કરનાર. સર્વદાતા=બધું આપનાર. દુઃખારિ=દુઃખના દુશ્મન.

૩૦ મહા પાપસંતાપ કૃત ભૃત ભસ્મી=મહા પાપથી થયેલા સંતાપનો નાશ કરનાર. જસ્મી તસ્મી=જેમ તેમ.

મળે પ્રેમભક્તિ વ્રજાધીશ ખાસી, સદાકાળ તે વ્યાપી વૈકુંઠવાસી. ૩૧
કર પાઠ એ શ્રીહરિ જાપ રીઝી, દયાના પ્રભુજી મળે તોય ભીજી. ૩૨

હંમેશા પાઠ કરવાથી શ્રીવ્રજાધીશની પ્રેમભક્તિ મળશે.

એ શ્રીહરિનામનો હંમેશાં પાઠ કરવાથી પ્રભુ રીઝશે અને સંતોષ પામી મળશે.

એ શ્રીહરિનામનો જાપ હંમેશાં ખૂશ મનથી કર. તેથી શ્રી દયારામભાઇના પ્રભુજી સંતોષ પામીને મળશે.

ઇતિશ્રી કૃષ્ણજન શ્રીવલ્લભદાસાનુદાસ કવિવર શ્રીદયારામભાઈ કૃત શ્રીકૃષ્ણ અષ્ટોત્તરશતનામ ચિંતામણિ સમાપ્ત.

પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઇ કૃત

## શ્રીકૃષ્ણનામમાહાત્મ્યમંજરી.

દુહો.

શ્રીગુરુ ગિરિધરલાલ પદ પંકજ કરી પ્રનામ;
કૃષ્ણનામ મહિમા કહુ, કાંઇ એક અતિ અભિરામ. ૧

છંદ રસાવલી:

કૃષ્ણનામ ચિંતામણિ ચિંતિત ફળદાયક;
જાપકજનની જનક અધિકહિત કરવા લાયક ૧

---

૧ પદ=ચરણ. પંકજ=કમળ. પંક=કાદવ. જ=જન્મ પામેલું. પંકજ=કાદવમાંથી જન્મ પામેલું તે કમળ. પદપંકજ—ચરણકમળ. પ્રનામ=સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર.

૧ ચિંતિત ફળદાયક=ચિંતન કરનારને ફળ આપનાર, જેવું ચિંતન કરે તેવું ફળ આપનાર. જનની=માતા. જનક=પિતા. જાપક= જપ કરનાર. જપ કરનારને માબાપથી વધારે કલ્યાણ કરે એવું.

કૃષ્ણનામ **મહાપાપ ચતુર્વિધતણાં પ્રજાળે;**
કૃષ્ણનામથી તાપ **સમૂળો** તુરતજ ટાળે. ૨
કૃષ્ણનામથી ટળે **અંતે વપુ વ્યાધિ;**
**શ્રીકૃષ્ણ નામથી** કલેશ મટે સૌ **મનના આધિ.** ૩
કૃષ્ણ નામથી કાળાદિક ભય **પામી ન્હાસે;**
કૃષ્ણ નામથી **અખિલ અવિદ્યા** સેના ત્રાસે. ૪
સંચિત ક્રિયમાણ પ્રારબ્ધ મટે હરિ નામે;
દેવ પિતૃ ઋણ મનુષ્ય છૂટે, શુભ સ્મૃતિ શ્યામે. ૫
સંચિત ક્રિયમાણ પ્રારબ્ધ મટે હરિનામે;
દેવ પિતૃ ઋણ મનુષ્ય છૂટે, સંસૃતિ વામે.
શ્રીકૃષ્ણ નામથી સંકટ કલેશ **આપદા વામે;**
શ્રીકૃષ્ણ નામથી અશુભ ઉદાસી **પ્રલ્લે પામે.** ૬

---

૨ મહા=મોટાં. ચતુર્વિધતણાં=ચાર પ્રકારનાં કાયિક, વાચિક, માનસિક ને સાંસર્ગિક. શરીરથી, વાણીથી, મનથી સંગથી થતાં પાપો. પ્રજાળે=નાશ કરે. સમૂળો=મૂળ સહિત.

૩ ટળે=નાશ પામે. વપુ=શરીર વ્યાધિ=રોગ.

૪ કંપી=થરથરી. અખિલ=બધી. અવિદ્યા=માયા.

૬ સંચિત, ક્રિયમાણ ને પ્રારબ્ધ એ ત્રણ પ્રભુ નામથી મટે.
દેવ, પિતૃ ને મનુષ્ય ઋણ પણ પ્રભુનામથી છૂટે.
પ્રભુનામથી પ્રભુમાં અખંડ સ્મરણ થાય.
પ્રભુનામથી આવવા જવા રૂપ સંસૃતિનો નાશ થાય.
આપદા=દુ:ખ. વામે=નાશ થાય. પ્રલ્લે પામે=નાશ પામે.

કૃષ્ણ નામથી **મહાદુષ્ટ સ્વભાવજનિત દુઃખ મેટે;**
કૃષ્ણ નામથી સકળ **માંગલિક** વસ્તુ **ભેટે.** ૭
કૃષ્ણ નામથી **અહંમમ પ્રપંચ પ્રીતિ ભાગે;**
કૃષ્ણ નામથી નટવર નંદકુંવર લ્હે લાગે. ૮
કૃષ્ણ નામથી કૃષ્ણનામ પર પ્રીતિ **પ્રતીતિ;**
કૃષ્ણ નામથી સકળ અવસ્થા જે ગઇ વીતિ. ૯
કૃષ્ણ નામથી અખંડ શ્રીજી સેવા ભાવે;
કૃષ્ણ નામથી પરાભક્તિ પુરુષોત્તમ આવે. ૧૦
કૃષ્ણ નામ નિત્ય **કૃષ્ણ સંગીનો સંગ** મેળવે;
કૃષ્ણ નામ નિત્ય **કૃષ્ણકેલીની** મધ્યે ભેળવે. ૧૧
કૃષ્ણ નામ શ્રીકૃષ્ણ રુચે તેવા ગુણ આપે;
કૃષ્ણ નામ અવગુણ અનેક **કુબુદ્ધિ** કાપે. ૧૨
કૃષ્ણ નામ મદ કામ ક્રોધ **બલ** લોભ [1]**નસાડે;**
કૃષ્ણ નામ માત્સર્ય મોહ ને **નાશ** પમાડે. ૧૩

---

૭ મહાદુષ્ટ સ્વભાવથી થએલાં દુઃખો નાશ પામે. માંગલિક=મંગળ કરનારી, કલ્યાણકારી. ભેટે=મળે. સકળ=બધી.

૮ અહંમમ=હું ને મ્હારૂં. પ્રપંચ=સંસાર. પ્રીતિ=આસક્તિ. ભાગે=ન્હાસે. કૃષ્ણ નામ લેવાથી હું ને મ્હારા રૂપી સંસારની પ્રીતિ નાસી જાય. લ્હે=લગની.

૯ પ્રતીતિ=વિશ્વાસ.

૧૧ કૃષ્ણ સંગી=કૃષ્ણના ભક્ત. સંગ=સોબત સાથ. કૃષ્ણકેલી=કૃષ્ણક્રીડા.

૧૨ કુબુદ્ધિ=ખરાબ બુદ્ધિ.

૧૩ નસાડે=મટાડે. માત્સર્ય=મત્સર.

કૃષ્ણ નામ સૌ વિષયવાસના **વિષ** કરી નાખે;
કૃષ્ણ નામ બળ **અખિલ** ઇશ્વર **સમ ઝાંખે.** ૧૪
કૃષ્ણ નામથી અધમ થાય વૈકુંઠ પદ વાસી;
કૃષ્ણ નામથી **મુક્તિ** ચાર માયા પણ દાસી. ૧૫
કૃષ્ણ નામથી કૃષ્ણ વસે નિત્ય હ્રદય **રંગે;**
કૃષ્ણ નામથી રક્ષક ફરે સુદર્શન સંગે. ૧૬
કૃષ્ણ નામથી નવગ્રહ ચરણે **શિર** નામે;
કૃષ્ણ નામથી શત્રુ સર્વ **પરાજય** પામે. ૧૭
કૃષ્ણ નામથી અવળું તે પણ સવળું થાય;
કૃષ્ણ નામથી અખિલ વિશ્વ **વલ્લભ** થઇ જાય. ૧૮
કૃષ્ણ નામથી બ્રહ્માદિક સુરગણ સૌ પૂજે;
કૃષ્ણ નામથી પ્રેત પિશાચ અસુરગણ ધ્રૂજે. ૧૯
કૃષ્ણ નામથી સકળ ધર્મ સૌ સાધનનું ફળ;
કૃષ્ણ નામથી મહા અધમ તતક્ષણ હોય નિર્મળ ૨૦

---

૧૪ વિષ=ઝેર. અખિલ=બધું સમ=જેવું. ઝાંખે=દેખાય. શ્રી કૃષ્ણ નામના બળથી આ બધું સચરાચર પ્રભુ જેવું દેખાય. **वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥**

૧૫ મુક્તિચાર=ચાર પ્રકારની મુક્તિ. સાલોક્ય, સારૂપ્ય, સાયુજ્ય ને સામીપ્ય. આ ચાર મુક્તિઓ ને માયા તેની દાસી થાય.

૧૬ રંગે=રંગભેર, હોંશભેર.

૧૭ શિર=માથું. ચરણે=પગમાં. નામે=મૂકે. પરાજય=હાર.

૧૮ વલ્લભ=વહાલું.

૧૯ સુર=દેવતા. ધ્રૂજે=કંપે, થરથરે.

કૃષ્ણકીર્તની સકળ તીર્થને પાવન કરતા;
કૃષ્ણકીર્તની ગંગાદિક **સરિતા અઘ** હરતા. ૨૧
કૃષ્ણ નામથી વિઘ્ન **વિપત્તિ** કરે **પલાયણ;**
જન્મ મરણ **ભવ**રોગ હરે હરિનામ રસાયણ. ૨૨
કૃષ્ણ નામ **અહિ** વૃશ્ચિક વ્યાઘ્ર ચોર ભય ટાળે;
કૃષ્ણ નામ ભ્રમ કુતર્ક **સંઘે** સૌ દુઃખ બાળે. ૨૩
કૃષ્ણ નામ દુઃસ્વપ્ન વ્યસન દુઃસંગ મટાડે;
કૃષ્ણ નામ સુખ સકળ મનોરથ પૂરા પાડે. ૨૪
કૃષ્ણ નામથી પુત્ર કલત્રાદિક દુઃખ જાયે;
કૃષ્ણ નામથી અચળ લક્ષ્મી પ્રાપ્તિ થાયે. ૨૫
કૃષ્ણ નામમાં યોગ યજ્ઞ વૈરાગ્ય જ્ઞાન છે;
જપ તપ તીરથ ધર્મ નેમ વ્રત ધ્યાન દાન છે. ૨૬
કૃષ્ણ નામ તે **ફળદ** વેદ ચારે ઉચ્ચારે;
કૃષ્ણ નામ **એકોત્તરશત** પૂર્વજને તારે. ૨૭
કૃષ્ણ નામથી **ઈન્દ્રિય વણ જીતે** કૃષ્ણ પમાડે;
કૃષ્ણ નામ મહાકષ્ટ વિપથી **તતક્ષણ** કહાડે. ૨૮

---

૨૧ સરિતા=નદી. અઘ=પાપ.
૨૨ વિપત્તિ=દુઃખ. પલાયણ=નાસી જાય. ભવ=સંસાર.
૨૩ અહિ=સર્પ. વૃશ્ચિક=વીંછી. સંઘે=સંકટ. કુતર્ક=ખરાબ તર્કો.
૨૫ કલત્રાદિક=કુટુંબ વગેરેનું. કલત્ર=સ્ત્રી કુટુંબ સ્ત્રી વગેરેનું.
૨૭ ફળદ=ફળ આપનારૂં. એકોત્તરશત=એકસોને એક.
૨૮ ઈંદ્રિયવણ જીતે=ઈંદ્રિયો જીત્યા વગર. તતક્ષણ=તરતજ.

કૃષ્ણ નામ જપ કરતો, કરે **સદનનો** ધંધો;
તો તે નિર્મળ રહે, થાય નહિ કર્મ સંબંધો. ૨૯
કૃષ્ણ કીર્તને કૃષ્ણ રહે ઊભા **નિત્ય પાસે;**
ફરતાં પુઠળ ફરે ભક્તપદરજની આશે. ૩૦
કૃષ્ણ નામથી વલ્લભ કૃષ્ણ, કૃષ્ણ તે વલ્લભ;
કૃષ્ણ નામથી સર્વ સુગમ, કશું પણ નહિ દુર્લભ. ૩૧
કૃષ્ણ નામ સુણિ કૃષ્ણ રાધિકા અતિશે રાજી;
કૃષ્ણ નામથી જ્યહાં જાય ત્યહાં જીતે બાજી. ૩૨
કૃષ્ણ નામથી સર્વ નમે, જગમાં જશ **વ્યાપે;**
કૃષ્ણ નામથી શ્રાપ ન લાગે, જો કોઇએ શ્રાપે. ૩૩

---

૨૯ સદનનો=ઘરનો. કર્મસંબંધો=કર્મના સંબંધવાળો.

૩૦ નિત્ય =સદા, હમેશાં. પાસે=કને,

૩૧ આ કડીમાં શ્રીકૃષ્ણચંદ્ર ને શ્રીમદ્વલ્લભાધીશના સ્વરૂપની એકવાક્યતા કહી છે. શ્રીકૃષ્ણચંદ્ર તેજ શ્રીમદ્વલ્લભાધીશ છે. શ્રીમદ્વલ્લભાધીશ છે તેજ શ્રીકૃષ્ણચંદ્ર છે.

૩૩ વ્યાપે=ફેલાય.

ચિત્રકેતુ રાજા પ્રભુના ભક્ત હતા તેમને જ્યારે શિવજીને શિખામણના રૂપમાં કહ્યું ત્યારે પાર્વતીજીએ ચિત્રકેતુને શ્રાપ આપ્યો હતો. તે તેમને તરત લાગ્યો ન્હોતો. પાર્વતીજીની ઇચ્છા પ્રમાણે ન્હોતો લાગ્યો. ચિત્રકેતુએ પાર્વતીજીને ભગવદ્ભક્ત જાણીને પોતાની મરજીમાં આવ્યો ત્યારે તે શ્રાપનો અંગીકાર કર્યો હતો. તેત્રીસમી કડીમાં આ જ બતાવે છે.

શ્રીકૃષ્ણ નામથી કઠિણ **કુઅંક** ભુસાય ભાળથી;
**દુર્ગતિ** નહિ **જમદંડ** સ્વપ્ને પણ જય ગોપાળથી ૩૪

કૃષ્ણ નામથી અષ્ટ પ્રહર આનંદ રહે મન;
કૃષ્ણ નામથી **પતિત** પવિત્ર કરે દેઇ દર્શન. ૩૫

કૃષ્ણ નામથી સકળ ભોગ **સદને સુખરાશિ;**
કૃષ્ણ નામથી જ્યહાં વસે **ત્યહાં** પ્રયાગ કાશી. ૩૬

કૃષ્ણ નામથી અપકીર્તિ શુભકીર્તિ થાયે;
કૃષ્ણ નામથી સકળ શોક સ્હેજે **શમી** જાયે. ૩૭

કૃષ્ણ નામથી અષ્ટ મહાસિદ્ધિ નવનિધિ હાજર;
કૃષ્ણ નામથી અખિલ અમંગળ કંપે થર થર. ૩૮

કૃષ્ણ નામથી **ચારે** પદાર્થ થઇ રહે **કિંકર;**
કૃષ્ણ નામથી દશ દિશ મંગળ કો ન ભયંકર ૩૯

કૃષ્ણ નામથી ધર્મ વિષે **મતિ** કદા ન પાપે;
જીતે **દુષ્ટ** સ્વભાવ નામ હરિ પ્રબળ પ્રતાપે. ૪૦

---

૩૪ કુઅંક=ખરાબ રેખા. દુર્ગતિ=ખરાબ ગતિ.

૩૫ પતિત=પાપી. અષ્ટ=આઠ.

૩૬ સદને=ઘેર, ઘરમાં. સુખરાશિ=સુખનો ભંડાર.

૩૭ અપકીર્તિ=ખરાબ વાત. શુભ=સારી.

૩૯ ચારે=ચાર. કિંકર=દાસ.

૪૦ મતિ=બુદ્ધિ. કદા=કોઇ વખત, કયારે પણ. દુષ્ટ=ખરાબ.

કૃષ્ણ નામથી ઉભય લોકમાં અતિ સુખ પામે;
કૃષ્ણ નામથી કૃષ્ણ મિલન અંતરાય **વામે**. ૪૧

કૃષ્ણ નામથી મહા અજ્ઞાન **તિમિર મટી** જાયે;
કૃષ્ણ નામથી બાહ્યાંતર અજવાળું થાયે. ૪૨

કૃષ્ણ નામથી અંતકાળ પીડા નવ પામે;
કૃષ્ણ નામથી મળે નિવૃત્તિ તૃષ્ણા વામે. ૪૩

કેવળ કૃષ્ણ નામથી સર્વે ચિંતા ચૂર્ણ;
કેવળ કૃષ્ણ નામથી સકળ કામના પૂર્ણ. ૪૪

કોઇ **વિધે** પણ કૃષ્ણ કહે ન પડે દુઃખ સહેવું;
રટે પ્રેમ વિશ્વાસ સહિત તો ત્યહાં શું પછી કહેવું ? ૪૫

દુરાચરણ તજી ભાવ ભરોસે કૃષ્ણ કૃષ્ણ કહે;
થોડામાં શ્રીકૃષ્ણ મળે, કરી પોતાનો લહે. ૪૬

**આપ** કૃષ્ણ **નિજ** નામ માહાત્મ્ય નવ શકે વખાણી;
તે આગળ પછી કવણ માત્ર બીજાની વાણી ? ૪૭

કામધેનુ સુરદ્રુમ ચિંતામણિ કોટિક વારૂ;
કૃષ્ણ નામ સમ કયમ કહું, લાજે મન મ્હારૂં ૪૮

---

૪૧ વામે=નાશ પામે.

૪૨ તિમિર=અંધારૂં. મટી જાયે=નાશ પામે, જતું રહે. બાહ્યાંતર=અંદર ને બહાર.

૪૫ વિધે=રીતે.

૪૭ આપ=પોતે. નિજ=પોતાનું. કવણ=કોણ.

તે માગ્યું આપે, પણ **હિત અહિત** નાં વિચારે;
કૃષ્ણ નામ વણ માગે દે **શુભ, અશુભ નિવારે.** ૪૯
નામ માત પિતુ નામી હેત સુત ઉભયાભ્યંતર;
તદપિ માતાના પ્રેમથકી પિતુ એટલો અંતર. ૫૦
પિતા પુત્ર હોય **પુનિત** ત્હાં લગી લે **ઉચ્છંગે;**
**સમલ** થયો કે **ત્યાગ કરે** નવ રાખે સંગે. ૫૧
ત્યમ **અંબા** નવ કરે **અર્ભક અંતર** અતિ વહાલો;
ઘણી એકવાર **પ્રક્ષાલી** કરે **શુચિ** લહિ નિજ **કાલો.** ૫૨
એમ અનેકવાર પણ ધોયધાય નવ **કાંપે;**
કરી યોગ્ય વળી **પૂત** તહાં જઇ જનકને **સોંપે.** ૫૩
એ રીતેજ વિચારી નામ નામીને જોજો;
નામ વિના નહિ મળે નામી નામે ચિત્ત પ્રોજો. ૫૪
કળિકાળ **આશુચ** કર્મ કોઇ ફળે ન ત્હેમાં;
કૃષ્ણ નામને અડે ન સૂતક અતિ બલ એહમાં. ૫૫

---

૪૯ હિત અહિત=સારૂં નરસું. શુભ=સારૂં. અશુભ=ખરાબ. નિવારે=નાશ કરે.

૫૧ પુનિત=પવિત્ર. ઉચ્છંગે=ખોળામાં. સમલ=મલવાળો, પાપવાળો. ત્યાગ કરે=છોડી દે.

૫૨ અંબા=માતા. અર્ભક=બાળક, પુત્ર. અંતર=મનમાં, હૃદયમાં. પ્રક્ષાલી=ધોઇને. શુચિ=પવિત્ર. કાલો=છોકરો, બાળક.

૫૩ કાંપે=ધ્રૂજે. પૂત=પવિત્ર. જનક=પિતા.

૫૫ આશુચ=અપવિત્ર,સૂતક.

કૃતે ધ્યાન ત્રેતા મખ દ્વાપર પૂજન ભાખ્યું;
કળિ કેવળ કીર્તનમાં સૌ ફળ દાખ્યું. ૫૬

कृते यद्ध्यायतो विष्णुं त्रेतायां यजतो मखैः ॥
द्वापरे पारिचर्यायां कलौ तद् हरिकीर्तनात् ॥

**ચતુર્ષ્ટ** દશ **અષ્ટ** કાવ્ય મહાભારત એમ બોલે;
સર્વસાર શ્રીકૃષ્ણ નામ કોઇ નહિ **તે તોલે.** ૫૭

કૃષ્ણ નામ વિશ્વાસ નથી તે પંડિત ખોટા;
કૃષ્ણ નામ શિવ શેષ રટે, કો તેથી મોટા ? ૫૮

સકળ હરિના નામ મહાદુક્તિ દુઃખહારી;
પણ તે સૌથી શ્રીકૃષ્ણનામનો મહિમા ભારી. ૫૯
સ્કંધ પુરાણે શ્રીનારાયણ, શ્રીમુખ ભાખ્યું;
બ્રહ્મા પ્રત્યે નામ શિરોમણિ નિજ કહી દાખ્યું. ૬૦
અવર કોટિ મુજ નામ સુણી હું પ્રસન્ન થાઉં;
પણ ત્હેવો નહિ જ્હેવો શ્રીકૃષ્ણનામે **મોહોવાઉં**; ૬૧
દ્વિતીયાથી **રાકા** લગી નામ ચંદ્ર તો કહાવે;
પણ **ન્યૂનાધિક** કલા પૂર્ણ શશી સમ કોઇ નાવે. ૬૨
પૂન્યમ શશી તે કૃષ્ણ અવર ક્યો અવર વિચારી;
શરદ ઋતુ સહ શ્રીસહિત અતિ આનંદકારી. ૬૩

---

૫૭ તે તોલે=બરાબર. ચતુર્ષ્ટ=ચાર, ૭. અષ્ટ=આઠ.
૬૨ દ્વિતીયાથી=બીજથી. રાકા=પૂનમ. **ન્યૂનાધિક=ઓછીવત્તી.** શશી=ચંદ્ર.

તે માટે શ્રીકૃષ્ણ નામ સર્વોત્તમ જાણો;
જપો **અહર્નિશ** પરમાનંદ વિના શ્રમ માણો. ૬૪
ઓષધ અમૃત વા વિષ, **વણ સમજેણ** કોઇ ખાયે;
તદપિ તે ત્હેનો ગુણ આપે, **વ્યર્થ** ન જાયે. ૬૫
અગ્નિ સ્પર્શ થાય **અજ્ઞાને તદપિ** બાળે;
તો પછી કૃષ્ણ નામ કહો **કુકર્મ** ક્યમ ન **પ્રજાળે** ? ૬૬
અતિ **અનાદરે** થાય પાપ, તો પણ ફળ આપે;
તો વણ શ્રદ્ધા પણ નામે સુખ ક્યમ નહિ વ્યાપે. ૬૭
માટે **લક્ષ** વાતની વાત કહું, સમ ખાઇ;
રટો કૃષ્ણ આ અવસર ફરી નથી મળવા ભાઇ. ૬૮
શ્રીકૃષ્ણનામમહાત્મ્યમંજરી, જે કોઇ ગાશે;
થશે ભક્ત શ્રીકૃષ્ણતણો, **વાંચ્છિત** ફળ થાશે. ૬૯

---

૬૪ અહર્નિશ=રાત દિવસ.

૬૫ વણ સમજેણ=જાણ્યા વગર, વગર વિચારે. વ્યર્થ=નકામું ફોકટ.

૬૬ અજ્ઞાને=અજાણતાં. તદપિ=તો પણ. કુકર્મ=ખરાબ કર્મો. પ્રજાળે=નાશ કરે.

૬૭ અનાદરે=મન વગર.

૬૮ લક્ષ=લાખ.

૬૯ વાંચ્છિત=ઇચ્છેલું.

શ્રીગુરુબળ **દ્વિજદયારામ**, **શુભકૃતિ** આ કીધી:
**હરિજનને** સુખ થાવા, આપ મન **શિક્ષા** દીધી. ૭૦
રચના રસાવલીવૃત્ત, પ્રતિપદ કૃષ્ણ નામ છે;
સર્વ કાળ સૌ ગાજો, પૂર્ણાનંદ ધામ છે. ૭૧

ઇતિ શ્રીકૃષ્ણજન શ્રીવલ્લભદાસાનુદાસ કવિસમ્રાટ્ શ્રીદયારામભાઇ કૃત
“ **શ્રીકૃષ્ણનામમાહાત્મ્યમંજરી** ” સમાપ્ત.

**તા. કઃ**—શ્રીકૃષ્ણનામ માહાત્મ્યમંજરી વાંચતી વખતે સૌએ શ્રીમદ્ વિઠ્ઠલનાથજી ( શ્રીગુસાંઈજી ) કૃત “અષ્ટાક્ષરનિરૂપણ” ખાસ વાંચવું. વાંચ્યા પછી શ્લોક ૬ થી ૧૬ સુધીનું ખાસ મનન કરવું. રસિક ભક્ત કવિવર શ્રીદયારામભાઈએ શ્રીમત્પ્રભુચરણની વાણીને આ પ્રફુલ્લેલી, અપરિમિત પરાગે પમરતી મંજરીમાં સચોટ ને સરળ ભાષામાં વણી દીધી છે. પ્રભુનામનું માહાત્મ્ય બતાવવા માટે ઘરગથ્થુ દાખલાઓ સચોટ આપ્યા છે.

પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઈના પટ્ટ શિષ્ય પ્રપૌત્ર.
**જોશી જીવણલાલ છગનલાલ**, એડવોકેટ–ડભોઈ

---

૭૦ શુભકૃતિ=સારી કરણી. હરિજનને=પ્રભુભક્તોને. શિક્ષા=શિખામણ.

૭૧ વૃત્ત=છંદ.

# વિનયબત્રીસી.

"રાગ હાલેરો".

શ્રીમદ્ ગુરુ ગિરિવરધારી, એક વિનંતિ સાંભળો મ્હારી;
મ્હારે મ્હોટી ઓથ ત્હમારી, દીનદયાળ છોરે;
ગુરુદ્વારે **ગ્રહ્યો કર** મ્હારો, જ્હેવો ત્હેવો હું કહાવ્યો ત્હમારો;
**હાવાં અવગુણ શીદ** વિચારો, શ્રીગોપાળજીરે. 1

દોષ જોવા હુતા હરિ જ્યારે, મુને શરણે લીધો શીદ ત્યારે;
હાવાં બરદને બટ્ટો વિચારો, સમર્થ શ્રીહરિ રે;
દોષ જોતા નથી પ્રભુ કહેશો, હજુ આવો રહ્યો છું અને શો ?;
દીનબંધુ બરદ કયમ **વ્હેશો**, મુજને **વિસરી** રે. 2

થયો સ્પર્શમણિનો સંગ, હજુ **લોહપણું** કયમ નથી ભંગ ?
નથી દીસતો **કંચન**રંગ, કહો પ્રભુ કયમ હશે રે;
નથી સંગ થયો નહિ કહેવાય, થયો છે ન લક્ષણ લહેવાય;
પ્રભુ હજીએ **સમી નહિ લાધ**, વલે મ્હારી શી થશે રે. 3

**ચાંડાલી કર સ્હાયો** ભૂપ, તેમાં શા અવગુણ વેચતી સૂપ;
પતિ ઢાંકયું નિજ પલટયું રૂપ, નાથ વિચારીએ રે;

---

1 ગ્રહ્યો=ઝાલ્યો. કર=હાથ. હાવાં=હવે. અવગુણ=દોષ. શીદ=શા માટે.

2 વ્હેશો=જવા દેશો. વિસરી=ભૂલી જઈને.

3 લોહ=લોઢું. કંચન=સોનું. સમી નહિ લાધ=એ સમય મળ્યો નથી.

નીચી પણ રાજપત્ની કહેવાયે, ત્યારે કોડ તો મોટા થાયે;
નાં પૂરીએ મન લજવાયે, કહો ક્યમ હારીએ રે. ૪

चांडाली चेद्राजपत्नी जाता राज्ञा च मानिता ॥
कदाचिदपमानेऽपि मूलतः का क्षतिर्भवेत् ॥

" અંતઃકરણપ્રબોધ. " શ્રીમહાપ્રભુજી.

આમંત્રણ મોટાનું એ નિશ્ચે વાત, હું પણ અધમ મળ્યો અથડાત;
**ગ્રહી મૂકો ઘટિત** નહિ વાત, સત્યસંકલ્પ છો રે;
કહેશો ગળેપડુ ગિરિધારી, તોહે શી ઘટી આબરૂ મ્હારી;
મૂને **ત્રૂઠો** જાણીને ભિખારી, દયાળુ અત્ય છો રે. ૫

सत्यसंकल्पतो विष्णुर्नान्यथा तु करिष्यति ॥

અંતઃકરણપ્રબોધ.

મહા અધમ **પતિત** હું જન, શ્રીજી આપ પતિતપાવન;
તાર્યાં અમિત અધમ, તેવું મન મુજપર કીજીએ રે;
**કોટિ** કલ્પના **અવગુણ રાશિ**,
મુજમાં ગુણ શો હોય અવિનાશી;
રીઝવું એવી મુને સત્તા શી ?, નિજ લહી રીઝીએ રે. ૬

૪ ચાંડાલી=ઢેડી. કર=હાથ. સહાયો=ઝાલ્યો. અવગુણ=દોષ. સૂપ=સૂપડાં. કોડ=અભિલાખ. પૂરીએ=સંતોષીએ.

૫ ગ્રહી=ઝાલી. મૂકો=છોડી દો. ઘટિત=સારી. ત્રૂઠો=રાજી થાવ.

૬ પતિત=પાપી. કોટિ=કરોડો. અવગુણ=દોષ. રાશિ=ભંડાર.

ગમે **શુભમતિ સુકૃતિ** કરાવો,
મુજને પ્રમેયબળથી બોલાવો;
માટે તમ ઉપર મ્હારો દાવો, **અશરણશરણ** છો રે;
સહુવિધિ દુઃખ નથી સ્હેવાતું, તમ વિના નથી રહેવાતું;
નથી પ્રગટ કશું કહેવાતું, જાણી ગિરિધરણ છો રે ૭
પ્રભુ તમને ગમું નહિ જેથી, મુને મૂકાવો હરિ તેથી
કહું દુઃખ આપવણ કેથી, પ્રાણજીવન પ્રભુ રે;
રુચું તમને થયે હું જેવો, નિજ બળથી કરો મુને તેવો
નિજ જાણી ઉગારી લેવો, વિઠ્ઠલવર વિભુ રે. ૮
ધારો મનથી તો સઘળું થાય, કરવું ન હોય તેનો કાંઇ ન ઉપાય:
શીદ તરસાવો વ્રજરાય, શ્રમ તો કશો નથી રે;
કાલાવાલા કરું **દીનવાણી**, પાલવ પાથરૂ જોડીને પાણિ;
ઘસું નાક ત્રૂઠો જન જાણી, બહુ શું કહું કથી રે. ૯
કરૂં છું કોટિ દંડ પ્રણામ, **દંતે તૃણ ગ્રહી** સુંદર શ્યામ:
વળી કહો તે કરૂં દીન કામ, નાથ નિવારીએ રે;
સદા દાસનો દાસ તહમારો, વિના કૃષ્ણ કો સ્વામી ન મ્હારો;
સ્હાઓ મારો કે ઉગારો, તમ બળે ગાજીએ રે. ૧૦

૭ અશરણ શરણ=જેને કોઇનું શરણ નથી તેના શરણ.
સૌ વિધિ=દરેક પ્રકારે. શુભમતિ=સારી બુદ્ધિ. સુકૃતિ=સારી કરણી.
૮ આપવણ=તમારા વગર. કેથી=કોને.
૯ પાણિ=હાથ. દીન=ગરીબ.
૧૦ દંતે=દાંતમાં. તૃણ=તરણું. ગ્રહી=ઝાલી.

ધર્મ સાધન છે નહિ એક, ભક્તિ જ્ઞાન વૈરાગ્ય વિવેક;
હું તો **અપ્રોજક** છું છેક, આપ આધાર છો રે;
આપ અતિ ગંભીર ઉદાર, **સહિષ્ણુ સુજાણ** સરદાર રે;
સૌ સદ્ગુણના ભંડાર, નંદકુમાર છોરે. ૧૧

દાસના દોષ ગુણ કરી લેખો, આપ ગુણ કરો અલપ ન દેખો;
જીવ વિમુખ થકો નિજ પેખો, એવા ગુણ આપમાં રે,
પ્રીત કરી ત્હેને પલક ન મૂકો, વિના વિનંતિ સમો નવ ચૂકો;
દાસ દુઃખ દેખી ઝટ ઝુકો, તપો દીનતાપમાં રે. ૧૨

નિર્દોષ સદાનંદનંદ, ધિક્ દોષ દેઉં મતિમંદ;
તોહે સહન કરો ગોવિંદ, **મણા** ન મોટાઈમાં રે;
દોષ સઘળા **હુંમાં** મુને ભાસ્યા, તે ઉપર ગુણ આપ તપાસ્યા;
મ્હારા બોલ વિચારો આ શા, બોલ્યો **ઘેલાઇમાં** રે. ૧૩

એમ જાણું તોહે ન રહેવાય, વિહ્વળતાએ વિનંતિ થાય;
તમો સૌ સમજો વ્રજરાય, દુઃખડું મનતણું રે;
**પડદે રહી** અતિ પ્રીતિ દેખાડો, નથી દીસતા અનુભવ ઘાડો;
રખે નહિ વેગળો કાહાડો, જીવન નાં **અવર** ઘણું રે. ૧૪

---

૧૧ સુજાણ=ચતુર. સહિષ્ણુ=સહનશીલ. અપ્રોજક=વીંધાયા વગરનો. પ્રોવાયા વગરનો.

૧૩ મણા=ખામી. હુંમાં=મ્હારામાં. ઘેલાઇમાં=ગાંડપણમાં.

૧૪ અવર=બીજું. પડદે રહી=છાની.

અનુભવ દ્યો છો વર્દરાય, કશો ભોગવટો ન જણાય;
જૂઠું કહેતાં જીહવા છેદાય, આશ્ચર્ય અતિ ઘણું રે;
ગળવા માંડયો છે કળિકાળે, દુર્બુદ્ધિ ટળે નહિ ટાળે;
વળે નહિ મન તમ ભણી વાળે, વાંચ્છું અસિખલપણું રે. ૧૫
હરિસેવા સ્મરણ કહાં પ્રીતિ, અવિદ્યાએ લીધો લૂંટી જીતી;
કૃતિ નિપજે સર્વ વિપરીતિ, તમો વિના કયાં કહું રે;
ઇન્દ્રિયો મ્હારી વિષયાસક્ત, રાધાવર મન તમથી ન રક્ત
ભોળા લોક કહે છે મુને ભક્ત, સૂણીને કાળજ દહું રે. ૧૬
વેષ વૈષ્ણવે ભક્તિ લજાવી, કામ દામે ઠર્યું ચિત્ત આવી;
પેટ ભરીઉં પાખંડ બતાવી, ક્ષણું ન ભજ્યા હરિ રે;
માયામોહની જાળનાં ત્રૂટી, ખોયો જન્મ કુસકા કૂટી;
કાળ આવ્યો અચાનક ફૂટી, સમય આંહાં ફરી રે. ૧૭
હુંમાં કાંઈ નથી ભલી વાર, લાજું છું કરતા પોકાર;
પડયો શરણ ઊતારો પાર, કહું કરગરી રે;
કશો દોષ ન જોશો મ્હારો, સોંપ્યો છું ત્હેની કહાણ વિચારો;
મુને ભવસાગરથી તારો, કરુણા બળ કરી રે. ૧૮
કૃપાદૃષ્ટે સ્હામું પ્રભુ ભાળો, મ્હારા તનમન તાપને ટાળો;
મ્હારા હૃદયમાં ટાઢક વાળો, નિજાનંદ આપીનેરે;
પ્રેમભક્તિ સદા દૃઢ આપો, દાસ તું મ્હારો શ્રીમુખ આલાપો
મ્હારા પ્રતિબંધ પ્રભુ કાપો, રૂપ હૃદે થાપીનેરે. ૧૯

---

૧૫ જીહવા=જીભ. વાંચ્છું=ઇચ્છું. અસિ=તરવાર. ખલ=શઠ.

૧૬ અવિદ્યાએ=માયાએ. કૃત=કરણી. નિપજે=થાય. વિષયાસક્ત=વિષયમાં લીન. એકએક વિષયોમાં મગ્ન. રક્ત=મગ્ન. દહું=બાળું.

૧૯ ટાઢક=ઠંડક. આલાપો=બોલો.

સહુ વલ્લભ **વલ્લભ** થઇએ, મ્હારી કુમતિ સમૂળી દહીયે,
મ્હારો **શ્રીઅર્થી** કર ગ્રહીએ, પ્રભુ અરવિંદજીરે;
પ્રાણીમાત્રનો ન ભાસે દોષ, હરિગુરુ સંત ઉપજે ન રોષ;
**આદિ** માયા જનિત સુખ તોષ, માગું મુકુંદજીરે. ૨૦

શ્રીજી સાચો કરો મુને ભક્ત, નિજસેવા સ્મરણ આસક્ત;
સહેજે મન પ્રપંચ વિરક્ત, શુભ મતિ દ્યો અતિરે;
મ્હારૂં સર્વસ્વ મહાપ્રભુ આપ, હું ત્હમારો પડી જગ છાપ;
ટાળો પાપ સકળ સંતાપ, શ્રીજી મ્હારી છો ગતિરે. ૨૧

**પતિતપાવન અધમો**દ્ધારણ, દીનબન્ધુ અશરણશરણ;
આરત ત્રાણ સ્વજનસુખકરણ, કૃપાના **કોષ** છોરે;
ભક્તવત્સલ ભક્તાધીન, ભક્તપ્રેમ **પયોધિમીન;**
કૃષ્ણચન્દ્ર કૃપારસ પીન, દૃષ્ટ નિર્દોષ છોરે. ૨૨

અતુલિત બલ અંતર્યામી, સર્વેશ્વર સર્વાત્મા સ્વામી;
બહુ નામી અક્ષરધામી, **અક્ષરાતીત** છોરે;
પ્રભુ હરિ ઇશ્વર ભગાનવ, મહામંગલરૂપ **નિધાન**;
ન કો તમથી **અધિક ન સમાન,** અનૂપ અજીત છોરે; ૨૩

---

૨૦ શ્રીઅર્થી=લક્ષ્મીજીના અર્થ.

૨૨ પતિતપાવન=પાપીને પાવન કરનાર, સ્વજન સુખકરણ=નિજજનને સુખ આપનાર, અધમોદ્ધારણ=અધમનો ઉદ્ધાર કરનાર, કોષ=ભંડાર, પયોધિ=સમુદ્ર, મીન=માછલું.

૨૩ અક્ષરાતીત=અક્ષરથી પર, નિધાન=ભંડાર, અધિક=વધારે, સમાન=બરાબર.

સર્વકારણ છો સર્વરૂપ, અનંતકોટિ બ્રહ્માંડના ભૂપ;
પર પરમાનંદ સ્વરૂપ, નિજાનંદ **મગ્ન** છોરે;
ગોપીજનવલ્લભ ગોકુલેશ, રાધિકાવર નટવરવેષ;
રાસરમણ રસિક હૃષીકેશ, રતિરસ મગ્ન છોરે. ૨૪
**કરુણાકર** કેશવરામ, પુરુષોત્તમ પૂર્ણકામ;
મહાપાપતાપ હર નામ, અધિક ચિંતામણિરે;
**સર્વે જીવની નિજકર નાથ**, સઘળી બાજી નાથ તવ હાથ;
તે જીત્યો જ્હેને **રતિ** તમ સાથ, ત્રિભુવનના ધણીરે. ૨૫
કરો તો ન થવાનું થાય, ધારો તો થવાનું મટી જાય;
કર્તા હર્તા સર્વ વ્રજરાય, ઇશ્વર છો અકળગતિરે;
તમો કાળ માયાના **ઈશ**, વેદ **વિધિ** શિવ નામે શીશ;
શેષ રટે મહાલક્ષ્મીશ, મહાપ્રભુ છો ગતિરે. ૨૬
સર્વેશ્વર સર્વાધાર, કૃષ્ણ આપથી સૌ અવતાર;
તમો શ્રુતિ શિખરનો સાર, **નિગમ** નેતિ કહેરે;
એવા મોટા ને દીનદયાળ, પ્રભુ છો પુત્રજન પ્રતિપાળ;
જ્યમ માતા નાં ભૂલે બાળ, ચિત્ત જન પર રહેરે. ૨૭

૨૪ મગ્ન=લીન.

૨૫ કરુણાકર=કરુણાની ખાણ, સર્વે જીવની નિજકર નાથ=દરેક જીવની દોરી તમારા હાથમાં છે, નાથ=દોરી-દોરડું, બળદને નાથ ઘાલે છે તે દોરડું, રતિ=પ્રીતિ.

૨૬ ઇશ=સ્વામી-ધણી, શીશ=માથું, વિધિ=બ્રહ્મા, નામે=મૂકે નમન કરે.

૨૭ નિગમ=વેદ. સર્વેશ્વર=દરેકના ઇશ્વર, સર્વાધાર=દરેકના આધાર.

તમો **દુરિજનથી** ઘણા દૂર, સ્નેહે સમર્યા હરિ ત્યહાં **હજૂર**;
ત્હેને આનંદ દ્યો ભરપૂર, સંકટ સૌ છેદીનેરે;
સમર્યા પક્ષિણી બાળ **ઊગાર્યાં**, સમર્યા દ્રૌપદી વસ્ત્ર વધાર્યાં;
સમર્યા હરિ **ગજ** કારજ સાર્યાં, શત્રુ **તન** ભેદીનેરે. ૨૮
ભક્તાધીન નામ વ્રજરાય, સુણી મુજને તો હરખ નાં માય;
સુણી પતિતપાવન દુઃખ જાય, લક્ષણ ક્યાંહાં ભક્તનાંરે;
પુષ્ટ ભક્ત સકળનો હું દાસ, તેમને ચરણે હું માગું નિવાસ;
મુને આપો શ્રીઅવિનાશ, લક્ષણ આસક્તિનાં રે. ૨૯
જેવો તેવો હું શરણે પડયો છું, ટાળ્યો નહિ ટળું અટલ અડયો છું;
પગરેખની રીતે જડયો છું, પ્રભુ સોંપ્યો શ્રીમહાપ્રભુરે;
હાવાં તો હદ થઇ છે સ્વામી, ઘણો દુઃખીઓ છું અંતરજામી;
એકો ક્લેશની રહી ન ખામી, ઝાલો **કર** છો વિભુરે. ૩૦
કેવળ પ્રમેયબલ જો વિચારો, ત્યારે સુખનો દિવસ આવે મ્હારો;
વિના કરુણા નાં દુઃખ **નિસ્તારો**, જાણું નિશ્ચે કરી રે;
જેને નિજનો માન્યો ભગવંત, દુષ્ટ પણ થાય સાચો સંત,
વિભુ છો **શ્રીકંત**, કૃપાકર શ્રીહરિ રે. ૩૧
છેલ્લી વિનતિ સુણો મ્હારી, જીવું છું એક આશ તમારી;
મ્હારી મ્હાંમું ભાળો ગિરિધારી, વિચારી પોતાપણું રે;
જે કો **વિનયબત્રીસી** ગાશે, ત્હેનાં જન્મ મરણ દુઃખ **જાશે**;
દયાપ્રીતમ પ્રસન્ન ત્હેને થાશે, આપશે સુખ ઘણું રે. ૩૨

ઇતિ શ્રીકૃષ્ણજન શ્રીવલ્લભદાસાનુદાસ કવિવર શ્રીદયારામભાઇ
વિરચિતાયાં વિનયબત્રીસી સમાપ્ત.

---

૨૮ દુરિજનથી=ખરાબ માણસથી, દૈત્યથી, હજૂર=હાજર. દ્યો=આપો, ઊગાર્યાં=બચાવ્યાં, તન=શરીર, ગજ=હાથી.

૩૦ કર=હાથ.

૩૧ નિસ્તારો=નાશ કરો. શ્રીકંત=લક્ષ્મીજીના ધણી.

### પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઈ કૃત

# શ્રીગુરૂશિષ્યસંવાદ.

સાંભળો વિનતિ શ્રીગુરુરાયજી,
કય્હાંથી **ઉપની અવિદ્યા** માયજી ? ૧
જીવ શિવ કોણે નિર્માયાજી,
હરિ હર બ્રહ્મા કોણે **જાયાજી** ? ૨
કો'નો કીધો એ સંસારજી, કૃપા કરીને કોહો **નિર્ધારજી** ૩
ગુરુ નારાયણ દીનદયાળજી, સંશય મ્હારો સ્વામી ટાળોજી. ૪
સમર્થ સ્વામી તું અવિનાશજી,
તે માટે હું આવ્યો ત્હમારી પાસજી. ૫
દોહ્યલું પામ્યો શરણ ત્હમારૂંજી,
એ દુઃખ ટાળો સ્વામી અમારૂંજી. ૬
જન્મ મરણ વશ અતિ વિગુતોજી,
કલ્પનાં કાદવમાંહે ખુંતોજી. ૭

ઢાળ.

કલ્પના કાદવમાંહે ખૂંત્યો, નવ લહું ઉકાશ;
ક્યમ કરી છૂટિયે, સુખ દુઃખ આશા પાશ. ૮
લક્ષચોરાસી રડવડ્યો, પ્રકૃતિ કેરે સંગ;
ભોગ બહુવિધિ ભોગવ્યા, તે રોગ વ્યાપ્યા અંગ. ૯

---

૧ ઉપની=ઉપજી. અવિદ્યા=માયા.

૨ જાયા=ઉત્પન્ન કર્યાં.

૩ નિર્ધાર=ચોક્કસ.

ત્રિવિધિ તાપે **પરભવ્યો,** આવ્યો તમારી પાસ;
કૃપાદૃષ્ટે અમૃતવૃષ્ટે, કરો ત્હેનો નાશ. ૧૦
જેયમ **વન**માંહે એકલો, ભૂલ્યો **પંથી વાટ**;
**વોળાવાને** આગળ કરે, તો ઉતરે દુર્ઘટ ઘાટ. ૧૧
આગળ નદી પૂર વહે, નવ જાણીયે ઊતાર;
તે જાણીતાને અનુસરે, તો તરી પામે પાર. ૧૨
રોગીઓ રોગે ગ્રસ્યો, દુર્બલ થયો દેહ;
શુદ્ધ વૈદ્ય ઉપચારતાં, સમાધિ થાયે તેહ. ૧૩
તું વળાવો તું નિઝામો, વૈદ્ય તું માબાપ;
આ દીનને દયા કરી, ટાળો **ત્રણે તાપ**. ૧૪
ઉપાસના **અહર્નિશ** કરૂં, શરણ પામીને રહું;
શ્રીગુરુ કૃપા કરી કહો તે, મન કર્મ વચને ગ્રહું. ૧૫

કડવું ૧.

જ્ઞાનગુરુ કહે સૂણો શિષ્ય ઉપદેશ રે,
**શબ્દાતીત** છે દેવેશ રે. ૧
ઇચ્છા ઉપની રમવા ભૂપ રે;
માયા અવિદ્યા કારણ રૂપ રે. ૨

૧૦ પરભવ્યો=ભળ્યો.

૧૧ વન=જંગલ. પંથી=મુસાફર. વાટ=રસ્તો. વોળાવાને=ભોમીઆને.

૧૪ ત્રણે તાપ=આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક. એ ત્રણ તાપ.

૧૫ અહર્નિશ=રાત દિવસ.

૧ શબ્દાતીત=શબ્દથી પર.

જ્યમ બીજ પૃથ્વી **પર્જન્ય** વુઠે રે;
**મહી જલ** યોગે અંકુર ઉઠે રે. ૩
અંકુર ને બે કોમલ પત્ર રે,
શિવજી ઉમીઆ એહ વિચિત્ર રે. ૪
તરુવર પ્રપંચ જડ સંસાર રે,
મૂલશું બીજ છે ફૂલ મોઝાર રે. ૫
તે પામીએ શોધી જાણી રે,
શાખા જોતાં બીજ ન પામે રે. ૬
જાણ્યા વિના ન **ભાજે** ભ્રમ રે,
ડાળે ભમતાં **ઉપજે શ્રમ** રે. ૭

ઢાળ.

ડાળે ભમતાં શ્રમ હોયે, નવ પામીએ **વિશ્રામ**;
**આવાગમન** તો છૂટિયે, જો મળે **અંતર** રામ. ૮
દેહ મધ્યે દેવ છે, કાં જૂઓ બાહારે ભૂર;
મૃગજલનાં ઝાંઝવાં, જૂઠી તૃષ્ણા પૂર. ૯
**પાષાણ લોહ** ને ચમક મળતાં, **સદ્ય** પ્રગટે **વહ્નિ**;
ત્યમ ત્રિવિધિ સંગે અનુસરે, બહુ તાપ લાગે મન્ન. ૧૦

---

૩ પર્જન્ય=વરસાદ. મહી=પૃથ્વી. જમીન. જલ=પાણી.

૭ ઉપજે=લાગે. શ્રમ=થાક. ભાજે=ભાગે.

૮ વિશ્રામ=વિસામો. આવાગમન=આવવું ને જવું. અંતર=હૃદય.

૧૦ પાષાણ=પત્થર. લોહ=લોઢું. સદ્ય=તુરત. વહ્નિ=દેવતા.

યશ શોભા કીર્તિ કારણે, કરે છે બહુ કર્મ;
ત્હેનું તનુ ભમે ભૂલ્યું, મૂક મિથ્યા શ્રમ. ૧૧
ઈંદ્રિય મનનો પ્રભવ્યો, સર્વ વિષયે વાંચ્છે ભોગ;
બ્રહ્મરસ વૈરાગ્ય ઔષધિ, **નિર્ગમે ભવ** રોગ. ૧૨
સંસાર સાગર મોહજલ, કલ્પના લહેરી હોય;
વિવેક વેડિ જ્ઞાન શઢ, તતક્ષણ તરીએ તોય. ૧૩
યૌવન **વન** અહંકાર પર્વત, આશા મોટી **ખોહ**;
સદ્ગુરુ વચન વિચારતાં, તે **સુગમ માર્ગ** હોય. ૧૪
તે સુગમ માર્ગ હોય સરળે, ભ્રમે તે ભાજે ભૂર;
**અજ્ઞાન નિશા** તો **શમે**, જો જ્ઞાને **પ્રગટે સૂર**. ૧૫

કડવાં. ૨

શિષ્ય કહે ગુરુજી એવું સત્યજી, અજ્ઞાન નિશા કયમ ઉત્પત્યજી ? ૧
**કનકને કેઇપેર** કાચ ન ભેદેજી, પરમ પુરુષ સર્વ બંધન છેદેજી ? ૨
અવગત તે કયમ થાયે અજ્ઞાનીજી, આશા તૃષ્ણા કોણે માનીજી ? ૩
કહો અલક્ષ તે કલ્પ્યા ન જાયજી, ચૈતન્ય તે કયમ મૂરખ થાયજી ? ૪

---

૧૨ પ્રભવ્યો=લલચ્યો. સર્વ વિષયે=પ્રકૃતિજનિત એક એક વિષયો માટે. નિર્ગમે=જતો રહે. ભવ=સંસાર.

૧૩ તોય=પાણી.

૧૪ વન=જંગલ. ખોહ=ગુફા. સુગમ=સરળ. માર્ગ=રસ્તો.

૧૫ અજ્ઞાન=અંધકાર. નિશા=રાત્રિ. રાત. શમે=શાંત થાય. જતી રહે. સૂર=સુરજ. પ્રગટે=ઉગે. મળે.

૨ કેઇ પેર=કેઈ રીતે. કનક=સોનું.

**નિગમ** કહે એ નર નિષ્કર્મજી, સુખદુ:ખ કહેને લાગે **ભર્મ**જી ? ૫
અજર અમર અકળ અરૂપજી, કોણે ધરિયાં ન્હાનાં રૂપજી ? ૬
તે **ભ્રમ** ટાળો શ્રીગુરુનાથજી, પ્રેમે પૂછ્યું જોડી હાથજી. ૭

"ઢાળ".

હાથ જોડીને પૂછ્યું, તે ભ્રમ ટાળો ભૂપ;
આ દીનને દયા કરો, કેવળ નિજ સ્વરૂપ. ૮
સંસાર કેરૂ મૂલ શું રે, રહ્યું કવણ આધાર;
એના કવણ માત ને તાત કવણ, કોણ **પરિવિસ્તાર** ? ૯
યૌવન કયમ કહોને વ્યાપે, કોણ પામે **મૃત્ય**;
હર્ષ શોક ને દિવસ **રજની, કેમ** હોય નિત્યાનિત્ય. ૧૦
પિતા પુત્ર ને મિત્ર વૈરી કયમ ઉપજે ક્યાંહાં જાય ?;
સૃષ્ટિ સર્વ પ્રલય થાતાં, શિવજી ક્યાંહાં સમાય. ૧૧
કોણ કારણ ? ઉત્પન્ન કોણ ?, સ્થિતિ કોણ નાશ ?;
એ સર્વ જાતાં **ઊગરે** તે કહો હરિ અવિનાશ. ૧૨
નિંદ્રાએ કોણ આવર્યું ?, **સ્વપ્ન** કોણે દીઠ ?;
અદ્ભુત કયમ વિસ્તર્યું ?, બ્રહ્માંડ પૃથ્વી પીઠ. ૧૩
દેશ ગામ ને નગર ન્હાનાં, કોણ કર્યાં નવ ખંડ ?;
નર વૃક્ષવેલી પશુ પક્ષી, કોણે રચ્યું બ્રહ્માંડ ? ૧૪

---

૯ કવણ=કોણ. પરિવિસ્તાર=કુટુંબકબીલો.
૧૦ જરા=ઘડપણ. રજની=રાત. મૃત્ય=મરણ.
૧૨ ઊગરે=બચે.

સ્વામી હું તમ શરણે આવ્યો, શ્રીગુરુ **સંશય** ટાળો;
સકલ સિદ્ધિ **દાતા** તમો કહાવો, લાડ મ્હારાં પાળો. ૧૫

"કડવાં". ૩

ગુરુ કહે સુણ વાત શિષ્ય અમારી,
જ્હેનું પૂછે તે કહું વિસ્તારી રે. ૧
જયમ **નભ** નિર્મળ, વાદળ છાયરે,
ત્યમ એ નરને અજ્ઞાન થાય રે. ૨
તન મળતાં છૂટવાને રે, પ્રકૃતિ સંગ **અવિદ્યાને** માને રે. ૩
અગ્નિયોગે મેલને બાળે રે, કુંદન થાયે **કિલ્મિષને** ટાળે રે. ૪
વૈરાગ્ય **વહ્નિ** અજ્ઞાન જાયે રે, વિવેક વિચારે નિર્મળ થાયે રે. ૫
ભ્રમર ગંધિ ભમતે ભાસે, પ્રકૃતિ ન જાણે આત્મા પાસે. ૬
નાટક માંડયું જયમ નટકાર રે, રૂપ ધરે તે નરને **લ્હે** નારી રે. ૭

"ઢાળ".

રૂપ નરનારી તણાં એ નટકાર અનેક,
રૂપ જ્યારે **સંવરે** ત્યારે નિર્ગુણનાયક એક. ૮

---

૧૫ દાતા=આપનારા. સંશય=શંકા.
૨ નભ=આકાશ.
૩ અવિદ્યા=માયા.
૪ કિલ્મિષ=પાપ. દુઃખ.
૫ વહ્નિ=અગ્નિ. દેવતા.
૭ લ્હે=જાણે. માને.
૮ સંવરે=સમેટે.

નિંદ્રાવશ એ સ્વપ્ન માંહે, સંયોગ ભોગ વિલાસ;
ભ્રમે ભૂલ્યો ભોગવે, સુખદુઃખ આશા પાશ. ૯
સંસાર કેરૂ મૂલ જોતાં, લાધશે તુજ પાર;
સંશય ત્હારો છૂટતાં, એ સાચો અવિનાશ. ૧૦
પ્રકૃતિને સંન્નિધાને ઉપન્યો વિસ્તાર,
સંયોગે બેહુ એક થાતાં પામીએ નિસ્તાર. ૧૧
કાંતમણિ ને સૂર્ય યોગે, અગ્નિ બાળે વન;
સ્નેહ **સુધા** જ્ઞાન પ્રગટે, **નિર્મળ** થાયે મન. ૧૨
હર્ષ શોક ને દિવસ રજની, મિથ્યા ભાસે એહ;
જન્મ જરા તે આવે જાયે, મૃત્યુ પામે દેહ. ૧૩
આ **બ્રહ્મ**જલ માંહે જંતુ સઘળા, સૃષ્ટિ ભેદ;
વિષયાધારી મોહ પામ્યા કરે **સત્યનો** છેદ. ૧૪
કરે **અસત્ય**નો ઉચ્છેદ, સ્વામી ભેદ ગુણ તે અનુસરે;
સદ્‌ગુરુ વચને ભ્રમ ભાજે, તો જંતુ સઘળા નિસ્તરે. ૧૫

કડવાં ૪.

સદ્‌ગુરુ ક્યમ ભાજે ભ્રમજી, ષટ્દર્શનનાં **જુજૂઆં** કર્મજી. ૧
શિવદર્શન કહે ધરિયે ધ્યાનજી,
સાંખ્ય સંન્યાસી કરે જપ સ્નાનજી. ૨
મીમાંસા વિપ્ર કરે ષટ્ કર્મજી, જૈનને જીવદયાનો ધર્મજી. ૩
બૌદ્ધ કહે એકાકારજી, ચાર્વાકી કહે શૂન્યાકારજી. ૪

---

૧૧ સન્નિધાને=સમક્ષમાં, રૂબરૂમાં. નિસ્તાર=ક્ષય.
૧૨ સુધા=અમૃત. નિર્મળ=સ્વચ્છ.

દર્શન સઘળે બ્રહ્મ વિચારજી, કહો સ્વામી હવે શું નિર્ધારજી ? ૫
વેદાંતી કહે કે'વો થાયજી, સિદ્ધાંતી ક્યાંહાં સમજાયજી ? ૬
આત્મજ્ઞાની તે શું ઉપાસેજી ? પરબ્રહ્મ ત્હેને કે'વો ભાસેજી ? ૭

"ઢાળ"

પરબ્રહ્મ ત્હેને ભાસે, નહિ વર્ણ રૂપ ને નામ;
માયાવી એ કયમ થયો ? નિસ્સંગ આત્મારામ. ૮
**પેર પેરનો** પાંખંડ સ્વામી, ગુરુ શિષ્ય એ અનંત;
અળગો કહિને દાખવો, મને બ્રહ્મજ્ઞાન સંત. ૯
સ્વામી મુજને **પ્રીછવો**, આત્મજ્ઞાનની **પેર્ય**;
કૃપા કરીને પ્રભુજી મુને, તુજ સરખો **કર્ય**. ૧૦
તું ગુરુ હું શિષ્ય, સ્વામી એ ભેદ ભાંગો દ્વૈત;
ગલિત વચને ગર્ભ ગળે, બળે એહ અનિત્ય. ૧૧
તું દયાળુ હું દીન દેખીએ, ટાળોને એહ ભ્રાંત;
આત્મા પરમાત્મા બહુ, કરે ત્યાંહાં એકાંત. ૧૨
જપ તપ તીર્થ દયા દાન પાળી આચાર;
અહંકાર તેહ થકી વાધે, જો ન પામીઓ નિસ્તાર. ૧૩
એ સર્વ કરતાં શ્રમ પામ્યો, આવીઓ તમ પાસ;
તમ થકી દ્વૈત છૂટિયે, મુજ એ દૃઢ વિશ્વાસ. ૧૪
મુજ એહ દૃઢ વિશ્વાસ સ્વામી, અંતર્યામી ક્યમ મળે ?;
શ્રીગુરુ કૃપા કરી કહો, એ દ્વૈત બુદ્ધિ સઘળી ટળે. ૧૫

૧૦ પ્રીછવો=જાણવો.

કડવાં ૫.

વારૂ પ્રશ્ન કીધો શિષ્ય પુત્ર રે,
એ પ્રશ્ન પૂછે **મહા અવધૂત** રે. ૧
ત્હારી બુદ્ધિને લીધે બ્રહ્મવિદ્યા રે;
દ્વૈત કલ્પના ગઇ, અવિદ્યા રે. ૨
અજને ઉપન્યો પરમ વૈરાગ્ય રે;
કરવા હીંડે દ્વૈતને ત્યાગ રે. ૩
દર્શન ત્યાંહાં લગી સઘળાં અસત્ય રે,
જ્યાંહાં લગી હું મ્હારાની મત્ય રે. ૪
મ્હારૂં રૂડું એ'નું કૂડું રે,
ત્યાંહાં લગી સઘળું કર્તવ્ય બૂડયું રે. ૫
એ સર્વ સમું જ્યહારે ભાસે રે,
ત્યહારે સઘળે અવિદ્યા નાસે રે. ૬
આત્મજ્ઞાની તે'ને કહીએ રે,
ષટ્દર્શનમાંહે સમરસ લહીએ રે. ૭

ઢાળ.

સમરસ લહીએ પરમાત્મા, નવ ભેદ દૃષ્ટે જોય;
વંદે ને ન નિંદે કોઇને, બ્રહ્મજ્ઞાની સોય. ૯
પૂર્વ પશ્ચિમ જ્યાંહાં છે, ત્યાંહાં **ઉપાધિ અળગી** થાય,
ધ્યાન મસ્તકે ઊર્ધ્વ દૃષ્ટે આપ આપમાંહે સમાય. ૧૦

---

૧ વારૂ=સારો. મહા અવધૂત=પરમહંસ.

૨ અવિદ્યા=માયા. દ્વૈત=બે.

૧૦ ઉપાધિ=પીડા. અળગી=જુદી.

કાષ્ટ મથતાં હુતાશન જ્યમ પ્રગટ થાએ કાંત;
સ્વકાષ્ટ બાળે ધૂમ્ર ટાળે, પરમાત્મા એકાંત. ૧૧
દુગ્ધ દધિ છે જ્યાંહાં લગી, ત્યાંહાં લગી તત્ત્વ મધ્ય તોય;
પાત્ર નેત્ર રવિ (રવઈ) મથતાં, નવનીત અળગું હોય. ૧૨
તત્ત્વ મધ્યે તક્ર છે, ત્યાંહાં લગી ઉપજે જંત;
બ્રહ્મ અગ્નિ તાવતાં, સમ રસ ઘૃત અનંત. ૧૩
દેહબુદ્ધિયે આત્મા આવરણ આશાપાશ;
સ્વચ્છંદ મુક્તિપ્રવર્તક, પરમાત્મા અવિનાશ. ૧૪
**સિંધવ** સિંધુ મેલતાંએ, લય નામ ને રૂપ;
કઠિણ મન ગળી ગયું, તેથી આદિ સ્વરૂપ. ૧૫
થયું આદિ સ્વરૂપ સ્વામી, જીવ જીવની માંહે ભળ્યો.
ગુરુ લક્ષ લાગ્યો ભેદ ભાગ્યો, શિષ્ય સદ્ગુરુમાં ભળ્યો ૧૬

"કડવું ૬"

ગુરુ લક્ષ લાગ્યું ધરિયું ધ્યાનજી, હું ને મ્હારૂં ગયું અજ્ઞાનજી. ૧
કોટિ દિવાકર પ્રગટયું તેજજી, હઠી ગયું ને આવ્યું સ્હેજજી. ૨
ઉન્મનીને ઘેર આસન વાળ્યુંજી,
ચિત્ત ચિદાનંદ સમરસ ગાળ્યુંજી ૩

૧૧ કાષ્ટ=લાકડાં. હુતાશન=દેવતા. કાંત=તેજસ્વી. સ્વ=પોતાનું. ધૂમ્ર=ધૂમાડો.

૧૩ તક્ર=છાશ.

૫૧ સિંધવ=મીઠું.

૨ દિવાકર=સૂર્ય.

જીવ જઇ પરબ્રહ્મને મળીઓજી, જન્મમરણનો સંદેહ ટળીઓજી ૪
મ્હારો ત્હારો ભાગ્યો વ્યક્તજી, દેહ છતે થયો જીવન્મુક્તજી. ૫
જ્ઞાને છેદી માયાજાળજી, નિર્મળ નભ ઊતર્યો આભાળજી. ૬
જીવ ત્યહાં વેરી કરતા દ્રોહજી, મન ઇંદ્રિયનો કર્યો વિછોહજી ૭

"ઢાળ"

વિછોહ પડીઆ મિત્રને, સર્વ મળી તે તે હોય;
ઘણા દિવસના દુઃખી થયા, શરણ પામ્યા સોય. ૮
જ્યમ દેશમાંહે દોલહો, તો કષ્ટ પામે રાય;
પરઠી પરાજય થયા, સર્વ લોક સુખીઆ થાય. ૯
એક ક્ષત્રિય રાજા હતો, સુધો સઘળે ન્યાય;
દંડ કરતા દુર્મતિને, તે મળી લાગ્યા પાય. ૧૦
નિવૃત્તિ રાણી પાસ બેઠી, પ્રવૃત્તિ સેવે ચરણ;
જે પુત્રને બળે ગાજતી, તે મોહ પામ્યો મરણ. ૧૧
વિવેકનું બળ વાધીયું, યશ પામીયું સંતોષ;
લોભ લાલચ **પરહરે**, સર્વ ગયો તૃષ્ણા દોષ. ૧૨
અષ્ટ મહાસિદ્ધિ **કિંકરી**, આગળ **ઢોળે વાય**;
સેવા કરે નવનિધિ દાસી, તેહ **તલાસે પાય**. ૧૩
તત્પદ દેહ **વિસર્યો**, તત્ત્વ ત્યાંહાં નિર્ધાર;
અસિપદ આનંદિયો અતિ, મગ્ન તેહ મોઝાર. ૧૪

---

૧૩ કિંકરી=દાસી. વાય=પવન .ઢાળે=નાખે. તલાસે=ચાંપે-દાબે. પાય=પગ.

૧૪ વિસર્યો=ભૂલ્યો, તત્પદ=તુંપણુ. અસિપદ=હુંપણું.

તેહ મધ્યે મગ્ન થાતાં, પરમ પુરુષ પૂરી રહ્યો;
સદ્‌ગુરુ રૂપે સર્વ વ્યાપક, વિશ્વંભર અવગત થયો. ૧૫

કડવાં ૭.

હવે સર્વ સાચું નહિ અસ અસત્યરે, વૈકુંઠ ઉપર વાધે મત્ય રે. ૧
મન ઈંદ્રિયનો નહિ પ્રવેશ રે, ઊર્ધ્વ માર્ગ વસીઓ દેશ રે. ૨
ત્યાંહાં નહિ દિવસ ને રજનીરે, ત્યાંહાં ન ક્રોધ ને કામ રે. ૩
વેદ ને શાસ્ત્ર સમ્યક્ પુરાણે રે, કાલ ને કર્મ જ્યોતિષ જાણે રે. ૪
**શીત** ને ઉષ્ણુ નહિ વરસાત રે, અષ્ટકુલ પર્વત નહિ સાપરસાતરે. ૫
રવિ શશી તારા નહિ નવખંડ, નહિ ભૂમંડલ નહિ બ્રહ્માંડ. ૬
ન જલશાયી નહિ કલ્પાંત રે, અક્ષયપદ ત્યાંહાં સેવે સંત રે. ૭

"ઢાળ".

સંત સર્વ સેવા કરે, તે પામીઓ સુખવાસ;
વિધાતાને કરી વેગળો લે, પરબ્રહ્મપદ અવિનાશ. ૮
કૈલાસવાસી ધ્યાન ધરતાં, ગુણ અકિંચન હોય;
પરબ્રહ્મપદ પામવાને, કરે આશા સોય. ૯
મુક્તિ ચારે દ્વારે રહે, નહિ શબ્દનો વિસ્તાર;
બ્રહ્માંડ કોટિ અનંત પર, હરિ સર્વત્ર સર્વાધાર. ૧૦
સર્વ મધ્યે એહ ભાસે, પ્રપંચ ચૈતન્ય હોય;
કર્તા ભોક્તા પરબ્રહ્મ પેખી, પોતે **સોય**. ૧૧

---

૫ શીત=ટાઢ. ઉષ્ણુ=તડકા-ગરમી.

૬ રવિ=સૂર્ય. શશી=ચંદ્ર.

૧૧ સોય=તે.

વિશ્વ સઘળે વિષ્ણુ વ્યાપક, અખંડ ગળીઉં **આપ**;
સુખદુ:ખ સમતા ઉપજ્યું, તેણે સુખ મળીઉં બાપ. ૧૨
તીર્થ સર્વ અવગાહિય, દાન સઘળાં દીધ;
પરમાત્માને અનુસર્યા, હવે કાર્ય સઘળાં સિદ્ધ. ૧૩
કર્તવ્ય માત્ર પૂરાં થયાં, સદ્ગુરુને ઉપદેશ;
સાર **સૂધુ** અનુસર્યું, નવ ઉગર્યું **લવલેશ**. ૧૪
નવ ઊગર્યું લવલેશ, સદ્ગુરુ માંહી સમર્થ થયા;
ઘૃતનાં ખાંડનાં પૂતળાં, તે જો અંગો અંગે ગળી ગયાં. ૧૫
જે દેશ હરિમંદિર નહિ, ભોગ રોગ સૌ આન;
**સુજ્ઞ** ત્યાંહાં વસવું નહિ, **લહી સદા** તે **સ્મશાન**. ૧૬
સત્પુરુષ ધર્મ દયા વસે જ્યહાં, ત્યાંહાં વસવાનું સ્થાન;
શ્રી લાભ વિદ્યા વિજય કીર્તિ, ત્યાંજ વસે **નિદાન**. ૧૭

"કડવાં". ૮.

શ્રીહરિ નામનો કહો મહિમાયજી, જેણે કરી સૌ પાતિકજાયજી. ૧
**ચતુર્વર્ણ** તણાં કહો કર્મજી, પતિવ્રતાના ભાખો ધર્મજી. ૨
શાસ્ત્રપ્રતિપાદિત ધર્મ વિચારજી, તે શ્રીગુરુજી કહો નિર્ધારજી. ૩
ધર્માધર્મનો નિર્ણય સારજી, શ્રવણ કરવાની હોંશ અપારજી. ૪

---

૧૪ સૂધુ=સરળ. લવલેશ=જરાપણ.

૧૬ સુજ્ઞ=ચતુર. લહી=જાણી. સદા=હંમેશાં. સ્મશાન=મસાણ.

૧૭ નિદાન=ચોક્કસ.

૨ ચતુર્વર્ણ=ચારવર્ણ.—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર.

"રાગ કેદારનો ઢાળ."

પાસે નથી પરમેશ્વર, એવું હીન વચન કયમ ભાખો ?;
ઘર ઘર સર્વાન્તર્યામી, સચરાચર મન રાખો.
તમારી પાસે સદા છે શ્રીહરિ, આણો દૃઢ વિશ્વાસ;
જ્હેની પાસે સદ પ્રભુ, ત્હેને સઘળી સંપત્તિ પાસ. ૧

જ્હેનું નામોચ્ચાર કરતામાં, **પાતક** સઘળાં જાય;
જ્હેની પાસે રહે હરિ, ત્હેનો કોણ કહે મહિમાય ?
કાશીનગર ગલીનું **વારી, અશુચિ મોરી** માંહ્ય;
તે વહે શ્રીગંગા મધ્યે, ગંગા **સમ** તે થાય. ૨

**વિષ્ણુપાદોદકી** મધ્યે ભળી જઇને વહે જ્યારે,
પરમપાવન જગત્ કેરાં **દહે** પાપ તે ત્યારે.
અસત્ જન સત્પુરુષ સંગે, રહે ન કાંઈ પાપ;
રામચરણ શલ્યા સ્પર્શી, પવિત્ર થઇ ગઇ આપ. ૩

ન્હાના ધર્મો કહે શ્રીગુરુ, જે હિતકારી સૌ લોકને;
સુણે શિષ્ય તે **આદરે**, હરે જે સૌ શોકને.
સામાન્ય ધર્મો સર્વ હિતના કહે શ્રીગુરુરાય;
આ લોકે સુખ કીર્તિ પામી, પરલોકે તે સિધાય. ૪

---

૨ પાતક=પાપ. વારિ=પાણી. અશુચિ=ગંદુ. મોરી=ગટર. સમ=સરખું.

૩ વિષ્ણુપાદોદકી=શ્રીગંગાજી. દહે=બાળે. અસત્=ખરાબ.

૪ આદરે=ભાવથી.

મહાભારત અશ્વમેધે કહ્યો જે મહિમાય;
વ્યાસનારાયણે વરણ્યા, સાંભળો કહું સોય.
**આરત** ત્હારી અતિશે જાણી વ્હાલ આણી હૃદે;
સાર રૂપનાં વિવરણ, વ્યાસ વાણી વદે. ૫

**રાગ ધન્યાશ્રી.**

જે કો **બ્રાહ્મણ** હોય સમર્થ, ધર્મશાસ્ત્રનો જાણે અર્થ;
કરે વિહિત નિત્યાહ્નિક કર્મ, નિષિદ્ધ ત્યાગે લહી અધર્મ. ૬
પરબ્રહ્મશું વૃત્તિ **ધરે**, જન્મ લગી પર વસ્તુ **ન હરે**;
પરધન પર**ત્રિય** ઇચ્છે નહિ, ન્યાયે **વિત્ત ઉપાર્જે** સહિ. ૭
**ક્ષત્રિય** જાણે સઘળા ધર્મ, પ્રજા રક્ષણ પાળે ધર્મ;
પ્રજા સુખી કરે થાય સુખ, પ્રજા દુઃખી તો માને દુઃખ. ૮
**ગૌ** બ્રાહ્મણની **વ્હારે ધાય, દાતા** શુદ્ધ પરાયણરાય;
**સંગ્રામે** પાછો નવ ફરે, આત્મજ્ઞાન સદા તે આચરે. ૯
હવે **વૈશ્યનું** લક્ષણ કહું, વ્યાપારે ધન પામે બહુ;
સદા સત્ય વચન **ઉચ્ચરે, અતિથિનો** સત્કારજ કરે. ૧૦

---

૫ આરત=જીજ્ઞાસા.

૭ ધરે=રાખે. પર=પારકી. ન હરે=ખૂંચવી ન લે. ત્રિય=સ્ત્રી. વિત્ત=પૈસો. ઉપાર્જે=કમાય.

૯ ગૌ=ગાય. વ્હારે=મદદે. ધાય=દોડે. દાતા=દાનેશ્વરી. સંગ્રામે=રણમાં.

૧૦ ઉચ્ચરે=બોલે. અતિથિ=મહેમાન.

ગૌ બ્રાહ્મણુની વંદના કરે, પ્રાણિમાત્રનું હિત આચરે;
**શૂદ્ર** સદા **દ્વિજને** સેવતા, બ્રાહ્મણુને જાણે દેવતા. ૧૧
રાખે દાસ્યભાવ સદાય, હરિસેવાએ **શ્રેય** ગતિ થાય;
સૂણો **સતી સ્ત્રીના** ધર્મ, રાખે પૂર્ણ પાતિવ્રત્ય ધર્મ. ૧૨
દાસીવત્ ગૃહકારજ છે, પતિપરાયણુ વ્રત આચરે;
પતિ સંબંધિનો આદર અતિ, સાસુ સસરા જેઠને સેવતી. ૧૩
વૃદ્ધ પૂજ્ય મર્યાદા બહુ રાખે, નમ્ર વાણીએ સત્યજ ભાખે;
જે કો કહાવે સાધ્વી નાર, પતિ પરિવાર તણી હિતકાર. ૧૪
પતિપરાયણે રહેવું સહી, પતિસમ કો પૂજ્યજ નહિ;
પતિ પિતાદિ પૂજ્ય શ્વસુર, આજ્ઞા પાળે સદા ભરપૂર. ૧૪
પતિ આજ્ઞા તો પિયર જાય, **પરમંદિર** જ્યાંહાં ત્યાંહાં ન ધાય;
તન મન વસન **વિમળ** વેષ, મૂકે કદિ ન છૂટા **કેશ**. ૧૫
પિયેર મોસાળ પતિને ઘેર **વનિતા** રાખે ઉત્તમ પેર;
સદા સ્ત્રી સ્વતંત્ર ન હોય, વૃદ્ધ વડીલવશ રહેવું સોય. ૧૬
બાળપણે રક્ષે છે પિતા, યૌવનમાં સ્વામી રક્ષિતા;
વૃદ્ધપણે પુત્રાધીન રહે, સ્મૃતિ શાસ્ત્ર પુરાણુજ કહે. ૧૭

---

૧૧ દ્વિજ=જેમનો બે વખત જન્મ થયો છે તે. બ્રાહ્મણ, વૈશ્ય ને ક્ષત્રિયને જનોઇનો અધિકાર છે તેથી તેમને દ્વિજ કહેવામાં આવે છે.

૧૨ શ્રેય=કલ્યાણ.

૧૫ પર મંદિર=પારકે ઘેર. વિમળ=સ્વચ્છ. કેશ=વાળ.

૧૬ વનિતા=સ્ત્રી. પેર=રીત.

હઠાગ્રહ ન કરે ક્યારે, વૃદ્ધોની આજ્ઞા મન ધારે;
પાળે શિયળ પતિનો ધર્મ, તે નારી પદ પામે પર્મ. ૧૮
**સ્વધર્મે** શ્રેય સુખદાય, **અન્ય** ધર્મે અશ્રેયજ થાય;
ચાતુર્વર્ણ્ય-તણાં એ કર્મ, સતી સ્ત્રીના પણ ભાખ્યા ધર્મ. ૧૯
સ્ત્રીને **પૃથક્** ધર્મ કો નહિ, પતિસેવા એ મુખ્યજ કહી;
શાસ્ત્રાનુસારે વર્ણન કર્યું, ધર્મરહસ્ય મેં તુજને ઉચ્ચર્યું. ૨૦

કડવાં ૯.

જે જે વિહિત નહિ સ્ત્રીને હોયજી,
શ્રીગુરુ તે પણ કહો મુને સોયજી. ૧
કુલટા કુલક્ષણી કયમ ઓળખાયજી,
વરણી કહો તે શ્રીગુરુરાયજી. ૨
**ત્રિયને** બાધક સંગ જે હોયજી,
તે તજી વનિતા પતિ પ્રેયજી. ૩
તે **સારૂ** હું પૂછું પ્રશ્નજી,
પૂરો ધીમંત મ્હારી તૃષ્ણજી. ૪

અસતી નારીના કહું ધર્મ, ચિત્ત રાખીને સુણ તે મર્મ;
કુલક્ષણી વૃદ્ધજ થાય, તોહે કામાસક્તિ ન જાય. ૫

૧૯ સ્વધર્મ=પોતાનો ધર્મ. અન્ય=બીજો.

૨૦ પૃથક્=જુદો.

૩ ત્રિયને=સ્ત્રીને. વનિતા=સ્ત્રી. બાધક=ખરાબ.

૪ સારૂ=માટે. ધીમંત=વિદ્વાન. પંડિત.

ભોગાસક્ત ઇચ્છે **વપુ** પુષ્ટ, અંતરકૃતિ **મલિન મહાદુષ્ટ**;
રૂપ બળ **ધન** પુરુષને દેખી, ગીત વાદ્યે **મતિ** વિશેખી. ૬
નરને નીરખી હરખે ઘણું, એ લક્ષણ કુલટા સ્ત્રી તણું;
ધને મદમાતી ને પાપણી, જાણે પાંખ સહિત સાપણી. ૭
**છાયામગરી વત** પાડે તે **ઘડી**, અધોમાર્ગે પાડે પોતે પડી;
જે શઠ પરત્રિય ઇચ્છે સહી, નિશ્ચે ત્હેની **દુર્ગતિ** કહી. ૮
તન ધન મનનું બળ તે હરે, જીવિત ફોક ને નરકે સંચરે;
રચી છળ માયાને વેપે, કામાંધ થઈ કાયા વેચે. ૯
તેમાં **રોધ** કરે થાય ઝાળ, આણે પતિપુત્રાદિનો કાળ;
મોહ વિદ્યાની નાખે જાળ, શિક્ષા દેતાં મૂકે આળ. ૧૦
પ્રદીપ્ત **વહ્નિ** કરવા શાંત, ઉઠે જ્વાળા સ્હામી અભ્રાંત;
જળે શાંતિ **અનલની** ન થાય, તૃપ્ત **અગ્નિ** દહન કરે કાય. ૧૧

---

૬ વપુ=શરીર. પુષ્ટ=જાડું. મલિન=મેલી. મહાદુષ્ટ=ઘણી ખરાબ. મતિ=બુદ્ધિ. વિશેખી=ઘણી.

૮ છાયામગરીવત=છાયામગરીની માફક, છાયામગરી નામની રાક્ષસી સમુદ્રમાં રહે છે. તે આકાશમાં ઉડતાં પક્ષીઓની છાયાને તથા બીજાઓની સમુદ્રના જળમાં પડતાં તે છાયાને છાયામગરી ઝાલે છે કે તરત જેની છાયા હોય છે તે આવીને સમુદ્રમાં પડે છે ને છાયામગરી તેનો નાશ કરે છે. તેવી રીતે આવી કુલટા સ્ત્રીના પંજામાં જે નર ફસાય છે તેનો સદા નાશ થાય છેજ.

અધોમાર્ગે=વિનાશને માર્ગે નરકમાં. શઠ=ખરાબ, લુચ્ચો. દુર્ગતિ=નાશ.

૧૦ રોધ=અટકાવ.

૧૧ પ્રદીપ્ત=સળગતો. અનલવહ્નિ અગ્નિ=દેવતા. દહન કરે=બાળે. કાય=શરીર.

જે યુવતિની **જીહ્વા** શ્યામ, સદા શ્યામ રહે તાલુ ઠામ;
કામી ન જૂવે જાત કજાત, ઉભયનો કરે **વિનિપાત**. ૧૨
કામાગ્નિ અંતર ભરપૂર, રહે **મલિન** સદા તેવું ઉર;
લાજે સ્પષ્ટ વચન ન ઉચ્ચરે, નખ ક્ષત **અવનિ** ખોતરે ૧૩
તીર્થ વ્રત જપ તપ ન આચરે, શુભક્રિયા કદા ન કરે;
જ્યહાં ત્યહાં કલેશ ને **રાઢજ** કરે, મન ઈચ્છ્યું કરવાને ફરે. ૧૪
ભર બજારે અલાપે ગાન, નર દેખી ખજવાળે કાન;
**કટિ** કેરૂ કંડૂયન કરે, મિથ્યા લાજ કરી સંચરે. ૧૫
**શિર અંબર** આઘું ઓઢતી, નરસામાં **લોચન** જોડતી;
મિથ્યા લવરી **કુત્સિત** કરે, મિથ્યા **પરમંદિર પરવરે**. ૧૬
અસત્ જનનું દર્શન કરે, ક્ષુદ્રજનનું ઉપાસન કરે;
દૂતીને **જનનીવત્** ગણે, **ગુપ્ત** સકળ તે આગળ ભણે. ૧૭
કૂટણી નીરખી હરખે તથા, ગ્રામ્ય કુથળીની કરે કથા;
માલણ ને **નાપિકની** નાર, નપુંસક રાખે શું વ્યવહાર ? ૧૮

---

૧૨ જીહ્વા=જીભ. વિનિપાત=અધઃપાત નાશ.

૧૩ મલિન=મેલુ, ગંદુ. ઉર=પેટ. અવનિ=જમીન.

૧૪ રાઢ=તકરાર.

૧૫ કટિ=કેડ.

૧૬ શિર=માથું. અંબર=લુગડું. લોચન=આંખ. કુત્સિત=ખરાબ. પરમંદિર=પારકે ઘેર. પરવરે=જાય.

૧૭ જનનીવત્=મા જેવી. ગુપ્ત=ન કહેવાય તેવું.

૧૮ નાપિક=હજામ. કુથળી=કથની, વાત.

વારંવાર હસે જે નાર, બાળકને **ચૂંમે** વારંવાર;
પુરુષ દેખી વિહ્વળ થાય, નરની આગળ આવે જાય. ૧૯

"કડવાં ૧૦"

શિષ્ય વદે ત્યાંહાં કહો ગુરુરાયજી,
કોણ ઉપાયે **ધન** સ્થિર થાયજી;
કયમ કરી રહે લક્ષ્મી ઘરમાંહ્યજી,
હૃદયે સ્થિત કયમ કરી થાયજી. ૧

"ઢાળ"

માધવ હૃદયે કયમ વસે, તેની કહો રીત;
કોણ ઉપાય કર્યા થકી, હોય શ્રીહરિમાં પ્રીત. ૨
એ વિચાર ઉઠયો તુજ અંતર, તેના કહું ધર્મ;
જે કર્યાથી શ્રીહરિની કૃપા હોયે પર્મ. ૩
**કુલાચાર** પોતાતણો કદિ ન ત્યાગે જેહ;
સૌ જગતનું શુભ ઇચ્છતો, સ્વધર્મી જન તેહ. ૪
માતા પિતા ને **જયેષ્ઠ** બંધુ, સૌનું કરે સન્માન;
**પરિકર** તણી **પ્રતિપાલના**, સ્થિર સંપત્તિને સ્થાન. ૫
જીતેંદ્રિય નહિ કામવશ, પતિવ્રતા પત્ની યત્ર;
ઉપકાર જાણે જેહ જન, સ્થિર રહે લક્ષ્મી **તત્ર**. ૬

---

૪ કુલાચાર=કુલ રીત.

૫ જેષ્ટ=મોટા. પરિકર=કુટુંબકબીલો. પ્રતિપાલના=પોષણ.

૬ યત્ર જ્યાં. તત્ર=ત્યાં.

જુઠી **સાખ** ભરે નહિ, કરે શ્રાદ્ધ વિધિયે પૂર્ણ,
વિહિત કર્મો શ્રદ્ધાયુક્ત કરતા, દારિદ્રજ ચૂર્ણ. ૭
મધુરૂં ભાખે સુપાત્ર દાન દે, કરે ષડ્ રિપુ સંગ્રામ;
પરનાર પ્રાર્થે **બધિર** વા નપુંસક રહે તે કામ. ૮
ઇષ્ટાપૂર્ત કૃતિ કરે, સમરાવતો સુર**ગેહ**;
**ધર્માલય કૂપ વાપી** કરતાં, સં**પદા** પામે તેહ. ૯
ક્ષેત્ર **સરિતા** સરોવર તટ, દેવાલયના ધામ;
અન્નક્ષેત્ર પરોપકારી, બ્રહ્મપુરી દે દાન. ૧૦
કન્યાદાન ઉપવીત કારણ, પરમાર્થ ખરચે **દામ**;
યાત્રા કરવા કારણે, જાય ક્ષેત્રપુરી મહાધામ. ૧૧
**અસત્** કર્મ કરે ન કયારે, અધર્મનો ડર રાખે;
સત્ય હિતકર પ્રિય નમ્ર વાણી, સદા તે **ભાખે**. ૧૨
જ્યહાં ધર્મનું વર્તન સદા, ત્યહાં સંપદા સ્થિર થાય;
હવે કહું છું **જે વિધિથી**, લક્ષ્મી જેણે પળાય. ૧૩
દુષ્ટાત્માથી લક્ષ્મી હરે, વળી ચાડિયાને ન્હોય;
અગિયાર વર્ષ ગયા પછી, કન્યકા વૃષલી હોય. ૧૪
ત્હેને વરે વૃષલી પતિ, ત્યાંહાં લક્ષ્મી નાશ;
વળી દ્યૂત રમણ કરતાં, ત્યહાં લક્ષ્મી ન આવે પાસ. ૧૫

---

૮ બધિર=બહેરો. ષડરિપુ=છ દુશ્મન, કામ, ક્રોધ, મદ, લોભ મોહ માત્સર્ય, (મત્સર).

૯ ગેહ=ઘર. સ્થાનક. વાપી=વાવ. સંપદા=સુખ. લક્ષ્મી. ધર્માલય=ધર્મશાળા. કૂપ=કૂવો.

**૧૩ જે વિધિથી=જે રીતે.**

છે દ્યૂત તેર પ્રકારના, લક્ષ્મી **રહિત** કરે તેહ;
વ્યાસજીએ ભાખીઆં, અશ્વમેઘ મધ્યે જેહ, ૧૬
પરાન્ન સેવે જે **સદ્ય**, વળી કરે **મદિરા**પાન;
સાધુની નિંદા કરે, લક્ષ્મી રહિત અનુમાન. ૧૭
સુકૃત તેહેનાં સર્વ હરાયે, ગૃહ કોટ ભંજક જેહ;
તથા **તસ્કર કંચનાદિ** ધાતુ હરતા તેહ. ૧૮
ગુરુ દ્રવ્ય ને દેવ દ્રવ્ય, વળી બ્રાહ્મણ દ્રવ્ય હરે જેહ;
પારકું પુસ્તક હરે, લક્ષ્મી ન પામે તેહ. ૧૯
પંક્તિભેદ કરે ભોજનમાં, ન સમાન પીરસે જેહ;
ભાણાંતર કારણે, અન્નરહિત થાયે તેહ. ૨૦
અમાસ ને વ્યતિપાત, વૈધ્રત ઉપોષણાદિ યોગ;
સંક્રાંત ને સંવત્સરીએ, કરે મૈથુન ભોગ. ૨૧

### રાગ ગોડી.

ભારત અશ્વમેધ મોઝાર, અનુશાલ્વ આગમનો વિચાર;
દ્વાદશમો કહાવે અધ્યાય, કહ્યો નામસ્મરણ વિસ્તાર. ૧
જે કો જન મહાપાતિક કરે; બ્રહ્મહત્યાદિ આચરે;
બ્રાહ્મણ **હેમ** તણો હરનાર, યદ્યપિ ગુરુપત્નીશું જાર. ૨
એવા પાપી નિર્ભય હોય, લેતાં નામ કૃષ્ણનું સોય;
તત્સંગી પંચમ જાણવો, મહાપ્રાયશ્ચિત્તી તે પરમાણવો. ૩

---

૧૮ તસ્કર=ચોર. કંચન=સોનું.

૨૧ મૈથુન=કામ.

૨ પાતિક=પાપ. હેમ=સોનું. યદ્યપિ=જો પણ.

શ્રેષ્ઠ પ્રાયશ્ચિત્ત પાતિક ધોય, નામ સમ પ્રાયશ્ચિત્ત નહિ કોય;
જેવું પાતિક કીધું હોય, તેવું પ્રાયશ્ચિત્ત સાધે સોય. ૪
સૌ પાતિકનું પ્રાયશ્ચિત્ત એહ, હરિનામ એ નિઃસંદેહ;
દ્વાદશ વર્ષ લગી તપ કરે, તેણે પાતિક જેવું હરે. ૫
દ્વાદશ વર્ષ સાધે વ્રત જેહ, નામ સમોવડ નાવે તેહ;
જે કો નામ હરિનું ગ્રહે, તે સર્વે પાતિક દહે. ૬
પ્રત્યેક પાપ થવા **પરિહાર**, જુદા પ્રાયશ્ચિત્ત ઉપચાર;
જે તે પાપ મૂકાય છે જેણે, સર્વ પાપ ન જાય તેણે. ૭
મૂળસહિત છેદનનો ઉપાય, જો સદા હરિ સ્મરાય;
જે કો મૂર્ખ હોય મહા ઘણું, નામ ન લે નારાયણ તણું. ૮
પાતિક સર્વનો હરનાર, હરિ નામ સ્મરણ નિર્ધાર;
ધ્રુવ પ્રહ્લાદાદિ રટે નામ, વિભીષણ રટે શ્રીરામ. ૯
પાતાળે બલિરાજા રટે, જેણે સર્વે પાતિક કટે;
નારદ કીર્તન કરે શ્રીશ્યામ, **અજ** શિવશેષ રટે આઠે **જામ**. ૧૦
ચતુરાનન કરે વેદોચ્ચાર, હરિ નામનો મહિમા અપાર;
" यस्य नाम महद्यशः " શ્રુતિ, પુરુષસૂક્ત શ્રીહરિની સ્તુતિ. ૧૧
ગજેંદ્ર દ્રૌપદી બહુ સંત, રટે સદા કૃષ્ણ **ધીમંત**;
સનકાદિક યોગી ચાર, હરિ રટણ કરે લહી સાર. ૧૨

---

૭ પરિહાર=નાશ.

૧૦ અજ=બ્રહ્મા. જામ=પહોર.

૧૨ ધીમંત=ડાહ્યા. ચતુર.

## ઢાળ.

## રાગ કેદારો.

સત્ય રાખવા કૌશિકને, હરિશ્ચંદ્રે આપ્યું રાજ;
પોતાનાં **સુત વનિતા** વેચ્યાં, છાંડ્યો સુખનો **સાજ**. ૧
ગંગા તીરે ધીર નૃપતિ, નિજ નાર હણવા માંડી;
કાશી મધ્યે મૂઆ પુત્રની, કાયાથી પટ છાંડી. ૨
સત્ય પાળવા દશરથરાયે, શ્રીરામ પુત્ર વન વસ્યા;
પોતે વચન પાળ્યું, પૂરી કૈકેયીની આશા. ૩
હંસધ્વજ નૃપતિ સત્યવાદી, વચનથી ન ચળ્યો **કદા**;
પુત્ર સુધન્વે ન આજ્ઞા પાળી, **તપ્ત** તેલ નાખ્યો **તદા**. ૪
જે કો નહિ વિસરે પુર બાંધી, પુત્ર સહોદર સુધી;
નૃપતિ આજ્ઞા નહિ માને, તે તપિત તેલે બળશે કુબુદ્ધિ. ૫
હંસધ્વજના વચન થકી ત્યહાં તેલ કઢા ઉકળતી;
ભૂરિ ભયાનક જ્વાળા બળતી, તપ્ત તેલ ઉછળતી. ૬
તાત તેલ કઢામાં નાંખ્યો, કંઠ ગ્રહી તે બાળ;
શુચિ તૂર્ત અંબર તે ધારી, ગ્રીવા તુલસીમાળ. ૭
મુખે શ્રીહરિ જાપ કરતો, કેશવ કીર્તન વાણી;
પિતૃ વચન પાળવા કારણ, પડ્યો હર્ષજ આણી. ૮

---

૧ સાજ=વૈભવ.

૪ તપ્ત=કકળીતું. તદા=ત્યારે. કદા=ક્યારે.

૭ ગ્રીવા=કોટ. ડોક.

પ્રજ્વલિત જ્વાળા તૈલ કકળે, **ભીષણ** ભમરા થાય;
તૈલ થયું અતિ શીતળ, ત્હાં સુધન્વાને શીત વાય. ૯

સત્ય નિત્ય પરબ્રહ્મ પરાત્પર, પૂર્ણ પરમાનંદ;
ભજન કીર્તન સત્ય પ્રથાએ, નહિ **અનૃત** કે ફંદ. ૧૦

પ્રાજ્ઞનું કૌમારથી વર્તન, સત્ય પુરુષ શું હેત;
બ્રહ્મચર્ય જીતેંદ્રિય, સુગુણપૂર્ણ નિકેત. ૧૧

નહિ પ્રાકૃત કો રમત ગમત, ને નહિ માયિક છંદ;
સ્વપ્ને ન કોઇ કામના, **લગની** એક ગોવિંદ. ૧૨

કડવાં ૧૧.

કર્મી જ્ઞાની ભક્તિવંતજી, વિવિધ મળ્યા મુને જે જે સંતજી;
તે સર્વેના **પૃથક્** વિચારજી, કર્મી ભાખે બહુ કર્મ પ્રકારજી.૧

જ્ઞાની ભાખે કર્મનો ત્યાગજી, ભક્તિવંત કહે પ્રભુ **અનુરાગજી**;
સ્માર્ત કહે પૂજા પંચાંગજી, ભક્તાચાર્ય કહે બ્રહ્મના **સ્વાંગજી**.૨

સેવડા જતિના મલિન વિચારજી, મારણ મોહન ભ્રષ્ટ વિકારજી;
ચિત્ત ચગડોળે ચઢયું બહુ મ્હારૂંજી, બાળકબુદ્ધિથી હું શું નિર્ધારૂંજી.૩

ઢાળ.

સૌ શંકનો નિર્ધાર કીધો, મળ્યા ભક્તિનિષ્ઠ;
ભટજી મહારાજ કહાવે; ડાકોરાધીશ જેના ઇષ્ટ. ૪

---

૯ ભીષણ=ભયાનક.

૧૦ અનૃત=જૂઠું. ફંદ=ફાંદો. જાળ.

૧૨ લગની=લગણ.

૧ પૃથક્=જુદા.

૨ અનુરાગ=પ્રીત. સ્વાંગ=અવયવ.

પૃથક્કરણ કરી સર્વનાં, સમજાવીઆ સિદ્ધાંત;
ઉપગ્રંથિ ભાજી તેમણે, તવ થયો હું અભ્રાંત. ૫
કર્મ જ્ઞાન ઉપાસના, વેદના ત્રણે કાંડ;
મર્મ તેનો સ્વલ્પમાં કહી, ભાખ્યા વિવિધ બ્રહ્માંડ. ૬
બ્રહ્માંડનાયક ત્રિગુણ પર, તેની કરવા પ્રતીત;
સરળ ને વળી શ્રેષ્ઠ સૌથી, ભાખી ભક્તિ રીત. ૭
માહાત્મ્ય જ્ઞાન યુક્ત દૃઢ કરી, પ્રતીતિ પર્મ;
સદાનંદ શ્રીકૃષ્ણ છે, ન દીસે તે **ચક્ષુ ચર્મ**. ૮
દિવ્ય ચક્ષુ અંતરના ખૂલશે, તુજને **સદ્ય**;
ભક્તિમાર્ગે પ્રભુ સહેલા, સુસ્પષ્ટ ભાખ્યું ગદ્ય. ૯
પૂર્વ પ્રશ્નોત્તર કહ્યા, તે અન્ય પ્રતિના સર્વ;
રંગાએલી મતિ તે સૂણી, ટાળીઆ મ્હારા ગર્વ. ૧૦
અવળચંડી વાણી મ્હારી, તદપિ મહાત્મા શાંત;
મેં સૂણેલું સૌ નિવેદન કરી, ભાખ્યો સર્વ વૃત્તાંત. ૧૧
અવળાં ઉલટાં યથામતિનાં, સૂણ્યાં સર્વ વચન;
નિસ્સંશય કરી હસી, ગુરુ બોલીઆ પ્રફુલ્લિત મન. ૧૨
ચરણે પડતાં માત્રમાં, કહે નિર્ભય રહે હો બાળ;
બગડી સૌ સુધારશે, ગોવિંદ શ્રીગોપાળ. ૧૩
ચિંતા ન કર કોઇ વાતની, સંદેહ ત્હારા ટળશે;
નિશ્ચય મન ત્હારૂં થઇને, શ્રીહરિપદ મળશે. ૧૪

---

૮ ચક્ષુ=આંખ. ચર્મ=ચામડું.

૯ સદ્ય=તુરત.

ત્રિકાળદર્શી મહાત્માએ, દીધો આશીર્વાદ,
પૂર્વ જન્મ કૃતિ મ્હારી કહી, સુણી ધરી આલ્હાદ. ૧૫
વ્રજયાત્રા કરી આવતું, બ્રહ્મસંબંધ તુજને થાશે;
મેં કહ્યું નથી દ્રવ્ય તેટલું, શીપેર મ્હારી થાશે ?. ૧૬
કૃપાકટાક્ષે અવલોકીને, દીધી પ્રસાદી વસ્ત;
તેણે કરી મેં યાત્રા, ખર્ચે ન થઈ તે અસ્ત. ૧૭
પુનિત કરી તીર્થાવલી, ત્યાં પ્રગટ પ્રભુસંબંધ;
ભગવદીય જનની કૃપાયે, છૂટયા ત્યહાં ભવના બંધ. ૧૮
સર્વાત્મનિવેદન કર્યું, સર્વે સમર્પ્યું કૃષ્ણ;
આ લોક ને પરલોકની, છૂટી ગઇ સૌ તૃષ્ણા. ૧૯
શ્રીવલ્લભકુલ પ્રગટીઓ, શ્રીપુરુષોત્તમનો વંશ;
આચાર્યભાનુ વૈશ્વાનર, દિવ્યાગ્નિ કેરા અંશ. ૨૦
તિલકાયત શ્રીમદ્ સદ્ગુરુ, ગોસ્વામી વલ્લભલાલ;
બ્રહ્મવિદ્યા દાન દેઇ, દાસને કરીઓ ન્યહાલ. ૨૧
શ્રીવલ્લભના વંશમાં, સર્વ શ્રીવલ્લભરૂપ;
સ્વ વંશે સ્થાપન કર્યું, તે પેખ્યું પ્રગટ અનૂપ. ૨૨
કર્મ જ્ઞાન સહિત ભક્તિ, યથાક્રમ સુસાર;
હિત વાત્સલ્ય સહિત સેવા એક શ્રીનંદકુમાર. ૨૩
શ્રીગોપીજનવલ્લભ પ્રભુ, આનંદમય સર્વાંગ;
ક્ષણ ક્ષણે અધિકાધિક રાજે, પૂર્ણ સાંગોપાંગ. ૨૪
અગણિત આનંદ રસાત્મક, દીસે રસિક રસાળ;
નટવર લલિત ત્રિભંગ છબી, ભક્તજન પ્રતિપાળ. ૨૫

શ્રીમદનમોહન પ્રગટ પ્રભુ, સેવ્ય કરી મુજ માથ;
પધરાવીઆ પુષ્ટિ પ્રભુ, અનાથ કીધો સનાથ. ૨૬
હું સદા ઋણી શ્રીગુરુદેવનો, કરી કૃપા અપરંપાર;
અલૌકિક કર્યું દાન, ત્હેનો શું શું કરૂં ઉદ્ગાર. ૨૭
ચો વેદ ને ષટ્ શાસ્ત્ર, વળી ભાખ્યાં પુરાણ સમસ્ત;
ઉપનિષદ તો માત્ર બાવન સુણ્યાં, રહસ્ય મંત્ર પ્રશસ્ત. ૨૮
ત્રિગુણ ભેદ પુરાણ સ્મૃતિના, ને મહારામાયણ સાર;
મહાભારત ઇતિહાસની પણ, કથા કહી વિસ્તાર. ૨૯
વ્યાસસૂત્રનું ભાષ્ય કહી, તત્ત્વ સારોદ્ધાર;
તેણે કરી સંદેહ છેદ્યો, ન રહી શંકા લગાર. ૩૦
રસોદ્બોધક લીલા લલિત, પરમ પુરુષ પર પ્યાર;
પ્રેમપૂર્વક શ્રવણ કરતાં, વાધી પ્રીત અપાર. ૩૧
ચો સંપ્રદાય જે ભક્તિકેરા, ત્હેના ભાખ્યા ભેદ;
શુદ્ધાદ્વૈત બ્રહ્મનું, પ્રતિપાદન કર્યું સવેદ. ૩૨
વદાર્થને વૃદ્ધિ પમાડે, એવાં સાહિત્ય;
જોઈ પ્રસન્ન થયું અંતર મ્હારૂં, ખીલી બુદ્ધિ અત્ય. ૩૩
વળી શિષ્ટ પુરુષના, જે સદાચાર વિચાર;
વિવેક નીતિ ને ધર્મના, સમજાવીઆ સુસાર. ૩૪
મતિ રંગી શ્રીકૃષ્ણચરણે, વ્યાપ્યો અત્યાનંદ;
નિર્મળી **ધી** શુદ્ધ વૃત્તિ થઇ પરમાનંદ. ૩૫
યથા નામ તથા ગુણો જોઇ, નમ્યો શ્રીગુરુ પાય;
હિતકર પ્રિયકર સર્વ રીતે, માન્યા શ્રીગુરુરાય. ૩૬
વ્યાકરણ પીંગળ છંદ યુતનાં, કાવ્ય અપરંપાર;
મર્મ તત્ત્વ પ્રબોધીને, પ્રભુશું કરાવ્યો પ્યાર. ૩૭

પરોક્ષ બ્રહ્મ તે પ્રગટ પેખ્યા, શ્રીગુરુની કહાણી;
પરમ દયાળુ શ્રીગુરુની, અગાધ બુદ્ધિ જાણી. ૩૮
નિસ્પૃહી નિર્લોભી અતિ, એક શ્રીહરિ રંગ;
અંતર વિમલ, ઝરે પ્રેમભક્તિ, ક્ષણુ ક્ષણુ અધિક ઉમંગ. ૩૯
અપાત્રને સત્પાત્ર કીધો, સોંપ્યો મુને શ્રીનાથ;
આર્ત પ્રપન્ન લહી, મુને મેળવ્યો તાદૃશી સાથ. ૪૦
શ્રીકૃષ્ણુ કીર્તિ ગાન કરવા, શીખ ગુરુએ દીધી;
મેં સાદરે તે પ્રમાણી, માથે ચઢાવી લીધી. ૪૧
પૂર્વ સ્થિતિ સ્મૃતિ કારણે, મેં પ્રશ્નોત્તર યહાં લીધાં;
મૂઢમતિની મૂઢ બુદ્ધિ **પરખવા**, કહી **દીધા**. ૪૨
ગુરુ શિષ્ય સંવાદે કરી, તે વરણીઆ પદબંધ;
ઉત્તર વચન આખર તણાં, સંલગ્ન હરિ સંબંધ ૪૩
હવે રહી નહિ કો કામના, એક ઇષ્ટ ગુરુ પ્રતિ હેત;
**દયે** વરણી નિજ કૃતિ, અંતરવૃત્તિ સમેત. ૪૪

ઇતિ શ્રીકૃષ્ણજન શ્રીવલ્લભદાસાનુદાસ કવિવર શ્રીદયારામભાઈ
વિરચિત “ ગુરુ શિષ્ય સંવાદ ” સંપૂર્ણ.

**ટીપ:**—“ શ્રીદયારામભાઇને પડેલા પ્રસંગો, એમના હૃદયની લ્હાગણા, એમનો પ્રભુ માટેનો તલસાટ, એમની જીવન-કહાણી, ઇચ્છારામ ભટજીનો, એ મહાનુભાવી ભગવદીયનો સંગ ને આશીર્વાદ, તિલકાયત શ્રીગોસ્વામિશ્રીવલ્લભલાલજીની કૃપાકટાક્ષથી થએલું બ્રહ્મ-સંબંધ, સેવ્ય ઠાકુરજી વિષેની ચોખવટ, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર ને સ્ત્રીઓના ધર્મની ટુંકાણમાં છણાવટ આ ગ્રંથમાં દેખા દે છે. ગ્રંથ સરળ ને સમજી શકાય તેવો છે. એમના જીવનપર આક્ષેપ મૂકનારાઓએ આ ગ્રંથ ખાસ વાંચવો.

પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઇના પટ્ટ શિષ્ય પ્રપૌત્ર,
**જોશી જીવણલાલ છગનલાલ**, એડવોકેટ-ડભોઈ.

૪૨ પરખવા=જાણવા ઓળખવા.

# નિસ્સાધનતા વિષે.

**રાગ ધવળ ધન્યાશ્રી.**

નિસ્સાધન જન હિત કરવાને, પ્રગટયા પૂર્ણ પરબ્રહ્મજી;
નિસ્સાધન જન થાયે ત્યારે, હોય પ્રાપ્ત પદપદ્મજી. ૧
સૂર્યની આગળ દીપ આરતી, કયમ સમત્વ થાયજી;
કરે નિત્ય પણ શા **લેખામાં**, તદપિ કરવા આત્મા ધાયજી. ૨
સાધન મદની અહંતા મમતા; છૂટે પૂર્ણ રીતેજી;
પ્રભુ સકળ ફળે છે ત્હેને, કેવળ **નિર્હેતુક** પ્રીતેજી. ૩
હરિ અનુગ્રહનો પુષ્ટિમાર્ગ છે, તે નહિ સાધને સાધ્યજી;
લોકસંગ્રહાર્થે મર્યાદા રાખવી, પણ છે હરિ દુરારાધ્યજી. ૪
રોમ રોમમાં રગમાં રેલે ફેલે, જ્હેનાં હાડેહાડ વિંધાયજી;
કરે સર્વ પણ ગેહ અગર્વે, તે નિસ્સાધની કહેવાયજી. ૫
પુરુષાર્થ રૂપનાં સાધન સર્વે, પ્રયત્નપૂર્વક કરિયેજી;
બ્રહ્મ સહાય **વિણ** નિમિત્તમાત્રવત, તદપિ તે આચરિયેજી. ૬
બ્રહ્મતણું **અવલંબન** રાખી, કરવા યોગ્ય તે કરવાંજી;
નિષિદ્ધ અવિહિતનાં સમ્યક્ ટાળી, વિહિત ચિત્તમાં ધરવાંજી. ૭

૩ નિર્હેતુક=હેતુ વગરની.

૪ " अनुग्रहः पुष्टिमार्गे नियामक इति स्थितिः " ॥ १८ ॥
" नहि साधनसंपत्त्या हरिस्तुष्यति कर्हिचित्. " ॥

૭ અવલંબન=આશરો–શરણ.

જે વસ્તુમાંહે જે જનની પ્રીતિયુક્ત અભિલાષજી;
તે પ્રાપ્ત થવાને અર્થે પ્રવૃત્તિ, પુરુષાર્થ એ પ્રકાશજી. ૮
સાધનરૂપ ઉદ્યોગારંભે, ધૈર્યતા દૃઢ મને રાખેજી;
હિંમત રાખી કર્યા કરે તો, અંતે બ્રહ્મરસ ચાખેજી. ૯
ફલમતિ સાધનમાં નાં રાખે, જાણે કર્તવ્ય કર્મજી;
નિષ્કામે હરિ અર્થ કરતાં, સર્વ સાધ્ય થાય પર્મજી. ૧૦
હું કર્તાદિ અહંતા મમતા, કર્મ વિષે નાં રાખેજી;
અભિમાનરહિત થઈ કરે, કર્તા હરિ એમ ભાખેજી. ૧૧
અનાદિ અનંત અનિર્વાચ્ય, અચિંત્ય અતર્ક સર્વેશજી;
વેદ પણ 'નેતિ નેતિ' કહી થાક્યા, તો હું જાણું શું લેશજી. ૧૨
સર્વ સાક્ષી સર્વત્ર જે વ્યાપી, સર્વ શક્તિમાનજી;
ત્હેની સત્તા પ્રસાદે કરીને, લેહેવાયે; વેદ કરે ગાનજી. ૧૩
કૃપાસિદ્ધિને અર્થે જે કાંઇ, વિધિ સાધન ઉપાયજી;
હરિ આશ્રય છોડીને કરે તો; એ સિદ્ધ ન થાયજી, ૧૪
સર્વ જનોને વિશેષ સુલ્લભ, સૌથી સાધી શકાયજી:
એવી નિષ્કામ હરિની ભક્તિ, હરિકૃપાનો ઉપાયજી. ૧૫
હું છું પ્રભુનો, પ્રભુ મ્હારા માતપિતા પતિ સર્વજી;
સદા સર્વદા સર્વભાવથી, ભજવા મૂકી ગર્વજી. ૧૬

---

૭-૮ વેદાંતસૂત્ર (બ્રહ્મસૂત્ર), અધ્યાય ૨, પાદ ૩, સૂત્ર ૪૧.

૮ જૈમિની મીમાંસા સૂત્રે અધ્યાય ૪, પાદ ૧, સૂત્ર ૧-૨.

૯ યોગવાસિષ્ઠ ગ્રંથે સર્ગ ૨, શ્લોક ૪, સર્ગ ૧૦, શ્લોક ૧૮.

મ્હારી ગતિ મુજ પોષણ કર્તા, કેવળ સુખના ધામજી:
સખા સુહૃદ પરમ હિતકારી, નિર્ભય સ્થાન વિશ્રામજી. ૧૭
गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ॥
ગીતાજી અધ્યાય ૯. શ્લોક ૧૭-૧૮.

જાણી કરે કે જાણી છોડે, તે કહાવે સાધનજી:
કરૂં છોડું કે કર્યું છોડયું, ભાન ભૂલે નિસ્સાધનજી: ૧૮
પંખા દ્વારે વાયુ લેતાં, **નિદ્રા** ગાઢ જ્યાં વ્યાપેજી;
ત્યારે છૂટે છે **કરથી વિંજાણ**, સુષુપ્તિએ **આપોઆપેજી**. ૧૯
હરિરસપૂર્ણ વ્યાપે સર્વાંગે, ત્યારે છૂટે સૌ ભાનજી:
પરવશતા રસરૂપમાં થાતાં, છૂટે અનુસંધાનજી. ૨૦
સ્નેહ પદાર્થ વાયુરૂપ, વર્ણ્યો નાં વર્ણાયજી:
દેહને પરસે અનુભવ તોહે, રૂપ કયમ પ્રગટ જણાયજી ? ૨૧
અવાક્ વિષયને કયમ વર્ણાયે, એવા હરિમાર્ગ રૂપજી:
કેવળ **અનુભવૈકવેદ્ય છે**. ઉપમા શી કહું અનૂપજી. ૨૨
ઉચ્છલિત મનસા સુત મળવા જયમ, ચંદ્ર પૂર્ણે **જલનિધિજી**:
મહાગંભીર પણ ઉચ્છલિત પોતામાં, સમાયે નાં **ઉદધિજી**. ૨૩
પ્રગટ ચંદ્ર જોતાં રસસાગર, દાખે પૂર ઉલ્હાસજી:
તેમ પ્રગટ રસ બ્રહ્મ છકે ત્યહાં, મર્યાદાનો હોય નાશજી. ૨૪

---

૧૯ નિંદ્રા=શેય. વિંજાણ=પંખો. આપોઆપ=એની મેળે. કરથી=હાથમાંથી.

૨૨ અનુભવૈકવેદ્ય=અનુભવથીજ ઓળખાય.

૨૩ ઉચ્છલિત×ઉમટતું. ઉભરતું. જલનિધિ-ઉદધિ=સમુદ્ર.

પ્રગટ પદાર્થ જ્યારે ભાસે, સર્વાત્મભાવી તવ મનજી;
સર્વ ત્યાગાદિ સાધન આશ્રય રહિત, તે નિસ્સાધનજી. ૨૫
સર્વાત્મભાવ કાંઈ સાધન ન્હોયે, કેવલ ફલાત્મક રૂપજી;
શુદ્ધ સ્નેહ રસ લીલા સાગર, રસિક રસભાવી અનૂપજી. ૨૬
મન માછલડું સદા ત્યાં વિલસે, તે નિસ્સાધની ભક્તજી;
એહ સ્નેહથી **બાહ્યાભ્યંતર**, ભરીત રસે અનુરક્તજી. ૨૭
અનન્ય સ્વરૂપાશ્રિત રસ કૃષ્ણા, રસાધીન **આઠે યામજી;**
શુદ્ધ નિર્દોષ અખિલ રસ તે છે, જે પ્રભુનો અભિરામજી. ૨૮
નહિ દીઠેલા નહિ સૂણેલા, દિવ્યામૃત રસપાનજી;
સર્વ પ્રકારે સદોહિત દાતા, પૂર્ણ સ્વયં ભગવાનજી. ૨૯
બહુ બુદ્ધિ કે વ્યાખ્યાનો વા બહુ શ્રુત લાભ્ય ન ઇશજી;
કેવળ કૃપાસાધ્ય બ્રહ્મ છે, સાધન નિમિત્ત તો મિષજી. ૩૦
કેવળ તર્ક અમાન્ય કહ્યો છે, શિષ્ટ પુરુષ સિદ્ધાંતજી;
પ્રગટ બ્રહ્મ અનુભવ વિણનું, જ્ઞાન જાણવું બ્રાંતજી. ૩૧

---

૨૭ બાહ્યાભ્યંતર=અંદર બાહાર. અનુરક્ત=આસક્ત.

૨૮ આઠે યામ=આઠે પોહોર.

૩૦ नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ॥
यमेवैष वृणुते तेनैव लभ्यस्तस्यैषात्मा विवृणुते तनुं स्वाम् ॥
કઠોપનિષદ્, અધ્યાય ૧, વલ્લી ૨, મંત્ર ૨૩—૨૨.
મુંડકોપનિષદે મુંડક ૩, ખંડ ૨, મંત્ર ૩.

૩૧ "न तांस्तर्केण योजयेत्". "अचिन्त्या खलु ये भावाः".
મહાભારતે ભીષ્મ પર્વે અધ્યાય ૫, શ્લોક ૧૨.

તે સર્વ કામ પૂર્ણ પ્રભુ સાથે, પરા ભક્તિએ થાયજી;
સત્યામૃત રસસાગરે રમતું, ભક્ત માછલડું સદાયજી. ૩૨
સ્નેહમાર્ગી રસિક ભક્તને, સ્નેહી પરત્વે દુઃખ એકજી;
રસિક ચૂડામણિ પ્રગટ ન વિલસે, સાક્ષાત્ સંબંધ વિશેકજી. ૩૩
ભાવાત્મક સાક્ષાત્ પ્રગટનો, સ્વરૂપરસ આલ્હાદજી;
પ્રગટ સંબંધ દિવ્ય રસ રીતે, હરિ જશ રસ આસ્વાદજી. ૩૪
હરિ રુચિસમ સદા તે વર્તે, કર્યું ન કર્યું માની તે રહેજી;
એ રીતે વિહિત સાધન કરતાં, સ્નેહ પરાકાષ્ઠા લહેજી. ૩૫
આદ્યે સાધન નિયમે થાતાં, પછી પડે છે ટેવજી;
સ્હેજે વ્યસનાસક્તિ થાતાં, નિસ્સાધની **તતખેવજી**. ૩૬
આવશ્યક કરવું જાણી સૌ કરતા, ઋણીવત્ કૃતિ લહો એહજી;
નિસ્સાધનીમાં નિર્હેતુકતા, ફલમતિ રાખે ન તેહજી. ૩૭
રહે બ્રહ્મને અર્થે સદા પરાયણ, બ્રહ્માર્પણ મતિયે કરેજી;
સ્વરૂપ શ્રીઅંગ સુખદ હિતકારી, વાત્સલ્ય રસ ઉર ઠરેજી. ૩૮
નિષ્કર્મી તે નિસ્સાધની છે, ફલ બુદ્ધિ મૂલ છૂટિ જાયજી;
વર્ણાશ્રમના ધર્મ પાળે પણ, આસક્ત ત્હેમાં નાં થાયજી. ૩૯
આળસુ પ્રમાદી નિરુત્સાહી, કાયર ને બળહીનજી;
તપાદિ રહિત ને શુષ્ક જ્ઞાની જન, બ્રહ્મે થાય ન લીનજી. ૪૦

---

૩૨ सोऽश्नुते सर्वान्कामान्सह ब्रह्मणा विपश्चिता ॥

તતખેવ=તરતજ. તેજ વખતે.

૪૦ नायमात्मा बलहीनेन लभ्यो न च प्रमादात् तपसो वाप्यलिंगात् ॥
મુંડકોપનિષદે. મુંડક ૩, ખંડ ૨, મંત્ર ૪.

જે જન નિશ્ચહી બુદ્ધિશાળી, ક્રમ ક્રમથી કરે અભ્યાસજી;
તે જનને ષટ્ માસની માંહે, સમ બુદ્ધિ થાય પ્રકાશજી. ૪૧
બ્રહ્મને જાણે બ્રાહ્મણ થાયે, બ્રહ્મત્વ સ્ફુરે બ્રહ્મભાવેજી;
રાજ્યાભિષેકે રાજા થાય ત્યમ, ભક્તને પ્રભુ દર્શાવેજી. ૪૨
જેણે બ્રહ્મ યથાર્થ જાણ્યા, તે સહે઼ા બ્રહ્મ સ્વરૂપજી:
તદપિ પરબ્રહ્મ શ્રેષ્ઠ છે, અકળ સકળ તે અનૂપજી. ૪૩
વાસુદેવ મતિ રહે સર્વત્રે, અન્ય રહે નહિ ભાનજી;
સ્વરૂપ રસ વિજ્ઞાને ભોગે, અનુભવે રસ એક તાનજી. ૪૪
બ્રાહ્મી સ્થિતિ જ્ઞાનોત્તર પ્રેમે, સ્થિતપ્રજ્ઞપણાંની થાયજી:
અખિલ ભૂતે બ્રહ્મપણાંની, વૃત્તિ સદા થઈ જાયજી. ૪૫
બ્રહ્મથી ભિન્ન ન ભાસે કોઇ, બ્રહ્માનુભવ હોયજી;
બાહ્યાભ્યંતર બ્રહ્મ ચરાચર, એકજ બ્રહ્મને જોયજી. ૪૬
યદ્યપિ અંશ અલ્પ જીવ એક તે, બ્રહ્મસમ અનંત થાયજી;
"स आनन्त्याय कल्पते", સ્પષ્ટ શ્રુતિ જુઓ ગાયજી. ૪૭
હું તું તે એમ ત્રિવિધના, દ્વૈતપણાને ખોયજી;
બ્રહ્માનુભવી બ્રહ્મરૂપ તે, સચરાચર સૌ જોયજી. ૪૮

---

૪૧ મૈત્ર્યુપનિષદે, ૬–૨૮. મહાભારતે શાંતિપર્વે અધ્યાય ૨૩૯, શ્લોક ૩૨.
મહાભારતે અશ્વમેધિકપર્વે અનુગીતાયાં અધ્યાય ૧૯, શ્લોક ૬૬.

૪૩ " ब्रह्म जानाति ब्राह्मणः ". " ब्रह्मविद् ब्रह्मैव भवति ".
મુંડકોપનિષદે. મુંડક ૩, ખંડ ૨, મંત્ર ૯.

૪૪ " वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः "

૪૮ બૃહદારણ્યકોપનિષદે, અધ્યાય ૪૩, બ્રાહ્મણ ૪, મંત્ર ૧૦,

જ્હેને જે વસ્તુની **કાંક્ષા,** તે અર્થે કૃતિ જે થાયજી;
તે તો તે આશાની ભક્તિ, સ્વાર્થ પ્રીત ગણાયજી. ૪૯
દૃઢ નિશ્ચય ત્ય્હાં વિશ્વંભર, જ્ય્હાં લોભ ત્ય્હાં પાપજી;
સંતોષ ત્ય્હાં સુખનિધિ હોયે, જ્ય્હાં તૃષ્ણા ત્ય્હાં તાપજી ૫૦
અવિશ્વાસ હરિનો નાં કરવો, કારણ તે મહાબાધકજી;
નિષ્કામે દૃઢ વિશ્વાસે, સુલક્ષ્ય સર્વ કો સાધકજી, ૫૧
સહેતુકતા નિસ્સાધનમાં, બાધકરૂપ કહેવાયજી;
માટે નિર્હેતુક મતિથી, કરવા કહ્યું ગુરુરાયજી. ૫૨
જગત ભુંડો કહે તે કારણથી, લાજ ધરે ભય રાખેજી;
પણ કુકૃત્યથી જો ડરે નાં, તો તે હરિરસ કયમ **ચાખેજી.** ? ૫૩
લાભ લોભ પૂજવા માટે, કે કો **ભલું** લગાડવાજી;
એ કૃતિ સ્હો સન્માન પામવા, યશ મ્હોટમ દેખાડવાજી ૫૪
જગત વખાણે કીર્તિ વાધે, લોક સર્વ ભલું કહેશેજી;

૪૯ अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित् ॥
**इतिसत्यं महाराज बद्धोऽस्म्यर्थेन कौरवैः ॥ ३५ ॥**
મહાભારતે ભીષ્મપર્વે યુધિષ્ઠિરં પ્રતિ ભીષ્મવચનમ્.
અધ્યાય, ૪૩, શ્લોક ૩૫,

૫૧ **अविश्वासो न कर्तव्यः सर्वथा बाधकस्तु सः ॥**
**ब्रह्मास्त्रचातकौ भाव्यौ प्राप्तं सेवेत निर्ममः ॥ १५ ॥**
શ્રીમહાપ્રભુજી, વિવેકધૈર્યાશ્રય ગ્રંથે.

૫૪ ભલું=સારૂં

વિખ્યાતાદિ સર્વ સહેતુકનું, એવું નિસ્સાધની લહેશેજી ૫૫
સ્તુતિનિંદા ઉભય સમ જાણી, વખાણ વખોડ બેઉ ત્યાગેજી;
એક મતિયે પુરુષોત્તમ રીઝે, તે કૃતિ અનુરાગેજી, ૫૬
નિરપેક્ષપણાંથી હરિ હિત કાજે, વિવિધ પ્રકાર કરે સ્હોજી;
અંશે અંશી પ્રસન્ન રાખવા, ભાવ કરે વિધિ વ્હોજી. ૫૭
સીતા ભક્તવિરહથી રામને, તાદૃશ વિયોગ બહુ ભારીજી;
તે **શુદ્ધિ મારુતી** લાવ્યા, "દૃષ્ટા સીતા" વાક્ય ઉચ્ચારીજી, ૫૮
પ્રથમ ભદ્રપદ દૃષ્ટા ભાખી, જાનકીજીની કહી વધાઇજી;
દાસ ભાવ સેવક વિવેકની, ગાથા રામાયણે ગાઇજી, ૫૯
શ્રીરામચંદ્રજી પ્રસન્ન થઇને, શ્રીહસ્ત મસ્તકે ધારેજી;
ત્યારે મારુતિ કહે રાજની **મુદ્રિકા,** તેહ પ્રભાવ ભારેજી. ૬૦
એમ હરિહિત અર્થની સેવા, તનમનધનથી કરતાજી;
તદપિ ત્હેનો ગર્વ નહિ ક્યારે, અહંતા મમતા પરહરતાજી. ૬૧
નિમિત્ત માત્ર પ્રભુ મુજને કરિયો, સત્તાદિ સર્વ તમારૂંજી;
હું અબલ અશક્યથી કાંઈ નાં થાયે, વારંવાર શ્રીરામ ઉચ્ચારૂંજી ૬૨
એહ રીતે નિસ્સાધની જાણે, કરે બહુ નહિ ગર્વજી;
સાધનનું બળ લેશ ધરે નહિ, નિસ્સાધની તે સર્વજી, ૬૩
જ્યમ વેહેપારી **વણજ** કરે બહુ, વારંવાર અનેકજી;
તો ત્હેમાં તે કુશળ નિવડે, **પ્રવીણતા** આવે વિવેકજી, ૬૪

શુદ્ધિ=ખબર, મારુતિ=હનૂમાનજી

મુદ્રિકા=વીંટી

વણજ=વેપાર, પ્રવીણતા=હોંશિયારી

સુખ સંતોષ પ્રસન્નતા હરિની, જે તે રીતે થાયજી;
તે સુકૃતિનો સંતોષ ન ક્યારે, સદા હરિ રુચિ ચ્હાયજી. ૬૫
વેદશાસ્ત્રાદિ રહસ્યના જ્ઞાતા, શુદ્ધાદ્વૈત બ્રહ્મવિજ્ઞાનીજી;
નિપુણાચાર્ય શ્રીવલ્લભવરની કૃપાયે, થાય રસપાનીજી. ૬૬
ગુરુપ્રસાદે સર્વે સુલ્લભ, આસ્તિક જનને સદ્યજી;
સદ્‌ગુરુ સેવન સ્નેહે કરતાં, લહે મર્મ સૌ ગદ્યજી. ૬૭
દેહ ઇંદ્રિય મનાદિ ઉપસ્કર, ગૃહ કલત્ર વૈભવ આદિજી;
હરિ અર્થે તે સર્વે જોડી, રહે ભજનાનંદીજી, ૬૮
સેવાકૃતિ સૌ આજ્ઞાવત્, કરતાં થશે પ્રસન્નજી;
મ્હારે મ્હારૂં કર્તવ્યજ કરવું, એજ સદા રહે મન્નજી, ૬૯
જ્યમ નિત્યાહ્નિક નિત્યપ્રતિ કીધે, ન વિશેષ ફલની સિદ્ધિજી;
પણ ન કરે તો દોષજ લાગે, રાખવી સમજેણ સીધીજી. ૭૦
પ્રવીણ થઇ સાધન યુક્તિથી, કર્મે કુશળ થાય યોગજી;
શાસ્ત્ર **વિધિ** અનુસરે કરતાં, સિદ્ધ થાય સૌ જોગજી. ૭૧

---

૬૯ सेवाकृतिर्गुरोराज्ञाऽबाधनं वा हरीच्छया ॥
अतः सेवापरं चित्तं विधाय स्थीयतां सुखम् ॥ ७ ॥
નવરત્ન.

૭૧ વિધિ=પાઠાંતર.

૭૧ यःशास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ॥
न स सिद्धिमवाप्नोति न सुखं न परांगतिम् ॥ ગીતાજી.
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥ ગીતાજી.
कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ॥ ગીતાજી.

એ નિસ્સાધન નિરપેક્ષતાનું, અન્ય સહેતુક જાણેજી;
નિર્હેતુક જન કાંઇ ન વાંચ્છે, ફલ મતિ સ્વપ્ને ન આણેજી ૭૨
વિત્તાદિ અવિદ્યામાંહે લંપટ, મૂઢ પ્રમાદી લહો બાળજી;
અવિવેકી ઊર્ધ્વ પદે નાં જાયે, ને રહે ત્હેને યમજાળજી. ૭૩
જ્હેમાં જ્હેની પ્રીતિ હોયે, તે પ્રાપ્તિ માટે પ્રયત્નજી;
ત્હેનું નામ પુરુષાર્થ સાધન, ત્હેનું સદા કરે જતનજી ૭૪
કણની કોઠી નિકટે કોટિક, જળ ભરી ઘટને રાખેજી;
તેણે હવાએ કણ નાં વાધે, ક્ષેત્રે મેઘ જો નાખેજી. ૭૫
તે વૃષ્ટિનાં ચાર બુંદ પણ, વૃદ્ધિકારક મેહજી;
તેહ હવા સંતોષ કરે ત્યમ, પ્રભુ સંતોષે સ્નેહજી. ૭૬
પૃથુરાજાએ યજ્ઞ નવ્વાણું કરીને જાણ્યું એહજી;
સોમો થાતાં ઇંદ્રાસન મળશે, જાણી ત્યાગ્યો તેહજી. ૭૭
અસાર અલ્પ અનિત્ય સુખ જાણી, ત્યાગ કર્યો તત્કાળજી;
ત્યમ પ્રાચીનબર્હિષ કૃતિ જોઇ, દેવર્ષિએ દાખ્યો ખ્યાલજી. ૭૮
નિજ કૃતિ ફલમતિ કે સુખ વાંચ્છા, એ સહેતુક પદાર્થજી;
લોક વેદ ફલે સ્પૃહા રહે તો, ન પરમાર્થ એ સ્વાર્થજી. ૭૯

૭૨ નાણેજી=પાઠાંતર.

૭૪ જૈમિનિ મીમાંસા સૂત્રે. અધ્યાય ૪, પાદ ૧, સૂત્ર ૧–૨.

૭૬ મેહ=વરસાદ.

૭૯ સ્પૃહા=આશા, તૃષ્ણા.

મુમુક્ષુને એક હરિ અભિલાષા, અન્યે નાં મ્હોવાયજી;
કોઈ કામનામાં ન લલચાયે, તે હેતસ્વી થાયજી. ૮૦
સમ બુદ્ધિ રહે સર્વ કાળમાં, તો પુણ્ય પાપ નાં લાગેજી;
હરિ હિતનાં કર્મોમાં ક્યારે, કદિ ન સંકટ જાગેજી. ૮૧
હરિ હિત અર્થ સદા એ સાધે, નહિ સ્વાર્થ કો મન્નજી;
નિરુપાધિક નિષ્કામ કૃતિયે, સદાનંદ પ્રસન્નજી. ૮૨
અવિદ્યા રહે અંતર જહેને, **સમલપણું** ઉર હોયજી;
તે મૂઢો પરિભ્રમણ કરે છે, યમસદન તે જોયજી. ૮૩
સોપાધિક કૃત્રિમ જગ દેખાડો, સંતોષ પોષણ ન્હોયજી;
હુંભાવ પુંભાવ સમૂલ છેદે, ગાઢ સ્નેહે સુખદ સો હોયજી. ૮૪
કરે સર્વ પણ ગર્વ ન આવે, જ્યમ ગૃહી જનક વિદેહીજી;
તહ પ્રભુને પ્રસન્ન કરશે, જે દૈન્યભાવી હરિ સ્નેહીજી. ૮૫
થાકી હારી જાય ત્યાંહાં લગી, બનતાં સાધન કરવાંજી;
ત્યારે તે નિસ્સાધની થાયે, સાધનબળ પરહરવાંજી. ૮૬

---

૮૧ ગીતાજી. અધ્યાય ૨, શ્લોક ૪૯.

૮૩ સમલપણું=મેલું. મલવાળું.

૮૩ अविद्यायामन्तरे वर्तमानाः स्वयन्धीराः पण्डितंमन्यमानाः ॥
दन्द्रम्यमाणाः परियन्ति मूढा, अन्धेनैव नीयमाना यथान्धाः ॥
કઠોપનિષદે અધ્યાય ૧, વલ્લી ૨, મંત્ર ૫.
अविद्यायामन्तरे वर्तमानाः स्वयं धीराः पण्डितंमन्यमानाः ॥
जघन्यमानाः परियन्ति मूढा, अन्धेनैव नीयमाना यथान्धाः ॥
મુંડકોપનિષદે મુંડક ૧, ખંડ ૨.

પુરુષાર્થ બલ જ્યહાં લગી મનમાં, ત્યહાં લગીનાં સૌ સાધનજી;
ગોપી ગજેંદ્રવત્ સૌ બળ છૂટે, તે નિસ્સાધને પ્રસન્નજી. ૮૭
સર્વત્ર બ્રહ્મ ક્રીડે સૌ સ્થાને એક તે અનંત થાયજી;
સદા સર્વદા સર્વભાવથી, ભક્ત ભજે વ્રજરાયજી. ૮૮
આપ્તકામ ને પૂર્ણકામ પ્રભુ, ત્હેને પ્રિય જે હોયજી;
તે અંગીકાર કરવા ઇચ્છે, તે સમ પ્રિય નહિ કોયજી. ૮૯
હસ્તિની કળશની ઢલણી, ક્યારે કો પર શેંણે થાયજી;
તે નિર્ધાર કરીને કોથી, કદિ ક્યારે ન કહેવાયજી. ૯૦
બાજીની રમત મધ્યે પોબારનો પાસો હોયજી;
પણ તે કયારે?, કિયા દાવમાં પડશે?, ન નિશ્ચય કોયજી? ૯૧
હરીચ્છાનું હારદ શું છે, તેહ પડે નહિ જાણજી;
પરીક્ષિતની બ્રહ્માસ્ત્રે રક્ષા બ્રાહ્મણપુત્ર શાપે નિર્વાણજી. ૯૨

---

૮૮ "एकोऽहं बहु स्यां प्रजायेय". "स एकाकी न रमते" "स द्वितीयमैच्छत्". "क्रीडाभांडमिदं जगत्' सर्वेषां सर्वभावे सर्वानन्त्यप्रसंगात् सर्वमेकमेव ॥ ઇત્યાદિ શ્રુતિ.

सर्वदा सर्व भावेन भजनीयो व्रजाधिपः ॥
स्वस्यायमेव धर्मोहि नान्यः क्वापि कदाचन ॥

ચતુઃશ્લોકી. શ્રીમહાપ્રભુજી.

નિર્વાણ=મુક્ત. બ્રાહ્મણપુત્ર=અશ્વત્થામા.

૯૨ અશ્વત્થામાએ મૂકેલા બ્રહ્માસ્ત્રથી ઉત્તરાના પેટમાં રહી રક્ષા કરી. એકના દોષને લીધે યાદવ કુલને બ્રહ્મ શ્રાપ લાગ્યો ને વળી નવ જનને ઉગાર્યા. શ્રાપથી નવ જણની હાનિ ન થઈ.

૯૩ ગમ્ય=જાણ્યું.

સ્વતંત્ર સર્વેશ્વર પ્રભુની, કોણ પર શી રીતે કૃપાયજી;
કેવી કેટલી ક્યારે ઢલણી, ત્હેની ગમ્ય ન થાયજી. ૯૩
નિસ્સાધન સંપન્ન દશાએ, કૃપા સાધ્યે પમાયજી;
સર્વ શુભકર્તા જે ફળ પામે, તે વિજ્ઞાની સેહેજે કમાયજી. ૯૪
ફલોન્મુખ પરિપકવ સ્થિતિયે, પ્રગટેથી પરખાયજી;
અસાધન સાધન સમ થાતાં, સાધુજન હરખાયજી. ૯૫
કમર કસીને સદા તત્પર રહે, નિશદિન પ્રતિક્ષણ ક્ષણજી;
પ્રભુકૃપાનું કારણ મહાકારણ, કારણમથી કારણ એ ઘણજી. ૯૬
આદ્યે વ્હાલનાં ભાવો પ્રગટે, સ્નેહે ન નિયામક હેતુજી;
હરીચ્છાથી સ્હેજે થાયે, પૂર્ણ કૃપારસાબ્ધિ સેતુજી. ૯૭
યદ્યપિ હીરો બહુ મૂલ્ય ઉત્કર્ષનો, મહદ સંબંધે થાયજી;
તદપિ હીરો રહે દૈન્ય ભાવાત્મક, હરિ ઝવેરી પ્રતિ ધાયજી. ૯૮
અપરાધે ઘટે ન સમાધાને ન વૃદ્ધિ, સ્નેહ સામ્યે હલકુંજી;
ત્રિવિધિ દુઃખ દૂર સ્નેહી મળેથી, સ્નેહે કરી ઉપજે ઉમળકુંજી. ૯૯
સ્નેહ વાત્સલ્ય હિતભરનું સુખદ સૌ, જ્યહાં સ્નેહારત હોય મનજી;
કરે સર્વ પણ મનથી ન માને, પ્રાણાંત લગી નિજ જનજી. ૧૦૦

---

૯૪ सर्वं तदभि समेति यत्किञ्च प्रजाः साधु कुर्वन्ति ॥ ઇતિ શ્રુતે.

१०० सहस्रशक्तिश्च शतं शतशक्तिर्दशापि च ॥
दद्यादपश्च यः शक्त्या सर्वे तुल्यफलाः स्मृताः ॥ ९७ ॥
મહાભારતે અશ્વમેધિક પર્વે અધ્યાય ૯૦, શ્લોક ૯૭.
पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ॥ ગીતાજી.
અધ્યાય ૯, શ્લોક ૨૬.

પરમશ્રેષ્ઠ પ્રભુ કૃપાનિધિ છે, પણ હું રંક નહિ યોગ્યજી;
અતિ આદર સ્નેહ નથી કાંઈ મુજમાં, સંકોચ ધરે પ્રભુ ભોગ્યજી.૧૦૧
મૂળમાં પાત્ર પણ છે બહુ છોટું, તે નહિ પ્રભુને યોગ્યજી;
નિસ્સાધન થઇ સ્નેહે સમર્પે, તે પ્રભુને આવે ભોગ્યજી. ૧૦૨
મુજથી સાધન નિમિત્ત માત્ર જે, જેવું તેવું થાયજી;
તે બુદ્ધિપ્રેરક સાધન દાતા, શ્રીહરિ શ્રીવ્રજરાયજી. ૧૦૩
સત્તા સંપત ભાવ દાનીએ, કૃષ્ણ કૃપા મુખ્ય કારણજી;
આપ્તકામ ને પૂર્ણકામ, તેને, સાધનનું લાગે ક્યમ આવરણજી.૧૦૪
યદ્યપિ બ્રહ્મ સખા રૂપ છે, તદપિ તે મિત્રને કાજજી;
સંપત્તિ શક્તિ અનુસારે, જીવે કરવા પ્રયત્ને સિદ્ધ સાજજી. ૧૦૫
વિષ્ણુસ્વામીવત્ થાકે હારે, ત્યારે પ્રભુ સહાયજી;
અવશ્ય દયાનિધિ કરુણા આણી, કૃપા કરવા ધાયજી. ૧૦૬
એવું નવલ સાધન તે કરું શું? જેણે પ્રસન્ન પ્રભુ થાયજી;
આ મુજ કૃતિ ત્યહાં શા લેખામાં, દૈન્યભાવી કહેવાયજી. ૧૦૭
તદપિ તન મન ધન પ્રીતથી, સહજ સ્વભાવે કરતાજી;
કરે અપાર પણ રંચ ગર્વ નહિ, નિસ્સાધની મન ધરતાજી. ૧૦૮
યશોદાજીએ શ્રીકૃષ્ણને દામતણે બાંધ્યા ક્યારેજી;
હારી ગયાં દૈન્યતા આવી, આપ બંધાયા ત્યારેજી. ૧૦૯

---

૧૦૨–૧૦૩ बुद्धिप्रेरककृष्णस्य पादपद्मं प्रसीदतु ॥
सर्वेश्वरश्च सर्वात्मा निजेच्छातः करिष्यति ॥ નવરત્ન ૨.

૧૦૫ न ऋते श्रान्तस्य सख्याय देवाः ॥
ऋग्वेदे मंडल ४, सूक्त ३३, ऋचा ११.

સાધન વિવિધ રૂપ દામણાં, તેણે ન સર્યું કામજી;
સાધન મદ માટે ન રાખવો, ગર્વગંજન ઘનશ્યામજી. ૧૧૦
સ્વતંત્ર હરિ તે ભક્ત પરાધીન થાય, એ શ્રીમુખવાણીજી;
શ્રીમદ્ભાગવત નવમ સ્કંધે, સ્પષ્ટ વચન ઉર આણીજી. ૧૧૧
સહેજ સંબંધ શ્રીમહાપ્રભુ કહાણી, વારેવારે કહેતાજી;
તે કારણ કરુણાનિધિ કેશવ, નિજનો માની લેતાજી. ૧૧૨
પ્રભુ ઇચ્છાની ગમ પડે નહિ, જે કોણ પર કરે કૃપાયજી;
કેવી કેટલી ક્યારે હલણી ?, તે કોથી ન મપાયજી. ૧૧૩
કેવળ અનુગ્રહ હોય તવ હરિના, પૂર્ણ દૈન્ય જવ થાયજી;
દાસ દયો અળગા અશક્ય, પણ કરશે કરુણા વ્રજરાયજી. ૧૧૪

---

૧૧૧ अहं भक्तपराधीनो ह्यस्वतंत्र इव द्विज ॥

શ્રીમદ્ભાગવત. સ્કંધ ૯.

૧૧૩-૧૧૪ अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः ॥ ११ ॥

વિવેકધૈર્યાશ્રય.

यद्दैन्यं त्वत्कृपाहेतुर्न तदस्ति ममाण्वपि ॥
तां कृपा कुरु राधेश यया ते दैन्यमाप्नुयाम् ॥ १ ॥

તૃતીયા વિજ્ઞપ્તિ. શ્રીમત્પ્રભુચરણ.

वेदान्ते परमं गुह्यं पुराकल्पे प्रचोदितम् ॥
नाप्रशांताय दातव्यं नापुत्राया शिष्याय वा पुनः ॥ २२ ॥
यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ॥
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥ २३ ॥

શ્વેતાશ્વતરોપનિષદે બ્રહ્મનિરૂપણે અધ્યાય ૬.

**ટીપ:**–નિસ્સાધનતા વિષેનું પદ વૈષ્ણવોએ અને દયારામપ્રેમીઓએ ખાસ વાંચી મનન કરવા જેવું છે. નિસ્સાધની કોને કહેવો એ સચોટ સમજાવ્યું છે. શ્રી દયારામભાઈના ભક્તો તો ખાસ ધ્યાન આપી હૃદયમાં રાખશેજ.

પરમભગવદીય કવિવર શ્રીદયારામભાઇકૃત

# "કૌતુકરત્નાવલી"

### દુહા:

**શ્રીગુરુ ગિરધરલાલકે, પદ અંદ્ગ સુખધામ;**
**આનંદ મંગલ સહુ દિશા, અભિમત પૂરનકામ.** 1

**ટીકા:**—શ્રીમદ્ ગુરુદેવ શ્રીવલ્લભલાલજી અને શ્રીગિરિરાજધરણ એમના સુખના ભંડારરૂપ ચરણકમળને વંદન કરૂં છું. જેથી બધી દિશાએ આનંદ અને કલ્યાણ થાય. ધારેલું કાર્ય પૂર્ણ થાય.

**રચુ "કૌતુકરત્નાવલી", કરી શ્રીકૃષ્ણ "સમ્બન્ધ";**
**સ્વાર્થ—પરમાર્થ કરન, મિટે સકલ દુખદ્વંદ્ધ.** 2

**ટીકા:**—"કૌતુકરત્નાવલી" ગ્રંથ શ્રીકૃષ્ણના સંબંધવાળો કરીને રચું છું. તે સ્વાર્થ સાથે પરમાર્થ કરનારો છે. એનાથી બધાં દુઃખો મટશે. ૨

**મત બિસારીયો દયાકો, જન લહિ જગત્ ગુસાંઇ;**
**મેરો રચ્છન હોયગો, કમઠ અંડકી નાંઇ.** 3

**ટીકા:**—પરમભગવદીય કવિવર શ્રીદયારામભાઇ જગત્ ગુંસાઇ, શ્રીમત્પ્રભુચરણ, પરમદયાળુ શ્રીવિઠ્ઠલનાથજીને વિનતિ કરતાં વિનવે છે કે હે!, જગતગુંસાઇ!, હે પ્રભો! આપનો જન જાણી દયાને જરા પણ ભૂલશો નહિ. કાચબાના ઈંડાની માફક મ્હારૂં રક્ષણ થશેજ.

---

1 અભિમત=ધારેલું.

કમઠ અંડકી નાંઇ=કાચબાના ઈંડાની માફક.

કાચબો ઇંડાઓને રેતીમાં જઈને દાટી આવે છે.

**દયા દારતે યોં ભગ્યોં, જ્યોં છુટિ સકે ન છડાંઇ;**
**છાંય છુવત કાયા ગ્રસે, છાયા મગરી નાંઇ,** ૪

**ટીકાઃ**—પરમભગવદીય કવિવર શ્રીદયારામભાઇ જીવને શિખામણ આપતાં કહે છે કે તમો સ્ત્રીઓથી એવી રીતે બચજો કે તેની છાયા તમારા પર ન પડે. કારણકે છાયા પડવાથી તરત તમારી કાયાને ખેંચશે. તમારો નાશ થશે. તે કોની માફક? છાયા મગરીની માફક છાયા મગરી નામની રાક્ષસી સમુદ્રમાં રહે છે. આકાશમાં ઉડતાં પક્ષીઓની કે બીજાઓની છાયા સમુદ્રના જળમાં પડતાં તે છાયાને છાયા મગરી ઝાલે છે. જેની છાયા હોય તે સમુદ્રમાં આવીને પડે છે. છાયા મગરી તેને ખાઇ જાય છે. ૪

**કૃષ્ણકૃપાબિન નાં મિલે, દયા કબહુ સત્સંગ;**
**મિલ્યો લાગ્યો જબ જાનિયેં, પૂરન પ્રસન્ન શ્રીરંગ,** ૫

**ટીકાઃ**—શ્રીદયારામભાઇ આગ્રહ કરે છે કે શ્રીકૃષ્ણચંદ્રની કૃપા વગર સત્સંગ ક્યારે પણ મળતો નથી. જ્યારે પ્રભુ જીવ પર પૂર્ણ પ્રસન્ન થાય ત્યારેજ સત્સંગ મળ્યો છે ને એનો રંગ લાગ્યો છેજ એમ જાણવું. સત્સંગ મળ્યો છે ને એનો રંગ લાગ્યો છેજ એ ક્યારે જાણવું કે જ્યારે શ્રીપ્રભુ પૂર્ણ પ્રસન્ન થાય. ૫

---

માગાં ઇંડાંઓને ફલાણે ઠેકાણે દાટયાં છે એવું સ્મરણ કાચબણને જ્યાં સુધી રહે છે ત્યાં સુધી બચ્ચાંઓ જીવે છે ને પોષાય છે. તેવી **રીતે હે પ્રભો !, તમે નિજજન જાણીને જરા પણ ભૂલશો નહિ.** ૩

હોની પ્રથમ હિય બસી રહે, પ્રગટ **ઉરોજ** ન કોય;
પ્રીર પ્રીર ઓઢની ઉર ઢપે, કન્યા તહું નર જોય. ૬

**ટીકાઃ**—જે થવાની વસ્તુ છે તે પહેલીજ હૃદયમાં વસે છે. પુરુષને જોતાંજ કન્યા વારે ને ઘડીએ ઓઢણી વતી પોતાના શરીરને ઢાંકે છે. જોકે તેને સ્તન દેખાય એવા થએલાં નથી જતાં. ૬

જાંનિ અદ્વૈત રુચિ હરિ, રાધાબર સુહાય;
પય પિવે **મંજાર, પાયસ** ન જઠર સમાય. ૭

**ટીકાઃ**—જેણે અદ્વૈતને જાણ્યો છે ને તેના પર રુચિ છે તેને રાધાબર શ્રીકૃષ્ણચંદ્ર સોહાય છે, બિલાડી દૂધ પીએ છે પણ **દૂધપાક** તેના પેટમાં ટકતો નથી. જેણે પ્રભુને જાણ્યા છે ને તેમાંજ મસ્ત છે તેના હૃદયમાં બીજી વસ્તુ ટકતીજ નથી. તરત ઉલટી થઇ નીકળી જાય છે. ૭. **મંજાર**=બિલાડી. પાયસ=દૂધપાક, ખીર, બિલાડીને અદ્વૈત પર દૂધ પર પ્રીતિ છે તેથી ટકે છે ને પચે છે. બિલાડીને અદ્વૈત પર પ્રીત હોવાથી 'દ્વૈત' દૂધપાક [ખીર] ટકતો નથી તરત ઉલટી થાય છે. પ્રભુરસના ભોગી પ્રભુરસજ માણે છે. બીજો રસ તેમના હૃદયમાં ટકતોજ નથી. તરત ઉલટી થઇ જાય છે.

રસિક કૃષ્ણક્રીડા જીવન, સુનિ દુખ પાવે નીચ;
સક્કરખોર **મિસરી** જીવે, **ખર** ખાવત મીચ. ૮

**ટીકા**—શ્રીકૃષ્ણ પ્રભુની ક્રીડા એ રસિકજનોનું જીવન છે ને આસુરીજનને દુઃખરૂપ છે.

સક્કરખોર પક્ષી સાગર વચ્ચે બેટમાં રહે છે. સાકર ખાઇને જીવે છે. ગધેડો સાકર ખાય છે કે તરત મરી જાય છે.

---

ઉરોજ=સ્તન.

મિસરી=સાકર. ખર=ગધેડો. ૮

સુખ ભુકતે શ્રીકૃષ્ણજન, દુઃખ ફલ દુરીજન પાય;
ભીમસેન ભોજન કરે, શકુની ઝાડે જાય. ૯

ટીકા—પ્રભુના ભક્તો સુખ ભોગવે છે. દુષ્ટ માણસો દુઃખ પામે છે. ભીમસેન જમે છે ને શકુની જાજરૂ જાય છે. ૯

સાધનકો ન પ્રમાન કછુ, હરિ દે સો સુખ પાય;
દયા ચાહિ સોઇ કરે, સમર્થ શ્રીવ્રજરાય. ૧૦

ટીકા—સાધનોનું કશું પ્રમાણ નથી. પ્રભુ જેને સુખ આપે છે તે ભોગવે છે. શ્રીપ્રભુ સમર્થ છે. જે ચાહાય તે કરે. ૧૦

દયા કૃષ્ણ ઇચ્છા બિના, ડોલે નહીં એક પાત:
એહિ દૃઢ ચિત્ત રાખિયો, લક્ષ બાતકી બાત. ૧૧

ટીકા—શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુની ઇચ્છા વગર એક પાન પણ હાલતું નથી. આ તને લાખ વાતની એક વાત કહી. માટે એનેજ ચિત્તમાં દૃઢ રાખજે. ૧૧

ફિર પાછે પછતાયબો, દયા ન કરી વહ કામ;
જહાં લગ તેરો બુદ્ધિબલ. પુનિ ઇચ્છા ઘનશ્યામ. ૧૨

ટીકા—પાછળથી પસ્તાવું પડે તેવું કામ ન કરીશ. જ્યાં લગી તારી બુદ્ધિ પહોંચશે ત્યાં લગી તું કરીશ. પછી તો પ્રભુની ઇચ્છાજ છે. ૧૨

ઉત્તમ એક **પ્રતીતિ** બીન, સહુ પૂજે તહું રોય;
તુલસી ટેક બલ ઢેડહું, **અહિ** કટ મરે ન કોય. ૧૩

**ટીકા**—એક દૃઢ વિશ્વાસ વગર બધાની પૂજા કરીએ છતાં કશું ફળ મળે નહિ. રડવા જેવું થાય. ઢેડને તુલસી માતાનો દૃઢ ટેક છે. એ દૃઢ ટેકના બળથી ઢેડને સાપ કરડે છે છતાં તે મરી જતો નથી. સાપ ઉતરી જાય છે. માટે પ્રભુની સેવા દૃઢ વિશ્વાસ રાખીને કરવી. અહિ=સાપ. પ્રતીતિ=વિશ્વાસ. ૧૩

કથની કામ સરે નહીં, દયા કીયેં ફલ હોય;
બીખ ખાયોં મુખ તેં કહેં, પેં જ્યોં મરે ન કોય. ૧૪

**ટીકા**—કેવળ બબડવાથી કામ થાય નહિ. કામ કરવાથી ફળ મળે. મેં ઝેર ખાધું છે એવું કહે તેથી તે મરે નહિ પણ જરા ખાય તો તે તરત મરી જાય. પ્રભુનામ હો પ્રભુનામ હો એમ કહેવાથી પ્રભુ ના મળે. પ્રભુનામ લેવાથી પ્રભુ મળે. નામ નામીને મેળવે. ૧૪

તું ચિત્ત ચિંતા ક્યોં કરે, વિશ્વંભર વ્રજપાલ;
સક્કર સક્કરખોરકું, દે **દધિ** મધ્ય દયાળ. ૧૫

**ટીકા**—હે મન! તું શા માટે ચિંતા કરે છે જે આખા વિશ્વનું ભરણપોષણ કરે છે, જે વ્રજના પાલક છે તે શું તને ભૂલી જશે? તું શું વિશ્વમાં ન આવ્યો? તારૂં પણ પોષણ કરશે જ. સક્કરખોર પક્ષી સાગરની વચ્ચે બેટમાં રહે છે તેને પણ પ્રભુ સાકર ખાવા માટે આપે છે. એવા દયાળુ છે. તે શું તારી ખબર નહિ લે? લેશેજ. ચિંતા ન કર. ગભરાઈશ નહિ. ૧૫ દધિ=સમુદ્ર

મ્હેરિ અજબ ગુલ કૃષ્ણ જપ, અચલ ધાર વ્રત લીન;
મૃગની બહિ મુખ પદ, પ્રભુ જલપુંછ ઊંટ મુખ દીન. ૧૬

ટીકા—"અજબગુલમ્હેરિ" આ પક્ષિણી હમેશાં શ્રીકૃષ્ણ નામનો એક ધારો જાપ કરે છે. જરાપણ મોઢેથી છોડતી નથી. પ્રભુનામ સ્મરણ છૂટી જાય તેથી ખાતી નથી તેમ પીતી નથી. તેથી પ્રભુએ ભક્ત પર કૃપા કરીને ત્હેને ખાવા માટે ત્હેના ચાર પગને મોરનાં મોઢાં કર્યા જેથી તે ચારો ચરે. એના પૂંછડે ઊંટનું મોઢું કર્યું તેથી તે પાણી પીએ. આવા પ્રભુ કૃપાળુ છે. તે પોતાના જનને કદાપિ ભૂલશેજ નહિ. માટે તું નિશ્ચિત થઈ પ્રભુ ભજન કર. બર્હિ=મોર. ૧૬

હરિજન સંગ મરે જીયે દૈવી જીવ અનેક;
મેઘબુંદ પરસત મરે, જેસેં જિવત ભેક. ૧૭

ટીકા:—વરસાદના પાણીનો સ્પર્શ કરતાં મરેલાં દેડકાં જીવે છે. તેવી રીતે પ્રભુના ભક્તના સંગથી જે દૈવી જીવો પ્રભુના સ્મરણથી વિમુખ છે—મરેલા જેવા છે તેઓ પ્રભુના સ્મરણ કરે છે. જીવતા થાય છે. ૧૭ ભેક=દેડકાં

રાધામોહન દરસ બિન, જીવે ન રસિયે દાસ;
ગુંજા કેધાં મિરચ્ય બિન, સંગ ન બસે બરાસ. ૧૮

ટીકા:—શ્રીરાધાજી તથા શ્રીપ્રભુના દર્શન વગર રસિક ભક્તો એક ક્ષણ પણ જીવતા નથી. મરી વગર બરાસ રહી શકતું નથી તેમ. ૧૮

મરેહૂ પ્રેમી સદ્ય જીવે, દરસત હરિ જીવન;
આવત જ્યોં જડ લોહમેં, ચમક લખત ચૈતન. ૧૯

જનની જનકપે પ્રીતિ, અસ હરિજન ધરિ નિર્દોષ;
નાગબેલિ જબ હિમ જરે, જરે સુદલ શત કોષ, ૨૦

**ટીકાઃ—**જેવો માબાપ પર પ્રેમ હોય છે તેવો પ્રભુભક્ત પર હોય તો તે નિર્દોષ છે. નાગરવેલનુ પાન ગમે તેટલું સુવાળું હોય ને સો ગાઉ વેગળું ગયું હોય છતાં જ્યારે 'નાગરવેલ' સૂકાઈ જાય છે કે તરત તે પાન સુકાઈ જાય છે. આવો એ બન્નેનો પ્રેમ છે. ૨૦

રાધામાધવ એક અસુ, જુગલ દેહ દરસાય;
નરમાદા જિમિ એક હે, **કુરંડ પંખી** ન્યાય. ૨૧

**ટીકાઃ—**રાધા માધવ એકજ પ્રાણ છે, બે દેહ દર્શન કરવા પૂરતા છે. નર અને માદા મળી એકજ છે. કુરંડ પંખીની માફક. ૨૧

અસુ=પ્રાણ.

હરિજનકો મન હરિહિમેં, કાહું ગિરસ પંચભૂત;
ઊંટ મરે જ્યોં ક્યોં હું, ગિરિમુખ સનમુખ મરુત. ૨૨

ક્યોહું રૂકયો ન રહે, ધસે હરિપેં મન હરિજન;
અમર ધૂમ્ર મૃગમદ ઝુંક, પ્રતિકૂલ જદપિ પવન. ૨૩

ભ્રમન કરાવે ક્યોહું કો, રસિક ન તજે વ્રજહંસ;
ઘુમત ઘુમત ધ્રુવ પૂતલિ જ્યોં, ઠરે સુ ઉત્તર દિસ. ૨૪

**ટીકાઃ—**ઘૂમતા ઘૂમતા ધ્રુવ પૂતળી જેવી રીતે ઉત્તર દિશાએ આવીને ઠરે છે તેવી રીતે ગમે તેટલો કોઈ ભમાવે તો પણ વ્રજના ધણી શ્રીકૃષ્ણચંદ્રને છોડીને રસિકો ક્યાંયે જતા નથી, ત્યાંજ ઠરે છે. ૨૪

**નાસ્તિક કે શ્યામ મુખ કીને હે શ્રીરંગ;**
**અદ્યાપિ પીવત પના પ્રગટ પના નરસિંગ.** ૨૫

**ટીકાઃ**—પ્રભુ છેજ નહિ, પ્રભુ જમતા નથી એવું જે કહે છે તેવા નાસ્તિકોના પ્રભુએ કાળાં મોઢાં કર્યાં છે. દક્ષિણમાં પના નરસિંહજી છે તે હજુ પણ આપણા દેખતાં પનો ( સાકરવાળું જળ ) પીએ છે, જેટલો પનો રેડીએ છીએ તેમાંનો અડધો પ્રભુ આરોગે છે ને અડધો ભક્ત માટે બાકી રાખે છે. ૨૫

**હરિસોં બહિર્મુખ સંગી સહ, પરમ અધોગતિ પાય;**
**જ્યોં ધક્કાકે તમાસે, સબ સંબંધી ગિરિ જાય.** ૨૬

**ટીકાઃ**—પ્રભુથી જે બહિર્મુખ છે તેના સંગીનો સંગ કરવાથી આપણી અધોગતિ થાય છે. મારામારી ને ધક્કામુક્કી થતી હોય ત્યાં જવાથી આપણને વેઠવું પડે છે ને વખતે પડી જવાય છે, જોકે આપણી સાથે મારામારી કે ધક્કામુક્કી થઇ નથી છતાં તેવી રીતે બહિર્મુખનો તો સંગ થયોજ નથી. તેના સંગીનો સંગ થયો છે. તેથી આપણી અધોગતિ થાય છે. માટે એવા સંગથી ચેતતા રહેવું. સારો માણસ લડાઈ થાય છે ત્યાં જતો નથી. પ્રભુના ભક્તોએ બહિર્મુખનો, તેના સંગીનો સંગ ક્યારેએ ન કરવો. એ સંગ બહુજ કપરો છે. ૨૬

**અતૃપ્તસો કબુ નાં રહે, દૃઢ પ્રતીતિ બલબીર;**
**સદા હરે દ્રુમગિરિ શિખર લખિ કો સિંચત નીર.** ૨૭

**ટીકાઃ**—જે અસંતોષી છે તેને પ્રભુમાં દૃઢ વિશ્વાસ નથી રહેતો સંતોષી વિશ્વાસુ હોય છે. વિશ્વાસ રાખે છે. પર્વતના શિખર પર આવેલાં છોડવા ને ઝાડો હંમેશાં લીલાંછમ રહે છે. જુઓ તો ખરા ? એને કોણ પાણી છાંટવા જાય છે ? પ્રભુમાં વિશ્વાસ રાખવો એ મોટી વસ્તુ છે. ૨૭

**ઘાતક સંગ ત્રાતક દયા, રચિ રાખ્યો ભગવંત;**
**જિમિ અહિ તાલુ દુહુ બસે, મ્હોરા માહુર દંત. ૨૮**

**ટીકાઃ**—ઘાત કરનારની સાથેજ તેનો તારનાર રાખ્યો છે. એવી ભગવાને અજબ રચના કરી છે. સાપના તાલવામાં બે દાંત રહે છે. મ્હોરાને માહુર. એક મારે છે ને બીજો જીવાડે છે. એકમાં ઝેર છે ને બીજામાં તેનો ઇલાજ છે. ૨૮

દરિ દે તબ સુખ યોં મિલે, જ્યોં શ્રીફલમેં તોય;
દયા જાય તબ ત્યોંહી ફિર, ગજ કપિત્થ ગતિ હોય. ૨૯

**ટીકા**—નાળીએરમાં જેવી રીતે પાણી ભરાય છે તેવી રીતે પ્રભુ સુખ આપવા ધારે છે તો મળે છે. હાથી જેવી રીતે આખું ને આખું કોઠું ગર્ભ બાળીને કાઢી નાખે છે તેવી રીતે જ્યારે જવાનું હોય છે ત્યારે તે જતું રહે છે. ૨૯

**વહ્નિરૂપ બલ્લભ પ્રભુ, બારે બિમુખ પતંગ;**
**સદા સમંદર કીટસેં, દૈવી હૈ સુખરંગ. ૩૦**

**ટીકાઃ**—શ્રીમદ્ વલ્લભાધીશ્વર પ્રભુ સાક્ષાત્ આધિદૈવિક અગ્નિસ્વરૂપ છે. સો સોમયાગ પૂરા થયા ત્યારે આપશ્રીનું પ્રાકટ્ય થયું હતું. દૈવીજનો એ પ્રભુના સ્વરૂપાનંદના સુખમાં રસમસ્ત છે. "સમંદર કીટ" સો વર્ષ લગી જ્યાં અખંડ અગ્નિ રહ્યો હોય તેમાં તે પ્રકટ થાય છે ને તે અગ્નિમાં જ જીવે છે.

"સમંદર કીટ" કલકત્તા મ્યુઝીઅમમાં છે. શ્રીમદ્વલ્લભાધીશથી જે વિમુખ છે તે પતંગીઆ જેવા બળે છે. ૩૦

**અર્ચા મૂર્તિ સો હરિહિ હૈં, સદા સત્ય શ્રુતિ ખાત;**
**મૃદા મૂર્તિ રચી દ્રોનકી, બિદ્યા પઢયો કિરાત. ૩૧**

**ટીકાઃ—**પ્રભુના સ્વરૂપનું પૂજન એ હંમેશાં સાચું છે ને વદમાં કહેલું છે. એકલવ્ય ભીલ દ્રોનગુરુની, માટીની મૂર્તિ કરીને વિદ્યા ભણ્યો હતો. ૩૧

**કૃષ્ણચંદ્ર કે દરસતેં, સકલ તાપ બુઝિ જાય;**
**ચંદ્રકિરનકે પાંન બલ, ચકોર અગ્નિ ખાય. ૩૨**

**ટીકાઃ—**શ્રીકૃષ્ણચંદ્રના દર્શનથી બધા તાપ નાશ પામે છે. સાંત થાય છે. ચકોર પક્ષી હંમેશાં ચંદ્રના શીતળ કિરણોનો ઉપભોગ કરે છે. તેના બળથી તે હંમેશાં અગ્નિ ખાય છે. ચંદ્ર ઊગે છે કે ચકોર તેના તરફ આથમતા સુધી ટગર ટગર જોયાજ કરે છે. ૩૨

**હરિજન હરિજન દુઃખિ સુનિ, કયોંહુ હરે દુખ ધાય:**
**જ્વાલ ધૂમ્ર સંગ દોરિ અધ દે દીપક પ્રકટાય. ૩૩**

**ટીકાઃ—**પ્રભુના ભક્તો પ્રભુના ભક્ત દુખી છે એવું સાંભળતાંજ ત્યાં જઈને ગમે તે પ્રકારે તેના દુઃખનો નાશ કરે છે. જ્વાળા ધૂમાડાની સાથે જઈને ગમે તે પ્રકારે દીવા સળગાવે છે. ૩૩

**નિર્વહે જહાં તાકું તહાં ડારે નંદકુમાર:**
**અસ આતસ હિમ ગિરિ મુખ, કપિ ધરે પરસિતુ સાર. ૩૪**
**હરિબંધી મર્યાદ સોં, સમ્રથહું સકે ન પેલિ;**
**સાગર સોં લંઘી ન સકે, મર્યાદાકિ બેલિ. ૩૫**

**ટીકાઃ—**હરિયે જે મર્યાદા બાંધી તેને ભલભલા સમર્થ હોય છતાં તે ઉલંઘી શકતો નથી. સમુદ્રને મર્યાદા બાંધી આપી છે. તે ઓળંગીને તે આગળ વધી શકતો નથી. ૩૩–૩૪.

દુષ્ટ સંગ દુઃખ જાંનીકિ, બસેં હરિજન દૂર;
ડાયનિ કો ન ડુબાવહિ, જેંસેં જલ ભરપૂર. ૩૬

હરિજન **પય** અરુ મનકી, જાંની લેહુ ઇક રીત;
પય ફાટત જહાં ઘૃત ગયો, મન ફટત જહાં પ્રીત. ૩૭

ચાર ચૌદ ખટ અષ્ટાદશનો, પઢિ કિનો તોલ;
જ્યોં નહિ હરિકી ભક્તિ તો, ઠર્યો પંખી **ચંડોલ**. ૩૮

**ટીકા:**—ચાર વેદ, છ શાસ્ત્ર અઢાર પુરાણ વગેરે ભણીને નક્કી કર્યું છે કે આટલું બધું ભણ્યો હોય છતાં પ્રભુની ભક્તિ નથી કરતો તો તેને ચંડાલ પક્ષીના જેવો જાણવો. ૩૬–૩૭–૩૮

**ખલ** આયો **ઢિગ** દેખી, હરિજન પ્રફુલ્લિતા જાય;
જેસેં દેખી સર્પ સદ, દીપ મલિનતા પાય. ૩૯

૩૯ ઢિગ=પાસે, ખગ=દગારો.

મુખ કછુ હિય કછુ હરિજન, સો સમુઝો પાખંડ,
સાહસ "મા કુરુ" કહે જ્યોં પંખી **ભોરંડ**. ૪૦

**ટીકા:**—મોઢે કાંઇ કહે છે, હૃદયમાં કાંઇ હોય છે. કહે કે કાંઇ ને કરે છે કાંઇ. એને તમે પાખંડ માનજો. એવા પ્રભુ ભક્ત નજ હોય. તેને ભોરંડ પક્ષીના જેવા જાણવા. ભોરંડ પક્ષી સાહસ ન કરશો એમ કહે છે ને તે જાતેજ સાહસ કરે છે. ૩૯–૪૦

બિન સ્વાર્થહુ સુધારે, હરિજન સબકે કાજ;
ડુબેગો લહિ સિકંદરિ, આવત બરજે જહાજ. ૪૧

હરિજન ભવમેં બસે તહુ મન હરિરસ પથ લીન;
સિંધુ બીચ તહુ પરસ નહિ, જ્યોં જમના કે મીન. ૪૨

**ટીકા:**—પ્રભુ ભક્તો સંસારમાં રહે છે છતાં તેમનું મન સદાયે પ્રભુરસમાં મગ્ન થએલું હોય છે. શ્રીયમુનાજી સાત સમુદ્ર ભેદીને વહે છે છતાં શ્રીયમુનાજીના માછલાંને તે સમુદ્રોના પાણીનો સ્પર્શ થતો નથી. ૪૧ ૪૨

કામ ન લાગી કૃષ્ણ પ્રિય, ભલિ વસ્તુ તહું ધૂલ;
ભોંર ભોગી ભોગ્યો ન તબ, ધિક્ શુભ ચંપક ફૂલ. ૪૩

**ટીકા:**—સારામાં સારી વસ્તુ હોય છતાં વ્હાલા પ્રભુને અંગીકાર ન થઈ તો તે ધૂળ બરાબર છે. સારામાં સારૂં ફૂલ હોય છતાં તે ભમરાને ભોગ્ય ન બન્યું તો તેને ધિક્કાર છે. ભોંર=ભમરો. ૪૩

નિસ ન તહુ ભલ એક દિન, હરિ પ્રિય આવે ધામ:
બસંત ઋતુ હરઝડ સુમન, જ્યોં અલિ કરી વિશ્રામ. ૪૪

ભાગ્યહીનકું ના મીલે, કૃષ્ણ ભજન રસ ભોગ:
દાખ પકવ જબ હોત, તબ કાગ હોત મુખ રોગ. ૪૫

**ટીકા:**—જ્યારે દ્રાક્ષ પાકે છે ત્યારે કાગડાને મોઢે રોગ થાય છે, કાગડાનું મોઢું પાકે છે તેથી તે દરાખ ખાઈ શકતા નથી. પ્રભુભજનના જે અધિકારી નથી તેને પ્રભુભજનરૂપી રસ ભોગવવાનો મળતો નથી. ૪૪ ૪૫

ગુણન દેખિ સન્માનિયે, હરિજન તજી ન કુરૂપ:
ઝેહેર પરીક્ષાકે લીયો, નિલી કપિ પાલત ભૂપ. ૪૬

**ટીકા:**—કદરૂપા હોય છતાં તેના સદ્ગુણો જોઈને તેનું સન્માન કરવું. કાળા મોઢાના વાંદરાને રાજા ઝેરની પરીક્ષા માટે પાળે છે. કાળો વાંદરો કદરૂપો છે પણ તેનામાં ઝેરની પરીક્ષા કરવાનો ગુણ હોવાથી રાજા તેને પાળે છે. પ્રભુ ભક્તોના ગુણ જોવા તેના સ્વરૂપ તરફ ન જોવું. ૪૬

નીરસ જ્ઞાનિહુ યત્નતેં, સરસ બને હરિદાસ;
ઉર બહોતહે કાસકી, જેસેં કરત પ્રયાસ, ૪૭

**ટીકા**:—શુષ્કજ્ઞાની પ્રયત્નથી રસિક ભક્ત બને છે. ૪૭

બૂડન મરાવે અધમપેં, મદ મર્દક ભગવાન;
જેસેં મારત ન્હાર કું, મિલિ બન છોટે શ્વાન. ૪૮

**ટીકા**:—જેવી રીતે નાનાં નાનાં કુતરાંઓ એકઠા થઇને જંગલમાં વાઘને મારે છે તેવી રીતે આપણાથી હલકા માણસ પાસે આપણું ગુમાન લેવડાવે છે. માટે શક્તિનો મદ ન કરવો. અર્જુન પાસે એજ બાણ હતું, એજ ધનુષ હતું છતાં **એમણે** માર ખાધો હતો. પ્રભુને ગર્વ ગમતો નથી. પ્રભુ ગર્વ ગંજન છે.

સગપનકોં બલ કમ, હરિ રચે સ્નેહ બલ પૂર;
દંપતી સાતેં ચિતાગ્નિ, અપત્ય ડારે દૂર. ૪૯

**ટીકા**:—સ્નેહના બલ આગળ સગપણનું બલ ઓછું છે. પ્રભુએ એવીજ રચના કરી છે. સતી સ્ત્રી પોતાના બાળકોને વેગળા મૂકીને ધણી સાથે ચિતામાં બળી મરે છે. ૪૯

સો હરિસમ લગિહિ રહે, અચલિત હરિ ચિત્ત દોર;
લખિલે ચંદ્રાસક્ત બલ, **અનલહુ** ભખત ચકોર. ૫૦

અનલ=અગ્નિ. દેવતા

**ટીકા**:—પ્રભુમાં ચિત્ત અચળ રહેવું જોઇએ. ચકોર પક્ષીની માફક ચકોર ચંદ્રના તરફ ટગર ટગર એકીટશે જોયાજ કરે છે. ચંદ્રની શીતલતાના બળથી ચકોર દેવતા ખાય છે. ૫૦

દયા સંતકો બ્રંદ જહાં, શ્રીહરિ વહાં નિવાસ;
જેસે ગોબરિ ઢેરમેં, બીચ્છુ હોય પ્રકાસ. ૫૧

**ટીકા**:—જેમ છાણના ઢગલામાંની વીંછી નીકળે છે તેમ પ્રભુભક્તો જ્યાં હોય છે ત્યાંજ પ્રભુ વસે છે. ૫૧

સદ બિગરે શુભ ભાવ હિય, છુવત હરિ વિમુખ અંગ;
જ્યોં બિગરત ભર કઠા ઘૃત, સિખ **સંધેસરા** સંગ. ૫૨

**ટીકા**:—ઘીના ભરેલી કઢામાં સંધેસરાની સળી ફેરવવાથી જેવી રીતે ઘી બગડી જાય છે કડવું થાય છે; તેવી રીતે પ્રભુથી જે વિમુખ છે તેમના સ્પર્શ કરવાથી હૃદયમાં રહેલા ઉંચા ભાવો તરત બગડી જાય છે. ૫૨

હરિ કીનો બિન રચ્છનહું, કછુ ન જાય કહું સત્ય;
કોકિલ ડારે કાકનિ હલહિ, ફિરે સહજ અપત્ય. ૫૩

**ટીકા**:—કોયલ પોતાનાં બચ્ચાંઓને (ઇંડાઓને) કાગડાના માળામાં જઇને મુકી આવે છે. કાગડી પોતાનાં બચ્ચાં જાણીને તેનું પાલન પોષણ કરે છે. પ્રભુ જેનું રક્ષણ કરે છે તે કોઇ કાળે મિથ્યા થતું નથી. ૫૩

પ્રેમ સિંધુ શ્રીકૃષ્ણ, મન બૂડયો ન બુઝે પ્યાસ;
પલ પલ પ્યાસ લગિ રહે, જ્યોં **ઝંખની** રહિ નિવાસ. ૫૪

**ટીકા**:—શ્રીકૃષ્ણચંદ્ર પ્રત્યેના પ્રેમ રસ રૂપી સમુદ્રમાં મારૂં મન માછલું બુડી ગયું છે છતાં તેની તરસ છીપતી નથી. પલે પલે તરસ લાગે છે. માછલું પાણીમાંજ રહે છે છતાં તે તરસ્યુંજ રહે છે. ૫૪

રાધા છબ હિય રાખી, જાન દે કૃષ્ણ કછુ જાય:
માદા મુક્તા હોય, નર મિલે આપુહી આય. ૫૫

**ટીકાઃ**—"નર માદા" એ જાતના મોતી થાય છે. વેપારી 'નર' મોતીને વેચે છે ને "માદા" મોતી પોતાની પાસે રાખે છે. ગમે ત્યાં ગએલું હોય છે ત્યાંથી 'નર' મોતી પાછું 'માદા' મોતી પાસે આવીને બેસે છે. શ્રીકૃષ્ણ પ્રભુ જાય તો જવા દેજો. પણ શ્રીરાધાજીના રસસ્વરૂપને સદાયે હૃદયમાં વસાવજો. તેથી પ્રભુ આપોઆપ પધારશે. ૫૫

સુનત મંત્ર પ્રભુ, દૈવી સદ ઉઠે પ્રેમ ઉર જાગિ:
જ્યોં સૂર કિરન પરસત, પ્રગટ સૂર્યકાંત મનિ આગિ. ૫૬

**ટીકાઃ**—જેવી રીતે સૂર્યના કિરણોનો સ્પર્શ થવાથી સૂર્યકાંત-મણિમાંથી તેજ પ્રગટ થાય છે તેવી રીતે પ્રભુના મંત્ર સાંભળવાથી દૈવીજનોનું હૃદય તરતજ પ્રેમથી ઉભરાય છે. ૫૬

કૃષ્ણ કૃપા સબ પર કરે, **નિજ જન બિન** ન દેખાય:
શશી અમિશ્રવ સબ કાંતિ શશીમનિ બિન ઘટ ન ભરાય. ૫૭

**ટીકાઃ**—શ્રીકૃષ્ણચંદ્ર બધા પર કૃપા કરે છે તે પોતાના ભક્તો વગર બીજાને દેખાતી નથી. ચંદ્રનો અમી બધે ઝરે છે છતાં ચંદ્રકાંતમણિ વગર ઘડો ભરાતો નથી. ૫૭

હરિજન કછુ ઉલટે ચલે, તહું હરિ બસે ન દોષ:
જલધારા **સૌહે** ચડે, ઝખ તહુ જલ નતુ રોષ. ૫૮

**ટીકાઃ**—પ્રભુના ભક્તો જો કદિ અવળા ચાલે છતાં પ્રભુના હૃદયમાં તે દોષ વસતો નથી. પાણી ફુવારામાં થઈને ઊંચે ચઢે છે. (ઊંચે ઊડે છે) છતાં માછલાંને પાણી તરફ જરાએ રોષ થતો નથી. માછલાંને પાણી પર એટલો પ્રેમ હોય છેજ. ૫૮

૫૮ **સૌહે**=ફુવારો. કારંજા.

પ્રભુ કહિ કરી સબમેં ન ઇક, તહુ કરૂ કરૂ નાહાંન;
જીય આયસમેં અંગ સબ, જ્યોં કહી મને ન કાંન. ૫૯

કા અચરજ !, હરિ મુરલિ તેં, બિરહાનલ મનમુસ;
રાગાનલતેં જરી મરે, પંખીહુ કકનૂસ. ૬૦

ટીકા:—પ્રભુની મુરલી સાંભળીને વિરહાગ્નિમાં મન બળે તેમાં શું આશ્ચર્ય ! 'કકનૂસ' પક્ષી પણ 'રાગાગ્નિ' થી બળી મરે છે. ૫૯—૬૦

જગદ્ગુરુ મુખ પરસ બિન, મંત્ર ન ફલિ જ્યોં તનક;
જ્યોં હેમ ઔખધ દિયે બિન, કનક ન બની રજ કનક. ૬૧

સિદ્ધમંત્ર તહુ બિન સુન્યે ગુરુ મુખ, મિલે ન શિવ;
શિવ મુખ બિન તારક સુનત, કાશીહુ મુક્તિ ન જીવ. ૬૨

ટીકા:—સિદ્ધ મંત્ર હોય તોહિ શું થયું ? ગુરુદેવના મુખારવિંદથી સાંભળ્યા વગર કલ્યાણ થતુ નથી. 'રામ' નામના તારક મંત્ર શિવજીના મુખથી સાંભળ્યા વગર કાશીમાં મરી ગએલા જીવની મુક્તિ થતી નથી. ૬૧—૬૨

બિષયી અબિષયી ન આરતં, કિયે હોત હરિદેવ;
શિખિ ન સ્વરૂપ હરિ પલ ભખી કંકર કામી પરેવ. ૬૩

મનમોહન સાકાર, બલિ નિરાકાર લોભાય;
કામી કન્યા મુખ મોહતં, પારદ છયે ધાય. ૬૪

ટીકા:—સાકાર સ્વરૂપ મનમોહનને મૂકીને નિરાકારમાં કોણ લોભાય ? નિરાંત કન્યાનું મોઢું જોવાનું મૂકીને તેની છાયા પાછળ કોણ જાય ? ૬૩—૬૪

ક્યોં ન કરે હરિ ચાહી, તબ ચિત્ત અસંભવ કામ;
જીવ તુચ્છ મતિ કહું કરે, પ્રકટ જંબુદ્રુમ જ્યામ. ૬૫

હરિ બલ દે તબ ઓર કૃતિ કરી દેખાવે ઓર;
અહિ દૃગ દેખે સુનિહુ, કરિ નક સુંઘે ગહે કોર. ૬૬

**ટીકાઃ**—પ્રભુ બળ આપે છે ત્યારે કાંઈ ઓરજ કરણી કરી બતાવે છે. સાપ આંખથી જૂએ છે ને સાંભળે છે. હાથી નાક વતી (સુંઢ વતી) સુંઘે છે ને ખોરાક **ગ્રહણ કરે છે. (લે છે).** ૬૫–૬૬.

૬૫–૬૬ અહિ=સાપ. કરિ=હાથી દગ=આંખ. નક=નાક, (સુંઢ).

ઊલટો સહુ સુલટો પરે, જો સહાય ભગવાન;
પાંડવ ધન નિવડ્યો ન, અતિ દ્યો સુયોધન દાન. ૬૭

**ટીકાઃ**—ભગવાન જો મદદગાર હોય છે તો ઉલટું કરતાં સુલટું થઇ જાય છે. પાંડવનું ધન ખૂટાડવા દુર્યોધન વધારે દાન આપતો હતો. ત્યારે ધન વધતું હતું. ૬૭

નિજ ગુરુ સેવ્ય સ્વરૂપ બિન, તોષ ન કિય બહુ દર્શ;
ભોજન તૃપ્તિ ન ભીમ જ્યોં, બીન કુંતા કર સ્પર્શ. ૬૮

**ટીકાઃ**—કુંતાજીના પીરસ્યા વગર જમવાથી ભીમને સંતોષ થતો ન્હોતો, ભીમ ધરાતો ન્હોતો તેમ શ્રીગુરુદેવના સેવ્ય સ્વરૂપના દર્શન વગર બીજી ઘણી જગ્યાએ દર્શન કર્યા હોય છતાં ભક્તને સંતોષ નજ થાય. ૬૮

નિજ પ્રશંસ સુનિ તુરત ત્યોં બઢત દીનતા સંત;
અનુમોદન કરતહિ તુરત બઢિ, જશ બલ હનુમંત. ૬૯

કિયે તાપ પશ્ચાત્ સદ્ય, પાપ અર્ધ બલ હોય;
વાલિ સન્મુખ હોય અરિ, જ્યોં આધો બલ ખોય. ૭૦

**ટીકા**:—વાલિની સામે જો એનો દુશ્મન આવે તો તેનું અડધું બળ જતું રહે છે. તેમ પાપ કર્યા પછી તુરત તેનો પશ્ચાત્તાપ કરવાથી તેનું અડધું બળ જતું રહે છે. ૬૯–૭૦

સદા તિય જડબત પર દેખત, અરુ બસ ઇતર કહાંઇ;
લખત મરે બોલત જીયે, **નીપટા** ખગકી નાંઇ. ૭૧

**ટીકા**:—નીપટા નામનું પક્ષી એવું થાય છે કે એના તરફ જોવાથી તે મરી જાય છે અને 'નીપટા' કહીને બોલાવીએ છીએ કે તરત જીવે છે. પારકી સ્ત્રીને જડ જેવી જોવી. એ બીજાની છે એમ બોલવું. પારકી સ્ત્રી તરફ કુદૃષ્ટિ કરવી નહિ. પારકી છે તે આપણી નથીજ. ૭૧

સંત બચન સબકો સુખદ, દેનન કાહુ કબુ પીર;
બાત પિત્ત કફ રોગ સબ, ગુનદ નીંબુ જ્યોં નીર. ૭૨

**ટીકા**:—સંત પુરુષોનાં વચનો બધાને સુખ આપનારાં હોય છે. તે કોઇને પીડા પમાડતાં નથી. વાત પિત્ત ને કફનો રોગ–એ બધાને લીંબુનું સરબત ગુણકારી હોય છે. ૭૨

ઇક હરિકોં નતુ જીય, ત્યોં નિજાનંદ સ્વાધીન;
ભ્રમતેં શ્રમ નિજ પુચ્છ ગ્રહન, જ્યોં બડસાગર મીન. ૭૩
તિમિસેં મમ અપરાધ બડ, તહું ન મોહી સંતાપ;
મોકું આશ્રે તિમિંગલ બલ, શ્રીગિરિધર આપ. ૭૪

**ટીકા**:—હે શ્રી ગિરિધર ! મારા અપરાધો મોટા છે છતાં મને જરા પણ સંતાપ નથી. કેમકે મને આપનો દૃઢ આશ્રય છે. ૭૩–૭૪

**તિમિગલ તિમિગલ ગલનિગલ રાધો જ્યાદો શીશ;**
**ત્યોં સુરપતિ શિવ શેષપતિ શ્રીપતિ પતિ ગોપીશ. ૭૫**
**હરિ ગુરુ ભગવદીય નામ ત્રય, અસ્તુ એક બિચાર;**
**જ્યોં હોરિ અહિપંચમી, દીપોચ્છવી ઇક બાર. ૭૬**

**ટીકાઃ**—શ્રીહરિ, ગુરુદેવ ને ભગવદીય એ ત્રણ નામ છે છતાં વિચારતાં એકજ છે. શ્રીહરિ, ગુરુદેવ ને ભગવદીય એ ત્રણે એકજ સ્વરૂપ છે. જેમ હોરી, નાગપાંચમ ને દિવાળી વરસમાં એકજ વારે આવે છે.

"શ્રીહરિ ગુરુ ભગવદીય, એ ત્રણે એકજ સ્વરૂપ;
ત્રય ધારા જ્યમ સુરસરી, તેમાં ભેદ નહિ તદ્રૂપ."

ગંગાજીની ત્રણ ધારાઓ છે છતાં તેમાં ભેદ નથી ને તેજ રૂપ છે તેમ શ્રીહરિ, ગુરુદેવ ને ભગવદીયમાં જરાપણ ભેદ નથી ને તે એકજ સ્વરૂપ છે. ૭૫–૭૬

**છુટે કૃષ્ણ અનુરાગ મન, હોત દુષ્ટકો સંગ;**
**અરુન કુસુમ ગંધક છુમા લગત, શ્વેત જ્યોં રંગ. ૭૭**

**ટીકાઃ**—લાલ ફૂલને ગંધક લગાડવાથી જેવી રીતે સફેદ થઈ જાય છે તેમ પ્રભુ પ્રેમથી રંગાએલું મન, બહિર્મુખનો સંગ થવાથી બગડી જાય છે. પ્રભુ તરફનો પ્રેમ મોળો પડે છે. એનું પ્રેમી મન વિહ્વળ થઇ જાય છે. ૭૭

**છુટે પાન અભિમાનતેં, સુધા દરસ ગોપાલ;**
**જીમિ ફટકી કે મિલનસોં, દુગ્ધ દધિ તત્કાલ. ૭૮**

**ટીકાઃ**—દૂધમાં ફટકડી મેળવવાથી તરત દહીં થઇ જાય છે તેમ પ્રભુના દર્શન રૂપી સુધારસનું પાન અભિમાનથી જતું રહે છે. ૭૮

**કૃષ્ણદાસકે સંગતેં, ક્રૂર શાંત વ્હે જાય;**
**જ્યોં ચૂના ભૂતલ લગી, અતિ શીતલતા પાય. ૭૯**

**ટીકાઃ**—જેમ ચૂનામાં પાણી રેડવાથી તે ઠંડો પડી જાય છે તેમ પ્રભુભક્તના સંગથી ઘાતકી પણ નરમ થઇ જાય છે. ૭૯

**દુરિજન સજ્જન અષ્ટ નોં, પ્રીતિ રીતિ પહિચાંનિ;**
**દુગુન ત્રિગુન ચૌ પંચ સમ, ઇત ઉત હાં નહિ હાંનિ. ૮૦**

**ટીકાઃ**—ખરાબ માણસની રીત ને પ્રીત આઠડાના જેવી જાણવી. ગરજ હોય ત્યારે તેનો પ્રેમ વધે ને ગરજ મટે ત્યારે તેનો પ્રેમ ઘટે. પહેલેથી કે છેલ્લે સુધી 'આઠ' નો આંક ગણવાથી **સમજ** પડશે. ઘડીમાં આંકડા વધે છે ને ઘડીમાં ઘટે છે. દાખલા તરીકે ૮–૧–૮. અહીં '૮' રહ્યા, ૮–૨–૧૬. અહીં ૬+૧=૭ થયા. ૮–૩–૨૪. અહીં ૪+૨=૬ થયા. ૮–૪–૩૨. ૩+૨=૫ થયા. ધીમે ધીમે ઘટવા માંડી. ૮–૭–૫૬. ૬+૫=૧૧. ૮–૯–૭૨ ૭+૨=૯. ૮–૧૦–૮૦. ૮. આમ ખરાબ માણસોની પ્રીતિ ઘડીમાં ઘટે છે ને ઘડીમાં વધે છે.

સજ્જન માણસની પ્રીતિ એકધારી ઠેઠ સુધી ચાલ્યા કરે છે. 'નવ'ના આંકની માફક પહેલેથી તે છેવટ સુધી એકધારી ચાલે છે. ૯–૧–૯. ૯–૨–૧૮. ૮+૧=૯ થયા. ૯–૩–૨૭. ૭+૨=૯ થયા. ૯–૪–૩૬. ૬+૩=૯ થયા. ૯–૮–૭૨. ૭+૨=૯. ૯–૯–૮૧. ૮+૧=૯. આમ નવડાનો આંક ઠેઠ સુધી એકજ રહે છે. વધતો નથી તેમ ઘટતો નથી. સજ્જન માણસનો પ્રેમ એકધારો વહે છે. જરાએ ઘટતો નથી તેમ વધતો નથી. ૮૦

**સંગ હોત હરિબિમુખકો, પુનિત પતિતતા પાય;**
**જ્યોં મિલ નીચ ‘ નકાર ’ સદ, યવ સુ યવન વ્હે જાય. ૮૧**

**ટીકા:**—બહિર્મુખનો સંગ થવાથી પવિત્ર પણ અધમ બને છે. ‘યવ’ એટલે જવ. એ પવિત્ર વસ્તુ છે. એની અંદર ‘ ન ’ મળવાથી ‘યવ’નો ‘યવન’ થઈ ગયો. ‘યવ’ રૂપી પવિત્ર પુરુષોએ ‘ યવન ’ રૂપી અધમતા ન મળે માટે ‘ન’ રૂપી બહિર્મુખોની છાંયે પણ નાં જવું. ૮૧

**કૃષ્ણભક્તકે સંગકોં, મહિમા લહે ન કોય;**
**સંબંધ હોત દકાર સદ, કાગહુ કાગદ હોય. ૮૨**

**ટીકા:**—પ્રભુ ભક્તના સંગનો મહિમા કોઈ જાણી શકે તેમ નથી. “ કાગ ” ને ‘દ’ કારનો સંગ થતા માત્રમાં તે કાગદ થઈ જાય છે. એ કાગળ પ્રભુનામ લખવામાં ઉપયોગી થાય છે. ‘દકાર’ રૂપી પ્રભુભક્તોનો મહિમા એટલો બધો છે કે ‘કાગ’ રૂપી અધમ જનોને ‘કાગદ’ રૂપી સજ્જન–ભક્તજન બનાવી પ્રભુના અંગીકારને માટે લાયક બનાવે છે. ૮૨

**કેસોહૂ દુખી જીવહુ, હરિજન મિલત સુખી હોય;**
**જ્યોં નિર્મલિકે સંગતેં, સમલ અમલ સદ તોય. ૮૩**

**ટીકા:**—ગમે તેવા દુ:ખી જીવ હોય છતાં પ્રભુભક્તના સમાગમથી તે સુખી થાય છે. જેમ નિર્મળી દવાના સંગથી મળવાળું પાણી તરત સ્વચ્છ થાય છે તેમ અગર શરદ ઋતુના સમાગમથી જેમ મેલું પાણી સ્વચ્છ થાય છે તેમ. ૮૩

**જાહિ પ્રમાન ન વહ દો ગુન દે ગરીબ નિવાજ;**
**હિંમતતેં કિંમત બ્હઢે, વહિ ચ્યીલ વહિ બાજ. ૮૪**

---

પુનિત=પવિત્ર, પતિતતા=અધમતા.

હોત સંગ નિજસે કરે, વે હરિભક્ત સુ ઓર;
પરસ લોહ કનક ન કછૂ, બલ અલિ કરિ કીટ ભોંર. ૮૫

**ટીકાઃ**—પ્રભુના ભક્તો પોતાનો સંગ થવાથી પોતાના જેવા કરે છે. લોઢાને સ્પર્શમણિનો સંગ થવાથી સોનું થાય છે. કીટને ભમરાનો સમાગમ થવાથી ભ્રમર બને છે. ૮૪–૮૫

હે હરિજન !, મન મનિ સુખરિ, ન મનિ બાત સબ ભંગ;
જ્યોં ધોવે સબ બરન જલ, ધુવન જાય નિજ રંગ. ૮૬
સહજ પ્રેમ પ્રગટ્યો, કબુ મિટે ન મથુરાધિપ;
ઉલટ સુલટ જિમિ ક્યોંહુ ગિરિ, બુજે ન "લોટન દીપ".૮૭

**ટીકાઃ**—પ્રભુ સાથે પ્રગટેલો સહજ પ્રેમ કોઈ કાળે કયેમે કરી જતો ન રહે. "લોટન દીપ" ગમે તેવો આડો અવળો પડે છતાં ઓલવાય નહિ. ૮૬–૮૭

કામ ન કછુ સાધન, જ્યોં હરિ હિય કરુના જાગી;
પોંન તુપક ગોલિ ચલે, જ્યોં દારૂ બિન આગી. ૮૮

**ટીકાઃ**—જ્યારે શ્રીપ્રભુના હૃદયમાં જીવને માટે કૃપા વસે ત્યારે તે જીવને કશા સાધનની જરૂર રહેતી નથી. સઢમાં પવન ભરાય ને વહાણ ચાલે ( પનઈ ચાલે ) પછી પનઈને કે વહાણને ચલાવવા માટે હલેસાં મારવાની જરૂર નથી. શ્રીપ્રભુના હૃદયમાં પવનરૂપી કૃપા વસે ને જીવનું આલોક ને પરલોકનું નાવ અખંડ ચાલ્યા કરે તો તેને "હલેસાં" રૂપી કર્મો કરવાની કશી જરૂર નથી. ૮૮

મન્ન બિષય ન્યારે કરે હરિ, અચરજ નહિ અત્ય;
મિલિ ધાતુ જુદિ આપતેં હુઇ, ધુરીધુઇયા મત્ય. ૮૯

---

પોંન=પવન. દારૂ=લાકડું. હલેસુ.

હરિજન દૂર મિચ ઢિગ દિખે, વિમુખ દિખે ઢિગ દૂર;
સુલટિ દૂરબિન સંત કર, ઉલટિ લખત ગહિ દૂર. ૯૦
સબ જગ રચના હરિ કરે, ફિર હરિમેંહિ સમાઇ;
હરિકો ક્રીડાભાંડ જગ, ઉર ઉરોનાભકી નાંઇ. ૯૧

**ટીકાઃ**—કરોળીઓ જેમ પોતાના મોઢામાંથી લાળ કાઢીને જાળું બનાવે છે, તેમાંજ રમે છે ને ઇચ્છા થતાં પોતાની અંદર સમેટી લે છે તેમ પ્રભુ આ જગતના નિમિત્ત ઉપાદાન ને સમવાયિ કારણ છે. પ્રભુએ આ જગત્ રચ્યું છે. પ્રભુ આ જગત્માં રમે છે. જગત્ પ્રભુની ક્રીડાનું સ્થાન છે. પ્રભુની ઇચ્છા થતાં જગત્ પ્રભુમાં સમાઇ જાય છે.

**"क्रीडाभांडमिदं जगत्", क्रीडार्थमात्मन इदं त्रिजगत् कृतं ते स्वाम्यं तु तत्र कुधियः पर ईश कुर्युः ॥**

શ્રીમદ્ભાગવત સ્કંધ ૮, અધ્યાય ૨૨, શ્લોક ૨૦,
બલિરાજાની પત્ની વિંન્ધ્યાવલીનું વચન.

**"एकांशेन स्थितो जगत्".**
**नमो भगवते तस्मै कृष्णायाद्भुतकर्मणे ॥**
**रूपनामविभेदेन जगत् क्रीडति यो यतः ॥ १ ॥**

તત્ત્વદીપનિબંધ ગ્રંથે. શ્રીમહાપ્રભુજી. ૮૯-૯૦-૯૧.

સંકટ પર ન ધિધાઇએ, હરિબલહુ જિય સચેત;
સમય પરે જ્યોં શુનહુકો, બિલાઇ ધુરકી દેત. ૯૨

**ટીકાઃ**—સંકટ પડવાથી ગભરાવું નહિ. પ્રભુના બળથી જીવે સાવચેત રહેવું. પ્રસંગ પડે બિલાડી કુતરાંઓને ધુરકીઆં કરે છે, માટે દુઃખથી ડરવું નહિ. પ્રભુ નામ લેવું. ૯૨

જીયે દુષ્ટ રસ વિષય ભખિ, સુનિ હરિરસ મુરઝાય;
ખિષ કીરા ખિષમેંહિ સુખિ, ખાંડ ખાત મર જાય. ૯૩

ટીકાઃ—ઝેરમાં ઉત્પન્ન થએલો કીડો ઝેરથીજ સુખી થાય છે. એ કીડો ખાંડ ખાય છે કે તરત મરી જાય છે. તેમ વિષયીને વિષયસુખ ભોગવવાનું ગમે છે. તેમાંજ રચ્યોપચ્યો રહે છે ને આયુષ્ય પૂરૂં કરે છે. પ્રભુના ગુણગાનરૂપી રસને સાંભળતાંજ તે ગભરાઈ જાય છે. પ્રભુરસમાં તેને ગોઠે નહિ. પ્રભુરસનું નામ સાંભળતાંજ તેને ઊલટી થાય. ઝેરનો કીડો ઝેરમાંજ મશગુલ રહે છે તેમ વિષયી વિષયમાંજ મગ્ન રહે છે. સારી વસ્તુ તેને ગમે નહિ. ૯૩

ચિત્ર ન દુઃખ હરિબિમુખ મુખ અંગ, પન અઘમૂલ;
જિમિ કલિત ઘર બસિ રહે, જા ઘર ગુડહર ફૂલ. ૯૪
કબુ કાહુકે ન બસ હરિ, જદપિ બસે ઘરમાંહી;
ચોપટ પાસા કર અયે, કહ્યો કર જિમિ નાંહી. ૯૫

ટીકાઃ—શેતરંજ રમવા માટે પાસો આપણા હાથમાં હોય છે છતાં તે આપણું કહ્યું કરતો નથી, આપણો માગ્યો દાવ પાડતો નથી પોતાની મરજી પ્રમાણે પડે છે તેમ શ્રીપ્રભુ આપણે ઘેર આવી વસે છતાં તે કોઈને વશ નથી. પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે. પોતાની ઇચ્છાને વશ છે. પાસાની માફક.

" सर्वेश्वरश्च सर्वात्मा निजेच्छातः करिष्यति ". ॥ २ ॥

નવરત્ન. શ્રીમહાપ્રભુજી. ૯૪–૯૫

તજિ ન સંત ભગવંત ગ્રહિ, તજ્યો ન ભજિ કંદર્પ;
પકરિ લકરી હારિલ ન છુટિ, ભુગે ન કંચુકી સર્પ. ૯૬

ટીકાઃ—પ્રભુ અને પ્રભુના ભક્તો (ગોપીજન વગેરે) જેને ઝાલે છે તેને છોડતા નથી. રાસલીલા વખતે પ્રભુએ અને શ્રીગોપી-

જનોએ કામદેવનો અંગીકાર કર્યો હતો તે વખતે એને જરા પણ વિખૂટો મૂક્યો ન્હોતો. શ્રીપ્રભુએ અને શ્રીગોપીજનોએ ‘ કામ ’ પર વિજય મેળવ્યો હતો. “ હારિલ પક્ષી ” અને સાપની માફક. ‘ હારિલ પક્ષીએ ’ જે એક લાકડી પકડી તે પકડીજ. મરી જાય તોએ તેને તો નજ છોડે. સાપે જે કાંચળી કાઢી નાખી તે ફરીથી નજ પહેરે. ૯૬

**હે હરિજન ! બિન બિચ્ચારી, કછુ કૃતિ કરિયે ન ધાય;**
**ત્યજત ભજત એકહુ ન બનિ, સર્પ છછુંદરિ ન્યાય. ૯૭**

**ટીકા**:—હે પ્રભુના ભક્તો !, વગર વિચાર્યું કશું કામ ધાઇને કયારે પણ ન કરવું. વિચાર કર્યા વગર સાહસ કરવાથી સાપ છછુંદરના જેવું થાય છે. સાપ છછુંદરને ગળે છે તો તે મરી જાય છે ને છોડી દે તો છછુંદર તેને મારી નાખે છે. સાપથી છછુંદરને છોડાતો નથી તેમ ખવાતો નથી. માટે તમો એવું કામ ન કરશો કે જે સાપ છછુંદરના જેવું હોય. જેને તમો છોડી ન શકો તેમ ભોગવી ન શકો. તેવું કામ કોઈ વખત ન કરવું. ૯૭

**રાધા બર મોહન લલિત, મેરે જીવન મૂલ;**
**ફનિ મનિ, અલિ અંબુજ, જ્યોં, બુલબુલ ગુલાબ ફૂલ. ૯૮**

**ટીકા**:—જેવી રીતે સાપનું જીવન મણિ છે, ભમરાનું જીવન કમળ છે ને બુલબુલનું જીવન ગુલાબ છે તેવી રીતે પરમભગવદીય કવિવર દયારામભાઈ કહે છે કે મારા જીવનનું મૂલ ( મારૂં સર્વસ્વ જીવનધન ) શ્રીરાધાવર લલિતત્રિભંગી શ્રીમદનમોહનજી છે. પરમભગવદીય કવિવર શ્રીદયારામભાઇનું સેવ્ય સ્વરૂપ ‘ શ્રીમદન-મોહનજી ’ હતું. ૯૮

સુનત સદ્ય ત્યોં હરિકથા, હિય કઠોરતા જાય;
જ્યોં બેંગનકે સંગતે, ખાંડ શિથિલતા પાય. ૯૯

**ટીકાઃ**—સખત બનેલી ખાંડ રીંગણાના સમાગમથી ઢીલી થઈ જાય છે તેમ પ્રભુની કથા સાંભળવાથી હૃદયની ક્રૂરતા જતી રહે છે. પાષાણી હૃદય પીગળે છે. ૯૯

દુષ્ટ ભાવ તો ટરે સહિ, હરિજન હોત સંબંધ;
જ્યોં જીરાકે સંગતે, મિટે હિંગુ દુર્ગંધ. ૧૦૦

**ટીકાઃ**—જેવી રીતે જીરાના સંગથી હિંગની ખરાબ વાસ જતી રહે છે તેવી રીતે પ્રભુ ભક્તનો સમ્બન્ધ થવાથી હૃદયમાં રહેલો દુષ્ટભાવ જતો રહે છેજ. ૧૦૦

ઓર ઉપાય ન મન બસ, બિન મિલાપ બ્રજરાય;
ઓર બુદ્ધિરસ બસ ન રસ, ગંધકમેં મિલિ જાય. ૧૦૧

**ટીકાઃ**—શ્રી વ્રજરાયના મેળાપ વગર મન બીજા ઉપાયોને વશ નથી. બુદ્ધિ રસ છે તે ગંધક વગર બીજા રસોમાં મળી જતો નથી. ૧૦૧

અતિ અગતિકિહુ ગતિ કરે, કૃષ્ણ શરન અવદાત;
ક્યોંહુ ન શુચિ મુખ છીંટ, સુહુ શુચિ સદ જ્યોં હરિગાત. ૧૦૨

**ટીકાઃ**—શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુને શરણ જવાથી અવગતિઆની પણ ગતિ થાય છે. (જેની કોઇ કાળે કયેમે કરી ગતિ ન થાય તેની સ્હેજમાં પ્રભુને શરણ જવાથી ગતિ થાય છે). મોઢાનું ઊડેલું થૂંક કોઈ કાળે ક્યારે પણ પવિત્ર નથી. તેજ જ્યારે પ્રભુનામ લેવાથી ઊડ્યું હોય તો તે પવિત્ર ને કલ્યાણકારી ગણાય છે. ૧૦૨

અકથ પ્રેમમાધુર્ય હરિ, કછુ કો કહિ કછુ બાદ;
સબ અનુભવી કહિ સકિ ન કો જેસે ઘૃતકો સ્વાદ. ૧૦૩

ટીકાઃ—દરેક જણ ઘી ખાય છે ને ઘીના અનુભવી છે છતાં ઘીનો સ્વાદ આ'વો છે એમ કોઈ કહી શકતું નથી. પ્રભુનું સ્વરૂપ મધુરતાથી ભરેલું છે. પ્રભુનું સ્વરૂપ આ'વું છે એમ કોઇ ચોક્કસ કહી શકતું નથી. પ્રભુનો પ્રેમ, પ્રભુની મધુરતા, પ્રભુ પોતે અકથ્ય છે. મન, વાણીમાં આવી શકે નહિ. ૧૦૩

સકૃત્ કૃષ્ણ કહિ અંત, દહિ સકલ દોષ લહિ મોષ;
હતિ ગંજીફા આખરિ, જિમિ જીત બુજ સબ સોષ. ૧૦૪

ટીકાઃ—જેમ ગંજીફાના છેલ્લા દાવમાં હારનારની જીત થવાથી તેની બધી શોષનાઓ જતી રહે છે તેમ અંતકાળે (મરણ વખતે) એકજ વખત 'કૃષ્ણ' નામ લેવાથી તેના બધા દોષ બળી જાય છે ને તે મોક્ષ પામે છે. ૧૦૪

નિર્ધનાધિક દુખ, ધન વિહિન, અતિ ધન દુખદ ગુસાંઇ;
ચાહીએ તિતનો તબ પ્રકટ, સુખદ સુમુખ અમિ નાંઇ. ૧૦૫

હરિજન ચાહે સો કરે, ડરિયે ન દીજે ખેદ;
મહિષ પૂચ્છતેં પઢાયે, જ્ઞાનદેવને બેદ. ૧૦૬

ટીકાઃ—પ્રભુના ભક્તો જે ધારે તે કરે. એથી ડરવું નહિ તેમજ ખેદ પામવો નહિ. જ્ઞાનદેવજીએ પાડાના પૂછડે વેદ ભણાવ્યા હતા. જ્ઞાનદેવજીની કથા ભક્તમાળમાં છે. ૧૦૬

હરિજન મલિ સજ્જન બને, જદપિ દુષ્ટ પ્રચંડ;
કારીજીરી કટુ મિષ્ટ જ્યોં, હોઈ સંગ કુષ્માંડ. ૧૦૭

ટીકાઃ—કુશ્માંડનો સંગ થવાથી કારીજીરીની કડવાશ મટીને જેમ મિઠાશ આવે છે તેમ ગમે તેવો ભયંકર દુષ્ટ હોય છતાં ભગવદીયનો સંગ થવાથી તે સારો માણસ બને છે. ૧૦૭

હરિજન સજ્જનતા ઘટે, કરત દુષ્ટકો સંગ;
જ્યોં ચુનાકે સંગતે જલ જરાય દે અંગ. ૧૦૮

ટીકાઃ—જેમ ચુનાની સોબતથી પાણી ગરમ થઇને શરીરને બાળી દે છે તેમ પ્રભુના ભક્તને દુષ્ટનો સમાગમ થવાથી તેમની સજ્જનતા તેમની સાદાઈ, તેમનું સારાપણું ઓછું થાય છે. ૧૦૮

ઉંચ નીચ નહિ નેમ બડ, ગુન દે ગિરિધરલાલ;
સોની ચિતેરા રદ કિયે, પાટણપુર કુલાલ. ૧૦૯

પ્રકૃતહુ પલટે સંગ સદ, દે હરિ વેસી મિલાઇ;
ચૂના કમરખ મીલત જ્યોં, છુટહિ ગરમી ખટાઈ. ૧૧૦

ટીકાઃ—" કમરખ "માં ચૂનો મેળવવાથી જેમ કમરખની ગરમી ને ખટાશ જતી રહે છે તેમ જ્યારે પ્રભુ એવા સંત પુરુષોનો સમાગમ મેળવે તો માણસની તરત પ્રકૃતિ પલટાઇ જાય છે. " પ્રકૃતિ ને પ્રાણ સાથે જાય " એ કહેવત છે છતાં પ્રભુ ધારે તો એવો સંગ મેળવી આપે કે જેથી સ્વભાવ તરત ફરી જાય. ૧૦૯–૧૧૦

કૃષ્ણનામ અઘ સમૂલ દહિ, ત્યોં ન ઓર સાધન;
શર્દ સંગતેં હોત ત્યોં, કતક જડિ ન શુચિ બન. ૧૧૧

તિતને પ્રસન્ન ન વિપ્ર હરિ, જીતને શ્વપચહુ દાસ;
દીપ ન જીમી કર્પૂર સદ, ગંધક પરસ પ્રકાસ. ૧૧૨

ટીકાઃ—ઢેડ ભક્તથી પ્રભુ જેટલા રાજી થાય છે તેટલા બ્રાહ્મણથી ખૂશ થતા નથી. કપુર ગમે તેટલું સુગંધીદાર હોય છે છતાં દીવો તેનાથી સળગાવાતો નથી પણ ગંધકનો સ્પર્શ થવાથી તે તરત સળગે છે. ૧૧૧–૧૧૨

**હરિજન ચાહિ સો કરે, જ્યાહિ પ્રસન્ન અબિનાશ;**
**મધિ ગંગા ઢિમ્મર સુતા, મુનિ ભોગી સુત વ્યાસ. ૧૧૩**

**ટીકા:—**જેના પર પ્રભુ રાજી છે તે પ્રભુ ભક્ત ધારે તે કરે છે. પરાશર ઋષિ પ્રભુ ભક્ત હતા. તેમણે ગંગાજી મધ્યે માછીની છોકરી **મત્સ્યગંધા** સાથે ખરા મધ્યાન્હના સમયે સંભોગ કર્યો, ત્યાં સાક્ષાત્ વેદવ્યાસજીનું પ્રાકટ્ય થયું. ૧૧૩

**હરિજન અતિ અનુચિત કરે, તહું હરિ ઉપજી ન રોષ;**
**કશ્યપ બ્યાહે સુત સુતા, સુત બામન કહાં દોષ ?. ૧૧૪**

**ટીકા:—**પ્રભુના ભક્તો ગમે તેવું ખરાબમાં ખરાબ કામ કરે છતાં તેથી પ્રભુને ક્રોધ આવતો નથી. કશ્યપ ઋષિ પોતાના દીકરા વૈશ્વાનરની પુત્રીઓ "કાલિકા ને પૂલોમા" સાથે પરણ્યા હતા. ત્યાં શ્રીવામનજીનું પ્રાકટ્ય થયું, ત્યાં કેમ દોષ ન આવ્યો ? ત્યાં પ્રભુ કેમ ન ક્રોધે ભરાયા ? પ્રભુના ભક્તો ધારે તે કરી શકે છે. પણ જ્યારે પ્રભુભક્ત કહેવાય ને પ્રભુ તેને માને ત્યારે. નહિ તો નહિ. ૧૪૪

**સમય ઉચિત સુખકર સકલ, હરિ ગુરુ હરિજન તીન;**
**કૂપોદક તિયકુચ છાંહી બટ, સિત તપ કાલ ન લીન. ૧૧૫**

**ટીકા:—**સમય પ્રમાણે (યોગ્ય સમયે) પ્રભુ, ગુરુદેવને પ્રભુ ભક્ત આ ત્રણે દરેકને સુખ કરનારા છે. કૂવાનું પાણી, સ્રીના સ્તન, ને વડની છાયા આ ત્રણે ગરમી હરીને ઠંડક કરે છે ને વખત જાય છે તે માલમ પડતો નથી. કૂવાનું પાણી ઠંડક કરે છે, સ્રીના સ્તન તપની હાનિ કરે છે, વડની છાયા નીચે બેસવાથી વખત કેટલો જતો રહ્યો તે માલમ પડતો નથી. તેમાંજ મગ્ન બને છે. (પાઠાંતરાર્થ). ૧૧૫

બલ કલિકાલહુ વાહિ લગ, શરન ન નંદકિશોર;
વર્ષા દુપ્હેરિ ગ્રીષ્મ જયોં પ્રાંત ન ચલિ **ઋતુ** જોર. ૧૧૬

**ટીકાઃ**—નંદરાયજીના પુત્ર શ્રીકૃષ્ણચંદ્રનું જ્યાં સુધી શરણ લીધું નથી ત્યાં સુધી કલિકાલનું જોર ચાલે છે. ગ્રીષ્મઋતુના તડકાનું જોર જ્યાં વરસાદ પડે છે ત્યાં જરા પણ ચાલતું નથી. ૧૧૬

એસી કૃતિ નહિ જક્તકોં, શ્રીહરિ કરિ બનેં ન;
જીયો બસ પિસુનિ સ્તન, કૌતક દેખ્યો નેંન. ૧૧૭
તનક દોષ દિખિ હરિ બિમુખ, તુરત તપ્ત વ્હે જાય;
ભર શરદીહુમેં અશ્વ જ્યોં, "આધછનુઆરા" ખાય. ૧૧૮

**ટીકાઃ**—થોડો દોષ જોઈને પ્રભુથી બહિર્મુખ છે તે તરત ગરમ થઇ જાય છે. પુષ્કળ વરસાદ પડતો હોય ને ખૂબ શરદી હોય છતાં ઘોડો " આધછનુંઆરા " ખાય છે. ૧૧૭ ૧૧૮

અધમ-જાતિ તહું પૂજ્ય બડ, જો ભક્તિ ગોપાલ;
ભક્ત-ભુસંડી **કાગ તનુ**, નયે **સુવર્ન મરાલ**. ૧૧૯

**ટીકાઃ**—અધમમાં અધમ જાતના હોય છતાં પ્રભુના ભક્ત હોય તો તે પૂજ્ય છે ને બડભાગી છે. કાગભુસંડીજી પ્રભુના ભક્ત હતા. તેમની કથા ઋષિમુનિઓ સાંભળતા હતા. જે હંસના જેવા હતા. ૧૧૯

હરિ નિમિત્ત અઘ ધર્મ હુઈ, ઉલટ અનાદર ખ્યાત;
વસુદેવ રુ દસરથ ભયો, ઇતિહાસ હરિતાત. ૧૨૦

**ટીકાઃ**—પ્રભુ માટે, પ્રભુની ઇચ્છા પ્રમાણે પાપ કરતાં ધર્મ થાય છે. પ્રભુનો, પ્રભુની રુચિનો અનાદર કરવાથી એથી ઉલટું ધર્મ

---

કાગ=કાગડો, તનુ=શરીર, મરાલ=હંસ,

કરતાં પાપ થાય છે. વસુદેવ ને દશરથના દાખલા જૂઓ. બન્ને પ્રભુના પિતા હતા. વસુદેવજીએ દેવકીજીના આઠમા ગર્ભને આપવાનું કંસને વચન આપ્યું હતું. તે ન પાળ્યું ને પ્રભુની ઇચ્છા પ્રમાણે ગોકુળ પધરાવી ગયા. ત્યાં વચન ભંગનું પાપ લાગવું જોઇએ તે ન લાગ્યું, ધર્મી સ્વરૂપની ઇચ્છા પ્રમાણે વર્તતાં ધર્મનો બાધ આવતો નથી. દશરથ રાજાએ કૈકેયીને આપેલા વચનના પાલન માટે શ્રીરામચંદ્રજીને વનવાસ ભોગવાવ્યો. તેથી તેમને છેવટે મરવું પડ્યું. વચન પાળવા બદલ પ્રભુને દુઃખ દીધું તેથી. આ બધી કથાઓ લોકમાં જાણીતી છે. ૧૨૦

**આપાદિ ન બલ સંતપેં ચલે, કરે શ્રમ ખૂબ;**
**અનાધ્યાય અધ્યયન અરુ, કપિ નિસિ જ્યોં મનસૂબ. ૧૨૧**
**બર્નાબર્ન અભેદકોં દોષ ન, રુચિ બ્રજનાથ.**
**જગન્નાથ કે ભાતકોં, જગત પસારત હાથ, ૧૨૨**

**ટીકાઃ**—બ્રજનાથજીની ઇચ્છા હોય છે ત્યાં વર્ણાશ્રમના ભેદનો દોષ લાગતો નથી. જગન્નાથજીના ભાતને ચારે વર્ણો ખાય છે. ૧૨૧ ૧૨૨

**કૃષ્ણ નામસમ્બન્ધ ત્યોં અધમોત્તમતા પાય;**
**ક્ષેત્ર દ્વારિકાં પર્યો, અસ્થ ચક્ર વ્હે જાય. ૧૨૩**

**ટીકાઃ**—શ્રીદ્વારિકાપુરીમાં પડેલાં હાડકાંઓ જેમ ચક્ર થઈ જાય છે તેમ શ્રીકૃષ્ણનામના સંબંધથી મહા અધમ પણ ઉત્તમ થઈ જાય છે. ૧૨૩

**કૃષ્ણભક્તિ પ્રાપ્ત ભયે, ઊંચ અવચ સમ ભક્ત;**
**સબ બસ્તુ સાંભલ પરિ, લોંન ભખે સબ જક્ત. ૧૨૪**

**ટીકાઃ**—શ્રીકૃષ્ણચંદ્રની જેમને ભક્તિ મળી છે એવા શ્રેષ્ઠ જાતના ને નીચ જાતના ભકતો સરખાજ છે. જેમ આખું જગત્

દરેક વસ્તુમાં પડેલા મીઠાંને ખાય છે તેમ આ ઉંચી વસ્તુ છે કે આ નકામી વસ્તુ છે તે જોઈને જમાતું નથી. પણ મીઠું પડેલું હોવાથી જમાય છે. બધી વસ્તુ સરખી લાગે છે. સારીયે દુનિયા જમે છે. તેમ શ્રીપ્રભુની ભક્તિનો સંગ થયો છે એવા ભક્તો ભલે તે ઉંચ હોય કે નીચ હોય પણ તે ભક્તિના પ્રતાપે સરખાજ છે. દુનિયા તેમને ભક્ત તરિકે પૂજે છે. ૧૨૪

**શ્રીહરિ છબિ જા હિય બસે, ધસે વિકાર ન કોઇ;**
**જ્યોં ભાજન પારદ પર્યો, જીય ઉત્પત્તિ ન હોઇ, ૧૨૫**

**ટીકાઃ**—જેમના હૃદયમાં પ્રભુનું રસસ્વરૂપ બિરાજે છે તેમનું હૃદય જરાયે વિકારવાળુ બનતું નથી. જે વાસણમાં પારો પડેલો હોય છે ત્યાં જીવજંતુ પેદા થતાં નથી. ૧૨૫

**સહેં ન દેં દુખ કાહુ, તિહિ દરસત હરિ હિય જોય;**
**દુખદ ન કાહુ,"હુમા ભખે અસ્થિ" છાહિ નૃપ હોય, ૧૨૬**

**ટીકાઃ**—સહન કરે ને કોઇને દુઃખ ન દે તેમના દર્શનથી પ્રભુ હૃદયમાં વિરાજે છે. "હુમા" નામનું પક્ષી થાય છે તે હાડકાં ખાઇને જીવે છે. તે કોઇને દુઃખ દેતું નથી. એ 'હુમા' પક્ષી ઉડે છે ત્યારે તેની પાંખની છાયા જેના પર પડે છે તે તેના ભાગ્યમાં નહોવા છતાં રાજા થાય છે. તેવી રીતે દરેક વસ્તુ સહન કરનારા કોઇને જરાપણ દુઃખ નહિ દેનારા એવા પ્રભુભક્તના દર્શન માત્રથી પ્રભુ હૃદયમાં બિરાજે છેજ એમાં જરા પણ શંકા નથીજ, ૧૨૬

**બડ વિભૂતિકી અકજતા, મિલત હરિજન ખોય;**
**જ્યોં બદરાકે સંગતેં, અમી સોં સાગર તોય, ૧૨૭**

---

બદરા=વાદળ, અકજતા=ખોડખાંપણ,

**ટીકા:—**વાદળના સમાગમથી સાગરનું ખારૂં પાણી મીઠું થઈ જાય છે તેમ મોટા મોટા ઐશ્વર્યવાળાઓમાં રહેલી ખોડખાંપણ પ્રભુભક્તના સોહામણા સમાગમથી નાશ પામે છે, ૧૨૭

**દુષ્ટ પરસ વ્હાં લગ ન સુખ, હરિજન અતિ અકુલાય;**
**મિલ્યોં બાલ વ્હાં લગ ન પય, ઉફાંન ક્યોંહુ સમાય. ૧૨૮**

**ટીકા:—**દુષ્ટોનો સ્પર્શ હોય છે ત્યાં લગી સુખ નથી. તેથી પ્રભુભક્ત વધારે અકળાય છે, વાછરડું ગાયને ધાવે છે ત્યાં સુધી દૂધ મળતું નથી. પાંનો ગમે તે પ્રકારે બેસી જાય છે. ૧૨૮

**હરિ મતિ દે સોહિ સુઘર, કછુ ચતુરાઇ ન જન;**
**કરી દાર યોં જ્યોં ભ્રમર, હે કો સૂતિકાસદન. ૧૨૯**

**ટીકા:—**પ્રભુ જેને બુદ્ધિ આપે તેજ ચતુર છે. જીવની ચતુરાઇ કશા કામમાં લાગતી નથી. ભમરામાં એટલી બધી આવડ છે કે તે લાકડાના પાટડાને કોરીને રહેવાને માટે સુંદર ઘર બનાવે છે. "સુઘરી" નામનું ચકલી જેવું પક્ષી થાય છે. તે ગામડામાં જોવામાં આવે છે; તે પોતાના રહેવાના સ્થાનને એવું સુંદરને સોહામણું બનાવે છે કે તેવું આપણા ઘરમાં હોતું નથી. "સુઘરી" તણખલાં-ઓથી ઘરની સજાવટ કરે છે; વાવાની થાય છે ત્યારે તો એની સુઘડતા આડો આંક વાળી દે છે. સુઘરીનો માળો એવો હોય છે કે એના વતી 'ઘી' ગાળી શકાય છે, 'સુઘરી' ને પણ પ્રભુએ ચતુરાઈ આપવામાં કચાસ રાખી નથી. સુઘરીનો માળો ગોળ હોય છે. એનો માળો ઝાડની ડાળી પર હોય છે. સુઘરી એ માળામાં રહીને હીંચકા ખાય છે. જ્યારે હીંચકા ખાય છે ત્યારે એ જાણે કે રાણી નહોય એમ લાગે છે. ૧૨૯

હરિ વિમુખ દ્વે સમગુની, મિલત ઉદય કલિધામ;
સમાન ઘૃત મધુ મિલિ ભખત, જ્યોં કરિ બિખકો કામ. ૧૩૦

**ટીકા**:—પ્રભુથી બહિર્મુખ જે છે તેવા બે જણ બરાબર ગુણવાળા મળવાથી તરત કલિકાળનું ઘર બને છે. ઘી અને મધને સમતોલ લેવાથી (સરખા માપથી લેઇ ખાવાથી) તે **વિષનું** કામ કરે છે. ઘી ને મધ સરખા પ્રમાણમાં લેઇને ખાવાથી તે ઝેરની ગરજ સારે છે. તેમ પ્રભુથી બહિર્મુખ છે તેવા બે જણ બરોબરીઆ મળવાથી કલિ વાસો કરે છે. ૧૩૦

પરસુખ સમુઝિ પ્રથમતેં, પ્રભુજન હોઇ ખુશાલ;
જ્યોં બર્ષાગમ કંકિડા, ટોપી પ્હેરે લાલ. ૧૩૧

**ટીકા**:—પારકાને સુખ થશે એમ જાણીને પ્રભુના ભક્તો પહેલેથીજ ખૂશ થાય છે. વરસાદ આવશે એવું જાણીને "કંકિડાઓ" લાલ ટોપી પહેરે છે તેમ. ૧૩૧

કછુ દુખ દોખ ન પરસ જન, કૃપા ઓર ગોપાલ;
દીઠી શસ્ત્ર લગવે ન દે, બજરબટુ તન ઢાલ. ૧૩૨

**ટીકા**:—પ્રભુની જેના પર કૃપા છે એવા નિજજનને દુઃખ કે દોષ કાંઈપણ સ્પર્શ કરતું નથી (અડકી શકતું નથી). બજરબટુની ઢાલ શરીરને શસ્ત્રનો ઘા લાગવા દેતી નથી તેમ. ૧૩૨

હરિજનકે હિય કાહુકો, ઓગુન ઠરે ન આય;
જ્યોં સબ સાગર પેટમેં રહે ન, નીકસી જાય. ૧૩૩

**ટીકા**:—જેવી રીતે સમુદ્રના તળીએ બધી વસ્તુઓ રહી શકતી નથી ને તરત ઉછાળા વાટે બહાર નીકળી જાય છે તેવી રીતે પ્રભુભક્તના હૃદયમાં કોઇનો અવગુણ ઠરીને ઠામ બેસતો નથી. તરત જતો રહે છે. પ્રભુના ભક્તો અવગુણને મનમાં લાવતાજ

નથી. ફક્ત તેના ગુણને રાખે છે. સમુદ્રના તળીએ રત્નો, મોતી હોય છે. કચરાને તો તે તરત બહાર કાઢી મૂકે છે. ૧૩૩

**રે ! જડ ! ચાતુર્માસ તો હરિ !, ભજ !, ભટકન ભાગી;**
**ખગ ખગહુ પાવસ ઠરે, ઈક થલ પ્રવૃત્તિ ત્યાગી. ૧૩૪**

**ટીકા:**—હે જડ ! વરસાદના ચાર મહિના તો ચારે બાજુની ભટકણુ છોડીને પ્રભુનું ભજન કર. પક્ષીઓ વગેરે પણ વરસાદની ઋતુમાં દરેક પ્રકારની પ્રવૃત્તિઓ છોડીને એકજ સ્થળે રહે છે. માટે તું પણ તારૂં ભટકવાનું છોડી દઇને 'ચાતુર્માસ' ભગવાનને ભજ. ૧૩૪

**કરિ કુક મુનિ તપિ દોરિ શ્રુત, દુઃખ હત ત્યોં વ્રજરાજ;**
**બરબરિયોં દારુન ગુલ મચ્યોહુ, સંગ ચોટ અવાજ. ૧૩૫**
**હરિ કરી તો સબ બને, ના બનવેકી બાત;**
**મ્હાભારતમેં જ્યોં મરે મુનિ, મિલે ઇકરાત. ૧૩૬**
**હરિ હરિજન બિન કાહુકી, નિશ્ચલ બાંની નાંહી;**
**દુનિયા દુ મુખી સાપ્યની, દોહુ ઓર ચલિ જ્યાંહી. ૧૩૭**

**ટીકા:**—પ્રભુ અને પ્રભુના ભક્ત વગર કોઇની અચળ વાણી નથી. દુનિયા બે મોઢાની સાપેણ જેવી છે. જેને જેમ બોલવું હોય તેમ બોલે. ૧૩૫ ૧૩૬ ૧૩૭

**સબ બિધિ સંમ્રથ, ચ્હાય સો કરે કાજ બ્રજરાય;**
**ગુરુ, દુજ, માતા સુત મરે, દિને લાય જીવાય. ૧૩૮**

**ટીકા:**—બધી વાતે સમર્થ પ્રભુ જે ચાહે તે કામ કરે. શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુએ ગુરુ સાંદીપનિ ઋષિના મરેલા પુત્રોને, બ્રાહ્મણના મરેલા પુત્રોને અને દેવકી માતાના મરેલા પુત્રોને જીવતા લાવીને આપ્યા. ૧૩૮

રે ચિત્ત ! ચિન્તા કયોં કરે, શિર સમર્થ ભગવાન;
દીખહુ કીટ કોસીટકો, ખાંનપાંન મગ કાંન. ૧૩૯

**ટીકા:**—હે ચિત્ત ! તારે માથે સમર્થ પ્રભુ બિરાજે છે. તું શા માટે ચિંતા કરે છે. જો તો ખરો ! કોસીટાના કીડાને ખાવાનું ને પીવાનું કોણ આપે છે ? ૧૩૯

અધમ અતિહિ ઉત્તમ બને, હરિ રુચિ સહજ સમૂજ્ય;
ઉત્પત્તિ અગ્નિકુમાર અરુ, પિપ્પલ લખિ જગ પૂજ્ય. ૧૪૦

**ટીકા:**—પ્રભુની જરા ઇચ્છા હોય છે તો અધમ ઘણોજ ઉત્તમ બને છે. પીપળાને આખું જગત્ પૂજે છે. ૧૪૦

દુષ્ટ સુખદ વ્હે જાય, જો કૃપા કરે બ્રજનાથ;
સહજ મુક્તિ દૈ દેત જગ, ગયાસુર સુનિ ગાથ. ૧૪૧

**ટીકા:**—વ્રજનાથજી જો કૃપા કરે તો દુષ્ટ પણ સુખ આપનારો થઈ જાય. ૧૪૧

ધૂપ ધૂમ્ર હરિ સંબંધી, પરસત ભાજે પાપ;
જેસેં જટિલા ધૂમ્રતેં, ગ્રહ તજી ભાજે સાપ. ૧૪૨

**ટીકા:**—પ્રભુ સંબંધી ધૂપ વગેરે જો સ્પર્શ કરે તો પાપ નાસી જાય છે. " જટિલાધૂમ્રથી " જેમ ઘર છોડીને સાપ નાસી જાય છે તેમ. ૧૪૨

ગોપીચંદન લેપ બલ, ધરે કાલ શિર પાય;
ઘસી લેપી કર હિંગુ બજ, અહિ ગ્રહિ ડર્યો ન જાય. ૧૪૩
બિષ હાંનિ ડર, દુરાનન અહિ ચંદન લપટાત;
સો સદ સંગત, તતુ ન મન, તાતે બિષય ન જાત. ૧૪૪

**ટીકાઃ**—ઝેર જતું રહેશે એવા ડરથી સાપ ચંદનને લપટાઈ જાય છે તેથી ઝેર જતું રહેતું નથી. સંત સમાગમ કરે પણ મન ન પરોવે તો તે વિષયી મટી જતો નથી. ૧૪૪

**મુહાધિ હુરસદ સંગ, ઇક લગન ન દેં ભવ તાપ;**
**શાંત બિખાનલ ચંદન ઇક, તપન નદે કઠ આપ. ૧૪૫**
**નિજ સમ સંગ ઇક શુચિ કરે, ઇક શુચિ તહુ ન સમાન;**
**પરસ પરસ ઇક લુહ કનક, ઇક કનકહુ સદાન. ૧૪૬**

**ટીકાઃ**—પોતાના સંગથી એકને પવિત્ર ને પોતાના જેવો કરે. એક પવિત્ર છે છતાં તે સરખો નથી. સ્પર્શમણિને સ્પર્શ થવાથી લોઢું સોનું થાય છે. સોનું છે તે સ્પર્શમણિની બરાબર નથીજ. ૧૪૬

**અબલ સબલ હરિ પ્રેમબલ, બલ બલવંત ચલૈન;**
**કાગદ પૂટ સનેહ ભરી, ધરી મુખ અનલ બરૈન. ૧૪૭**

**ટીકાઃ**—બળ વગરનો છે તે પ્રભુના પ્રેમબળથી બળવાળો થાય છે. મોટા બળવાનોનું બળ તેના પર ચાલતું નથી. કાગળનો **ખડીઓ** (દીવો) બનાવી તેમાં તેલ, દિવેલ કે ઘી પૂરીને દેવતા આગળ ધરવાથી તે અખંડ બળતો નથી. હોલવાઇ જાય છે. ૧૪૭.

**તુરત મિષ્ટ લગી બિષય સુખ, ઊંચ ન માનત નીચ;**
**બિષ બેલિકે પત્ર જ્યોં, ભોજન મિઠ પરિ મીચ. ૧૪૮**
**શાસ્ત્રબચન સાંચે વિભુ, કોઉ ન જૂઠે કહન;**
**હરિ બિભુ સહિ બડપરવકે, અલિક કરત કબુ ગ્રહન. ૧૪૯**
**અધમ અંગ અનુસંગતેં, હરિ રતિ બલ હુઇ ભંગ;**
**જ્યોં કપોત બેઠત કમર, ભંગ પસુ તન પંગ. ૧૫૦**

લોહ=લોઢું. અલિક=જૂઠું.

**કેસોહુ અઘી નરક ન પરે, શરન પર્યો ગોપાલ;**
**જેસે માલવ દેસમેં, કબુ ન પરે દુકાલ. ૧૫૧**

**ટીકા:**—જેમ માલવ દેશમાં ( માળવામાં ) ક્યારે પણ દુષ્કાળ પડતો નથી; તેમ ગમે તેવો પાપી હોય ને પ્રભુને શરણે ગયો હોય તો તે નરકમાં જતો નથી. ૧૫૧

**સાધન સાચે ઓર સહિ, પૈં નહીં નામ સમાન;**
**વ્યર્થ પરે નહિ કયોંહુ છે, નામ રામકો બાન. ૧૫૨**

**ટીકા:**—બીજાં બધાં સાધનો સાચાં છે પણ તે પ્રભુ નામની બરાબર નહિ. શ્રીરામચંદ્રજીનું 'રામ' નામ ને એમનું 'બાણ' એ બન્ને નકામાં જતાં નથી. ૧૫૨

**નિર્મળ હરિજનસોં મિલત, સમલ અમલ વ્હે જાય;**
**સમલ તેલ જલ મિલત,જ્યોં અમલ દીપ દરસાય. ૧૫૩**

**ટીકા:**—નિર્મળ હૃદયવાળા પ્રભુભક્તનો સમાગમ થવાથી ગમે તેવા પાપવાળો પાપી હોય તો તે પાપ વગરનો થઈ જાય છે. તેલ ગમે તેવું મેલું છે છતાં તેને સ્વચ્છ પાણીનો સંગ થવાથી તે ચોખ્ખો 'દીવો' પ્રગટાવે છે. પ્રભુના ભકતો સ્વચ્છ જળ જેવા છે. "પાપી"જનો મેલા તેલ જેવા છે. પ્રભુભક્ત રૂપી પાણીનો સંગ થવાથી "પાપી" રૂપી તેલ સ્વચ્છ "દીવાનું" દર્શન કરાવે છે. ૧૫૩

**નહિ હોવે કો કાર્ય સુહુ, હરિ કરે તબ હોય;**
**તિય પિય રતિ સુખ સુદ્યુમ્ન, અનુભવ ઇક ભવ હોય. ૧૫૪**

**ટીકા:**—નહિ થવાનું કામ તે પણ પ્રભુ કરે તો થાયજ, સુદ્યુમ્ન રાજાએ એકજ જન્મમાં સ્ત્રી અને પુરુષના પ્રેમના સુખનો

અનુભવ કર્યો. સુદ્યુમ્ન રાજા પુરુષ અવતારના હતા. તેમને સ્ત્રીદ્વારા નારી બનાવી. વળી પાછા તે પુરુષ થયા. પાછા જ્યારે ઇલાવર્ત ખંડમાં ગયા ત્યારે શિવજીના વચનના બળથી નારી થઇને આવ્યા. તેમને 'ચંદ્રમાના' પુત્ર 'બુધનો' રસ્તામાં સંગ થવાથી તેમને 'ઐલ' નામનો પુત્ર થયો.*એકજ દેહમાં સ્ત્રીપુરુષ બન્નેના સમાગમનું સુખ ભોગવ્યું. ૧૫૪

**કર્મ રેખ કયોંહુ ન મિટે, નામ મિટાઇ દેત;**
**હરદિકી જરદિ ન રહે, ચૂના રહે ન સેત. ૧૫૫**

**ટીકા:**—કર્મની રેખા જે પડી હોય છે તે કોઈનાથી કયારે પણ મટી શકતી નથી. પ્રભુ નામજ તેને મટાડી શકે છે. ૧૫૫

**કૃષ્ણ નામ શ્રીકૃષ્ણ તો, દોષ કોષ સબ હોરી;**
**દેવમનિ તુરીકો ન જ્યોં, લાગી શકે કુઈ ખોરી. ૧૫૬**

**ટીકા:**—જેને શ્રીકૃષ્ણ નામનો જાપ છે તેના દોષનો ભંડાર બધો બળીને ભસ્મ થઈ ગયો. જેમ "દેવમણિ ઘોડાને" કોઇ પણ પ્રકારની ખોડખાંપણ લાગતી નથી. ૧૫૬

**ભવસુખ ભુકતે ભાંતિ ભલિ, તહુ ન લગે અપરાધ;**
**હરિ નામાનલ હૃદય તો, રસના લ્યો નિર્બાધ. ૧૫૭**

**ટીકા:**—જેમના હૃદયમાં પ્રભુનામ રૂપી અગ્નિ વસી રહ્યો છે ને જે અખંડ નામ રટણ કરે છે તે જો સંસાર સુખ સારી રીતે ભોગવે છતાં તેને કોઇ પણ જાતનો દોષ લાગતો નથી, કારણ કે એનું મન, એનું-હૃદય પ્રભુના રસસ્વરૂપમાં અખંડ રમી રહ્યું છે, ને એની જીભ પ્રભુ નામ સ્મરણ રટી રહી છે. એ તો એક સાક્ષીવત્ સંસાર ભોગવે છે. ૧૫૭

**કૃષ્ણનામ રોગો ન બલ, જન કાગદ બલવાન;**
**બચિ બચાવ કલિજલદતેં, પ્રકટહૂં ન પરમાન. ૧૫૮**

**ટીકાઃ**—કૃષ્ણુ નામ જે રટે છે તેને રાગનું બળ ચાલતું નથી. તે જન કાગળના જેવો બળવાન છે. તે કલિકાલ રૂપી પાણીથી બચે છે ને બચાવ કરે છે. કાગળની હોડી પાણીમાં તર્યાજ કરે છે; એ આપણે નજરે જોઇએ છીએ; એને કાંઇ પ્રમાણુની જરૂર નથી. ૧૫૮

**અનલ ન બારે સમંદર, છાકર જલ ન સડાય;**
**સાં હરિ જપિ પ્રતિકૂલ ન કલિ, ઊલટા કરે સહાય ૧૫૯**

**ટીકાઃ**—" સમંદર " કીટને અગ્નિ બાળતો નથી, " સમંદર કીટ " નું રહેઠાણ જ્યાં સો વરસનો અગ્નિ હોય છે ત્યાંજ હોય છે. પાણીમાં માછલું હોવાથી તે સડી જતું નથી તેવી રીતે પ્રભુ નામ સ્મરણ રટનારને કલિકાળ પ્રતિકૂળ થતો નથી પણ એથી ઊલટો નાદદ કરે છે. ૧૫૯

**સિયાઘોષ હિખિ મહાર ડરિ ભજી નતુ કાંઠે નેંન;**
**ત્યોં સુમરત હરિ નામ મ્હા, ભય તજી સઘ દમેન ૧૬૦**

**ટીકાઃ**—શિયાળવાનો અવાજ સાંભળીને વાઘ ડરીને જતો રહેતો નથી ઊલટો તેમના તરફ આંખ ફાડીને જૂએ છે. તેમ પ્રભુ નામ સ્મરણ કરવાથી મોટામાં મોટો ભય જતો રહે છે તે તરત દમતો નથી. દુઃખ દીધા વગર જતો રહે છે. ૧૬૦

**ચૂનાસોં ઊર દુષ્ટકો, જલ પરસત હરિ નામ;**
**આગિ ઉઠે બરિ ડરિ ભજે, સુજન તૃષિત સુખ ધામ. ૧૬૧**

**ટીકાઃ**—દુષ્ટ માણસોનું હૃદય ચૂના જેવું હોય છે. પ્રભુ નામ રૂપી પાણીનો સંગ થવાથી બળ્યો ઝળ્યો થઈ જાય છે. બળી મરવાની બીકથી નાસી જાય છે. તેના હૃદયમાં આગ થાય છે. તે પ્રભુ નામ રૂપી પાણી સજ્જનની તરસને પોષનારૂં છે ને તેના સુખનું ધામ છે. ૧૬૧

બાધ ન લગિ સંસારી તહુ, કૃષ્ણ નામ રતિ માંની;
**રવિ** રતિવાન **સરોજ, સર** પરસ કરે નહિ પાંની. ૧૬૨

**ટીકા:**—સૂર્ય પર પ્રેમ રાખનાર કમળને સરોવરનું પાણી સ્પર્શ કરતું નથી. તેવી રીતે પ્રેમપૂર્વક શ્રીકૃષ્ણ નામ અખંડ જપનાર જો સંસારી હોય છતાં તેને કમળની માફક સંસારનો બાધ (દોષ) લાગતો નથી. કમળને સૂર્ય પર સંપૂર્ણ પ્રેમ હોવાથી તેને સરોવરનું પાણી જરા પણ અડકતું નથી. તેમ પ્રભુના ભક્તો સંસારમાં રહે છે છતાં સંસારનો ચેપ તેમને લાગતો નથી. ૧૬૨

દયાપ્રીતમ આશ્ચર્યમય, નટવર નંદકિશોર;
વિરુદ્ધધર્માશ્રય અકલ લીલા હે, તે સબ ઠોર. ૧૬૩

**ટીકા:**—પરમ ભગવદીય કવિવર શ્રી દયારામભાઈના પ્રીતમ, શ્રી નંદરાયજીના પુત્ર, નટુવામાં શ્રેષ્ઠ-એ ઘણું આશ્ચર્ય ઉપજાવે તેવા છે. વિરુદ્ધધર્માશ્રયી છે. બન્ને પ્રકારના વિરુદ્ધ ધર્મોએ એમનો આશ્રય લીધો છે. એમની લીલા અકળ છે. કળી શકાય નહિ તેવી છે. ને તે દરેક ઠેકાણે છે. ૧૬૩

યહ "કૌતકરત્નાવલિ", ચતુર મનોહર ગ્રંથ;
દયારામ હરિજન રચ્યો, પઢત પ્રાપ્તિ પ્રભુ પંથ. ૧૬૪

**ટીકા:**—આ "કૌતક રત્નાવલી" નામનો ગ્રંથ ચતુર પુરુષોના મનને હરણ કરનારો છે. પ્રભુના લાડીલા ભક્ત શ્રી દયારામભાઈએ એની રચના કરી છે. એનું પઠન પાઠન કરવાથી, એનો પાઠ કરવાથી, એને સારી રીતે પઢવાથી-સમજવાથી પ્રભુના માર્ગની પ્રાપ્તિ થશે, પ્રભુનો માર્ગ મળશે એમ પરમભગવદીય કવિવર શ્રી દયારામભાઈ આજ્ઞા કરે છે. ૧૬૪

**ઇતિ શ્રીકૃષ્ણદાસ શ્રીવલ્લભદાસાનુદાસ કવિવર શ્રીદયારામભાઇ વિરચિત કૌતકરત્નાવલિ ગ્રંથ સંપૂર્ણ.**

॥ श्रीकृष्ण: ॥

પરમ ભગવદીય કવિવર શ્રી દયારામભાઇ કૃત

# " અકળ ચરિત્ર ચંદ્રિકા "

છંદ દુવૈયાઃ—

શ્રીગુરુ શ્રીબલ્લભ શ્રીબિઠ્ઠલ શ્રીકૃષ્ણચંદ્ર સ્વામી;
તિનકી ચરન કમલરજ પર્મ કૃપા કર શિર નામી. ૧

**ટીકા:**—પરમ ભગવદીય કવિવર શ્રી દયારામભાઈ ગ્રંથની શરૂઆત પહેલાં શ્રીમદ્ ગુરુદેવ—શ્રીમદ્ ગોસ્વામિ શ્રીવલ્લભલાલ મહારાજશ્રી, શ્રીમહાપ્રભુજી, શ્રીમદ્ વિઠ્ઠલનાથજી (શ્રીગુસાંઇજી), શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુ—તેમના ચરણ કમળની પરમ કૃપાની ખાણ રૂપ રજમાં દીનતાપૂર્વક માથુ મૂકીને નમન કરે છે. (તેમના ચરણ-કમળની રજ પર માથુ મૂકીને નમન કરે છે). શ્રીમદ્ ગુરુદેવ, શ્રીમદાચાર્યચરણ, શ્રીમત્પ્રભુચરણ અને શ્રીકૃષ્ણચંદ્ર—એ બધાં રસસ્વરૂપોને પરમ ભગવદીય કવિવર શ્રી દયારામભાઈ પોતાના "સ્વામી" તરિકે ગણી વર્ણવે છે. દયારામભાઇને એ રસ સ્વરૂપોના સોહાગનો મદ છે. એ ખરેખર એમની વાણીમાં જણાઇ આવે છે. દયારામભાઈ સોહાગિણી ગોપી હતા. ૧

શ્રીરાધાવર " અકલ ચરિત્ર ચંદ્રિકા " કહું કછુ બરની;
આનંદ મંગલ કરની તરની ભવ, અખિલ અમંગલ હરની. ૨

**ટીકા:**—શ્રીરાધાવર શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુનાં ન કળી શકાય તેવાં થોડાંક ચરિત્રોનું વર્ણન આ ચંદ્રિકામાં કરૂં છું. આ ચંદ્રિકા આનંદ આપનારી છે ને કલ્યાણ કરનારી છે. સંસાર સમુદ્રમાંથી તારનારી છે. બધાયે ખરાબ યોગોને હરનારી છે. ૨

પુરુષોત્તમ સર્વોત્તમ અંશી, શ્રી પૂરન ઓતારી;
આત્મારામ સ્વયંભૂ ઈશ્વર, હરિ પરમેશ મુરારી. ૩

**ટીકાઃ**—પુરુષોમાં ઉત્તમ છે, સર્વથી શ્રેષ્ઠ છે, દરેકના અંશી છે, દરેકમાં એમનો જ અંશ છે. " **एते अंशकला:पुंसः कृष्णस्तु भगवान्स्वयम्** " ॥ " **यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेववा** " ॥ ગીતાજી, પૂર્ણ અવતારી. "શ્રી". રાધાજી સાથે. એમનામાંથી દરેક અવતારોનું પ્રાકટ્ય છે માટે પોતે અવતારી છે. સોળે કલા પૂર્ણ છે માટે પૂર્ણ અવતારી છે. શ્રીરાધાજી સાથે પોતાનું પ્રાકટ્ય છે માટે "શ્રીપૂરન અવતારી" એમ એ પદ ભક્ત કવિવર શ્રીદયારામભાઈ મૂકે છે. પોતે પોતાના આત્મા સાથે રમે છે તેથી "આત્મારામ" કહેવાય છે. શ્રીકૃષ્ણચંદ્રે પોતાના "આત્મા" રૂપ શ્રીગોપીજનો સાથે રમણ કર્યું છે. " **आत्मारामोप्यरीरमत्** " પોતાનું પ્રાકટ્ય પોતાની મેળે પોતાની ઇચ્છા પ્રમાણે છે તેથી "સ્વયંભૂ" કહ્યા છે. વેદ-મર્યાદાને ઉલ્લંઘીને પોતાનું કાર્ય કરે તે "ઈશ્વર." જેમનું સ્મરણ કરતાં જ બધાં દુઃખોને–પાપોને હરે તે 'હરિ'. " **षण्णांभग इतीरणा** " એ ન્યાયે જેમનામાં "ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન ને વૈરાગ્ય–આ છએ ધર્મો અખંડ બિરાજે છે તે "ભગવાન". કરવાનું ન કરે, ન કરવાનું કરે અને કાંઈ બીજું જ કરે એવાં લક્ષણો જેમનામાં છે તે "ઇશ્વર". હરિ, ઈશ્વર ને ભગવાન્ આ ત્રણેના લક્ષણો મુર દૈત્યના દુશ્મન શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુમાં છે. (૩).

"કર્તુમકર્તુમન્યથાકર્તુમ્", સમર્થ અંતર્યામી;
સર્વેશ્વર સર્વાત્મ સ્વતંત્ર, અતર્ક મહિમા સ્વામી. ૪

**ટીકાઃ**—કરવાનું કરે, ન કરવાનું કરે ને બીજું કરે એવા સમર્થ છે. સૌના અંતરમાં રહેનારા છે. સૌના આત્મા છે. સ્વતંત્ર

છે. સૌના સ્વામી છે. એમનો મહિમાનો કોઇ પાર પામે તેમ નથી. તર્કમાં આવે તેમ નથી. ૪

**વિભુ કેશવ મનબાની અગોચર, નટવર કુંજ બિહારી;**
**અટપટી અગાધ અગમ અકળગતિ, અનંતાદિ મતિ હારી. ૫**

**ટીકા:**—મન વાણી વગેરે એમને પહોંચી શકતાં નથી. મન વાણીથી જાણી શકાય તેમ નથી. મન વાણીથી પર છે. એમની ગતિ–એમની લીલા અટપટી છે, અગાધ છે, ન જાણી શકાય ને ન કળી શકાય તેવી છે. શેષજી વગેરેની પણ બુદ્ધિ પ્રભુની આવી લીલા ને ગતિ નિહાળીને થાકીને આખરે હારી ગઇ છે. ૫

**વિરુદ્ધધર્માશ્રય ચરિત્ર, શ્રીકૃષ્ણચંદ્રકે કહિયે;**
**કછુહુ ન કહત બનેં, ઇશ્વરકો બેર બેર શિર નઇયે. ૬**

**ટીકા:**—શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુનાં ચરિત્રો વિરુદ્ધ ધર્મોવાળાં છે. પ્રભુમાં આ ધર્મ છે ને આ ધર્મ નથી એમ ચોક્કસ કહી શકાતું નથી. પ્રભુમાં સર્વ ધર્મો છે ને સર્વ ધર્મોથી વેગળા પણ છે. એક ચરિત્રમાં જે ધર્મ જોવામાં આવે છે તે બીજા ચરિત્રમાં હોતો નથી. એવા વિરુદ્ધ ધર્માશ્રયી શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુને કેવા કહેવા એ સમજાય એવું નથી. એવા પ્રભુને વારંવાર અખંડ માથું ઝૂકાવીને નમન કરવું એ જ યોગ્ય છે. ૬

**કાલકાલ મહાદેવ અજીત, હરિ તુમ જીતે છિનમાંહી;**
**કાલયવનતેં ભજે ધીરાધીર, કહત બનત કછુ નાંહી. ૭**

**ટીકા:**—કાલના કાલ ને કોઇનાથી જીતી ન શકાય એવા શિવજીને હે પ્રભુ! આપે થોડીવારમાં જીતી લીધા. કાલયવન જરા-સંધની મદદે આવી સાંમો લઢવા આવ્યો ત્યારે શિવજીનું વચન

પાળવા માટે આપ નાસી ગયા. આપને "ધીર" કહેવા કે "અધીર" કહેવા એ કાંઈ સમજાતું નથી. ૭

**બ્રહ્મચારી ક્યોં કહે ?; ગોપિકાકાંત ખરે ગોપાલા !;**
**કામી હોહુ તો, કાલિંદી ક્યોં મગદેત વ્રજબાલા ?. ૮**

**ટીકા:**—હે ગોપાલ ! આપને બ્રહ્મચારી પણ કેમ કહેવાય ! આપ તો ગોપીજનોના પતિ છો. શ્રીગોપીજનો સાથે આપ તો હંમેશાં રમો છો. જો આપને કામી કહીએ તો તે પણ ન બને. શ્રીગોપીજનો જ્યારે દુર્વાસા મુનિને ભિક્ષા આપવા ગયાં ત્યારે એમણે શ્રીયમુનાજીને વિનતિ કરતાં કહ્યું કે હે શ્રીયમુનાજી ! શ્રીકૃષ્ણચંદ્ર અખંડ બ્રહ્મચારી હોય તો અમને રસ્તો આપજો. જેમનું વીર્ય ચળ્યું નથી, જરાયે ખંડિત થયું નથી એવા શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુને 'કામી' કહેતાં જીભ કાપવી પડે. એમને કામી કહેવાતા નથી તેમ બ્રહ્મચારી પણ કહી શકાતા નથી. તેથી જ એમને વિરુદ્ધ ધર્માશ્રયી કહેવા પડે છે. બન્ને પ્રકારના વિરુદ્ધ ધર્મો જેમનામાં વાસો કરીને રહ્યા છે તે "વિરુદ્ધધર્માશ્રયી" આ કથા ભાગ "ગોપાલ તાપનીય" ઉપનિષદમાં છે. ૮

**કિંકરી કુબજા કાંતા કરી હરિ, નિર્દય હમ ક્યોં કહિયે ?**
**વ્રજવાસી તરસાયે, દયાલુ કહતહુ શંકા પઇયે. ૯**

**ટીકા:**—કંસની દાસી કુબ્જાપર દયા લાવી તેની સાથે રમણ કરી સ્ત્રી બનાવી. તેથી તમને નિર્દય કેમ કહેવાય ? વ્રજવાસીઓને તરફડતા મૂકી ચાલ્યા ગયા, ઘણાએ તરફડ્યાં છતાંએ દર્શન ન આપ્યાં. ત્યારે તમે દયાળુ શાના ? તમને દયાળુ કહેતાં શંકા આવે છે. ત્યારે તમે દયાળુ કે નિર્દય ? તમે બન્ને છો કે બન્ને નથી એ કાંઇ ચોક્કસ કહી શકાતું નથી. ૯

**નાગપાશ બંધાયે, નટબર કાલી નથ્યો અહિ છિનમેં;**
**અકથિત અચિંત મહિમા મોહન, આવત બચન ન મનમેં. ૧૦**

**ટીકા:**—રાવણ સાથે યુદ્ધમાં તમો શ્રીરામચંદ્રરૂપે નાગપાશથી બંધાયા. હે નટવર ! તમેજ કાલી નાગને ક્ષણમાં તાંડવ નૃત્ય કરીને નાથી લીધો. આપનો મહિમા કહી ન શકાય ને ચિંતવી ન શકાય તેવો છે. આપનો મહિમા વાણી અને મનથી પર છે. ૧૦

કા સુંદર છબિ ? મહા ભયંકર **અંતકકો** કંપાવે;
છેલછબિલે **મદન** મનોહર, સોહુ **નિગમ** નેતિ ગાવે. ૧૧

**ટીકા**—આપનું સ્વરૂપ સુંદર છે એ કયમ કહેવાય ? મહા ભયાનક જે કાલ તેને પણ તમો ભય પમાડીને કંપાવો છો; કાલ તમારા ભયથી ધ્રુજે છે. ત્યારે તમે તો ભયંકર ઠર્યા. તે પણ ન કહેવાય. કામ જેવો ફુટડો ( રૂપાળો ) તેનું મન તમારા નટવરનાગર મદનમોહન છેલછબિલા સ્વરૂપે હરી લીધું છે. કામદેવ તમારા સ્વરૂપમાં મોહ પામ્યો છે. જે બધાને મોહ પમાડે છે તે તમારા લલિત ત્રિભંગી સ્વરૂપ નિહાળીને મોહ પામ્યો છે. ત્યારે તમો સુંદર ઠર્યા. તમે રૂપાળા કે ભયંકર ? શું કહેવું ? વેદ આપનો પાર પામતો નથી. 'નેતિ નેતિ' કહીને અટકે છે. ૧૧

**શાંત ન, નરહરી મહા ક્રોધી, શ્રી, શિવ, શંકે ન સુનિ ગાથા;**
**ક્રોધીહુ કયોં કહી ? ભૃગુપદ પ્રહાર સહ્યો પ્રભુ !, મહા વિભુ નાથા.૧૨**

**ટીકા:**—આપને શાંત ન કહેવાય. મહા ક્રોધી નરહરિ સ્વરૂપ જોઇને શ્રીલક્ષ્મીજીને શંકા આવી ને કહ્યું કે આ મારા ધણી ન્હોય ને આપની પાસે ન આવ્યાં. આવું ચરિત્ર સાંભળીને શિવજી ને લક્ષ્મીજી સરખાં વિસ્મય પામી શંકાશીલ થયાં, આપને ક્રોધી પણ

નજ કહેવાય ! આપ એટલા બધા શાંત છો કે ભૃગુ ઋષિના પગની લાત આપે સહન કરી છે. આપ મહાવિભુ છો છતાં. ત્યારે આપ શાંત કે ક્રોધી ? ૧૨.

**સત્ય સંકલ્પ તદપિ બહુ ખટપટ, શ્રીગોપાલ શ્રુતિ ગાવે;**
**જો સાચે કયોં છલ્યોં બલિ નૃપ ? નિશ્ચય એક ન આવે. ૧૨**

**ટીકાઃ**—હે શ્રીગોપાલ ! વેદ આપને "સત્ય સંકલ્પ" "સત્ય વાચી" કહે છે. છતાં તમો ઘણા ખટપટી છો. જો તમે સાચા હો તો તમો શા માટે બલિરાજાને નાહકનો દગો દો. આપ આવા છો કે તેવા છો એ નક્કી થઇ શકતું નથી. આપ સાચા કે જુઠા ? ૧૩

**જનની સહોદર આદિ હતે, તહુ ભૃગુપતિ દોષ ન ભીને;**
**રામ, પૂરન !. સંગ્રામ હતેં રિપુરાવન, હયમખ કીને. ૧૪**

**ટીકા:**—શ્રીરામચંદ્રજીના આવેશાવતાર શ્રી પરશુરામજીએ પોતાનાં માતા તથા પોતાના ભાઇઓને ( સહોદરને ) જરાયે વાંક વગર મારી નાખ્યા ત્યાં એમને કાંઇયે પાપ ન લાગ્યું. શ્રીરામચંદ્રજીએ-પોતે પૂર્ણ પુરૂષોત્તમ હોવા છતાં તેમણે રાવણને યુદ્ધમાં મારી નાખવાથી રાવણ બ્રાહ્મણ હતો તેથી બ્રહ્મહત્યાનું પાપ લાગ્યું એમ જાણી અશ્વમેધ યજ્ઞ કર્યો. રણસંગ્રામમાં બ્રાહ્મણને મારી નાખવાથી પાપ લાગતું નથી એવી શાસ્ત્રની આજ્ઞા હોવા છતાં અશ્વમેધ યજ્ઞ કર્યો. પ્રભુને પાપ લાગતું નથી. ઇશ્વર જે ચાહે તે કરે. ૧૪

**બાનર બલ્લવ બચ્છ જિવાયે, નિજ જાની પલમાંહી;**
**યાદવ કુલ ક્ષય કરવાયે, પ્રભુ વે કા અપને નાંહી ? ૧૫**

**ટીકા:**—શ્રીરામાવતારમાં વાનરોને પોતાના જાણીને ક્ષણભરમાં જીવાડયા. શ્રીકૃષ્ણાવતારમાં ગોપો ને વાછરડાંઓને પોતાનાં જાણીને

જીવાડયાં. ત્યારે બધાએ યાદવ કુલનો નાશ કરાવ્યો તે શું આપના ન્હોતા ? વાનર, ગોપ ને વાછરડાં તમારાં ને યાદવો નહિ ? ૧૫

**સમર** હન્યો વૃત્રાસુર **બાસવ,** તહુ **દુજ** હત્યા લાગી;
ગુરુ ભગવદીય **વાડવ** વધ **પારથ,** સૂના ગઇ **કત** ભાગી ? ૧૬

**ટીકા:**—ઈન્દ્રે વૃત્રાસુરને સંગ્રામમાં હણ્યો ત્યારે તેને બ્રહ્મહત્યા લગાડી. અર્જુને દ્રોણાચાર્ય ગુરુને, કૃપાચાર્યાદિ બ્રાહ્મણોને, સુરથ સુધન્વાદિ ભક્તોને સંગ્રામમાં હણી નાખ્યા ત્યાં હત્યાઓ ક્યાં જતી રહી ? અર્જુનને જરાયે હત્યાયો લાગવા ન દીધી. ઈન્દ્રને બ્રહ્મહત્યા લગાડી. ૧૬

પ્રબલ પ્રભાવ અજામિલ, ઉચરત સહજ નામ નિસ્તારા;
મિલે પ્રકટ મુચકુંદ પ્રભો, તહુ લેંન કહ્યો ઓતારા. ૧૭

**ટીકા:**—અજામિલ, જે મહાપાપી તેને યમદૂતનો ભય લાગવાથી પોતાના પુત્રનું નામ નારાયણ હતું તે પુત્રના ભાવથી ઉદ્દેશીને "નારાયણ" નામ બોલતાંજ તેનાં બધાં પાપો બળી ગયાં ને તે વૈકુંઠવાસી થયો. નામનો મહિમા આ'વો છે. નામનો મહિમા એવો છે કે તે નામીને પ્રકટ મેળવે. મુચકુંદ રાજાને તમે પ્રત્યક્ષ મળ્યા છતાં તેનો મોક્ષ ન થયો. તેને તમે કહ્યું કે એક જન્મ બ્રાહ્મણનો ધરીશ ત્યારે તારો મોક્ષ થશે. આપ સ્વતંત્ર છો. જે ધારો તે કરો. ૧૭

**શુક** મિસ ગુનિકા અરધ નામકો ઉચરત પદ અમૃત પાઇ;
**રતિસહ** રામ કહત તનુ ત્યાગ્યો, સો દિવિ દશરથ રાઇ. ૧૮

---

વાસવ=ઇન્દ્ર. સમર=સંગ્રામ. દુજ=બ્રાહ્મણ. પાર્થ=અર્જુન. કત=કયાં. શુક=પોપટ. મિસ=બહાનું. રતિસહ=પ્રેમપૂર્વક. ૧૮

**ટીકાઃ**—પુંશ્ચલી ગણિકા તે પોપટને ભણાવવાને બહાને 'રાકાર' ફક્ત બોલી છે, 'મકાર' તો બોલી નથી, પૂરૂં 'રામ' નામ તો કહ્યું નથી. રામ નામનો આભાસજ દેખાયો છે છતાં તેને વૈકુંઠ પમાડી. દશરથ રાજાએ મરણ વખતે પ્રેમપૂર્વક 'રામ' 'રામ' કહીને શરીર છોડ્યું ત્યારે તેમને સ્વર્ગે મોકલ્યા. પોતાના પિતા સ્વર્ગમાં ને પુંશ્ચલી ગણિકા વૈકુંઠમાં !. વાહ !, પ્રભુ, વાહ !. તમારી ઇચ્છાની બલિહારી છે. ૧૮

**પ્રાણાધિક પ્રિય " पाण्डो " દ્રૌપદી પૃથા સદા દુખી દેખે**
**વિમુખ કુકર્મી કૌરવ, કેસો કબુ કષ્ટી નહીં પેખે. ૧૯**

**ટીકાઃ**—પ્રભુને પ્રાણથી પણ ઘણાં વહાલાં એવાં કુંતાજી, દ્રૌપદીને પાંડવો તે જીવતાં સુધી દુઃખી જોવામાં આવ્યાં. એમને સુખનો છાંટો સરખોયે નહિ. આપનાથી બહિર્મુખ, આપના ગુરુના ને ભક્તોના દ્રોહી, અધર્મી, ને ખરાબ કામો કરનારા કૌરવો તેમને મરતાં સુધી જરાયે દુઃખ ન પડ્યું. તેમને દુઃખી જોવાનાં ન આવ્યા સુખમાંજ મહાલ્યા. પ્રભો ! આપની ગતિ અકળ છે. કોઈના જાણ્યામાં આવે તેમ નથી. ૧૯

**અનુકંપા પ્રતિપાલ ભરતકો, દો દો દેહ ધરાઇ;**
**નિર્દયી શિશુ હત્યારી પૂતના, તુરત જનની પદ પાઈ. ૨૦**

**ટીકાઃ**—દયાળુ ભરતરાજાને દયા આવવાથી એમણે મૃગલીનાં બચ્ચાંને પાળ્યાં તેથી તેમને બે દેહ ધરાવ્યા.

(ભરત રાજાનો મૃગલીના બચ્ચાંમાં જીવ રહેવાથી એમને બે જન્મ લેવા પડયા હતા.)

---

પૃથા=કુંતાજી.

અનુકંપા પ્રતિપાશ=દયા પાળનાર દયાળુ,

નિર્દયી-દયાહીન-શિશુહત્યારી-બાલઘાતિની-પૂતના તો તુરત માતાનાં પદને-મોક્ષને પામી ગઈ. અસંખ્ય બાલકોનાં ખૂન કરીને, ભગવાન્ રૂપ બાલકની હત્યા કરવાના બદઈરાદાથી આવેલી પૂતનાને પણ દયાળુ પ્રભુએ માતાનું સ્થાન-મોક્ષપદ-આપી દીધું. કારણ કે પૂતનાનાં પ્રાણ તેનાં સ્તન દ્વારા ચુસી લીધા હતા. સ્તનપાન કીધું એટલે પૂતનાને માતા માનીને તેની ગતિ-મોક્ષ-દઈ દીધો.

મુનિ સૌભરીકો મત્સ્ય સંગ લગ્યો,
પ્રબલ વિષય ઉર જાગ્યો;
બલિ પ્રહ્લાદ બિભીષન આદિક,
કયહું દુઃસંગ ન લાગ્યો. ૨૧

સૌભરી મુનિ દુઃસંગથી બચવા માટે જળમાં જઈને વસ્યા, તો ત્યાં માછલાંને કામક્રીડા કરતાં જોયાં, એટલે તેમનું ચિત્ત ચળી ગયું; અને યોગભ્રષ્ટ થયા; પાછા સંસારસમુદ્રમાં પડ્યા. અને બલિરાજા, પ્રહ્લાદ તથા વિભીષણ; એ ત્રણે દાનવોના કુલમાં જન્મ્યા અને અહર્નિશ દાનવોના જ સંગમાં રહેતા છતાં તેમને દુઃસંગનો છાંટો પણ અડ્યો નહિ; ને ત્રણે મહાન્ ભક્ત થઈને સંસારસાગર તરી ગયા. પ્રભુની આવી અટપટી અકળ કલાને કોણ કળી શકે છે?

**પાપી પારધી સદેહ સ્વર્ગે, કુકર્મ કયહું નહીં બાધે;**
**માધોજન પ્રારબ્ધ ભુગાયે, જીન જગદીશ આરાધે. ૨૨**

ટીકાઃ—મહાપાપી પારધી જેણે આપના પર બાણ ફેંક્યું હતું તેને તેના તે દેહે સ્વર્ગે મોકલ્યો. તેને ત્યાં ખરાબ કર્મો જરાયે ન નડ્યાં. શ્રીજગન્નાથરાયજીના અનન્ય ભક્ત માધવદાસ તેમની પાસે પ્રારબ્ધ ભોગવાવ્યું. પોતે જાતે ભક્તની સેવા કરી પણ દુઃખ ન મટાડ્યું. પાપી પારધીના પ્રારબ્ધનો (પાપનું ફલ ભોગવવાના

આરબ્ધનો ) નાશ કર્યો ને તેને સ્વર્ગે મોકલ્યો. માધવદાસનાં મળ મૂત્ર શ્રીજગન્નાથરાયજીએ જાતે ધોયાં. એવી ભક્તની ટહેલ કરી. દુઃખનો નાશ કર્યો ને પ્રારબ્ધ ભોગવાવરાવ્યું. પ્રભુ ભક્તના ધણી છે. ધણીનો કોઈ ધણી નથી. ઇશ્વર ચાહે તે કરે.

કિંચિત્ કાલદોષતેં દિતિ સુત,
અસુર અખિલ જક્ત ત્રાસા;
ઢિમ્મર કન્યા ભોગી પરાશર, મછગંધા સુત વ્યાસા. ૨૩

**ટીકા:**—જરાક કાળનો દોષ હતો, સાંજનો સમય હતો ને શ્રીમહાદેવજીનો કાળ હતો, આટલોજ દોષ હતો છતાં દિતિયે કશ્યપ ઋષિ સાથે રમણ કર્યું તેથી તેને દુનિયાને દુઃખ દેનારા અસુર પુત્રો થયા, પરાશર ઋષિએ શ્રીગંગાજીની મધ્યમાં ખરા બપોરે માછીની કન્યા મચ્છગંધા સાથે–" કુંવારિકા સાથે "–બળાત્કારે સંભોગ કર્યો ત્યારે ત્યાં સાક્ષાત્ વેદવ્યાસજી જેવા પુત્રરત્ન સાંપડ્યાં. દિતિનું દૃષ્ટાંત સરખાવતાં તો અહીં મહાદુષ્ટનો જન્મ થવો જોઇયે. દિતિયે પોતાના ધણી સાથે સંભોગ કર્યો હતો. ત્યાં ફક્ત કાળનોજ બાધ હતો. પરાશર ઋષિએ તો પારકી છોકરી સાથે, ગંગાજીમાં, સૂર્યનારાયણના દેખતાં, જબરજસ્તીથી સંભોગ કર્યો હતો. ત્યાં કશોયે બાધ ન લાગ્યો. આ પણ પ્રભુની અકળ લીલા છે. એમનાં ચરિત્ર કળ્યામાં આવે તેમ નથી. ૨૩

દુષ્ટ કનકકશ્યપકો, દીનોં પુનિત પુત્ર પ્રલ્હાદા;
કૃષ્ણ ભક્ત શ્રીઉગ્રસેનકો, દિયો કંસ કવ્યાદા. ૨૪

**ટીકા:**—મહાદુષ્ટ હિરણ્યકશ્યપુ તેમને પવિત્ર પ્રલ્હાદ જેવો પુત્ર થયો ઉગ્રસેન રાજા પોતાના ભક્ત તેને કંસ જેવો મહાદુષ્ટ પુત્ર થયો. ૨૪

**તેજસ્વી દીપકતેં કજ્જલ શ્યામ, પ્રકટ પ્રભુ કીનોં;**
**નાથ નાગ શિરમનિ ઉપજાયો, રૂપરશ્મિ રસભીનો. ૨૫**

**ટીકા:**—તેજનો અંબાર જે દીવો તેનાથી કાળી " મેસ " ( કાળું કાજળ ) પ્રકટ કરી. કાળો સીસમ જેવો સાપ ( નાગ ) તેને માથે મહાતેજસ્વી ને રૂપાળો મણિ ઉત્પન્ન કર્યો. ૨૫

**બ્રહ્મશાપ બિનપાપ વિજય જય, અસુર યોનિમેં ડારે;**
**પાપી ગિદ્ધ બિનસાધન, નિજપુરી દીની નંદદુલારે. ૨૬**

**ટીકા:**—કોઇ પણ પ્રકારના અપરાધ વગર " જય વિજય પાર્ષદોને " સનકાદિ પાસે શાપ દેવરાવી અસુર યોનિમાં નાખ્યા. મહાપાપી ગીધ તેને વગર સાધને વૈકુંઠમાં રાખ્યો. પાપ પ્રમાણે ફળ મળે છે કે નિજેચ્છાથી મળે છે એ નક્કી કેવી રીતે થઇ શકે ? ૨૬

**ભક્તાપરાધ લોં સનકાદિક, હરિ નિજ ઇચ્છા ભાખેં;**
**અમ્બરીષકે અપરાધી, દુર્વાસાકો શરન ન રાખે, ૨૭**

**ટીકા:**—સનકાદિકે " જય વિજય " પાર્ષદોને, પ્રભુના ભક્તોને શાપ આપ્યો તેથી તેમણે ભક્તનો અપરાધ કર્યો તે પ્રભુએ પોતાની ઇચ્છા માનીને સનકાદિને ન લાગવા દીધો. અમ્બરીષ રાજા–પ્રભુના ભક્ત-તેમનો અપરાધી દુર્વાસા મુનિ તેમને પ્રભુએ પોતાને શરન ન રાખ્યા ને તેમને અમ્બરીષ રાજાને ચરણે નમાવ્યો ( પગે લગાડયા ) ત્યારે પોતે જંપ્યા. પ્રભુની ઇચ્છિા આગળ વેદ વગેરેનું પ્રમાણ ચાલે નહિ. પ્રભુ ઇચ્છાજ સર્વોત્કૃષ્ટ છે. ૨૭

**લિયે મુષ્ટિક તાંદુલ સુદામા, બાસવ કેેલો દીનો;**
**બલિ બલબીર સમર્પ્યો સબ કછુ, તાપર બંધન કીનો. ૨૮**

તાંદુલ=ચોખા. મુષ્ટિક=મુઠી. બાસવ=ઇન્દ્ર.

ટીકાઃ—પોતાના સખા સુદામા પાસેથી એક મુઠી ચોખા લઇને તેમને ઇંદ્રનો વૈભવ આપ્યો. બલિ રાજાએ પ્રભુને આત્મા સાથે સર્વ સમર્પણ કર્યું ત્યારે તેને ઉલટો બાંધીને પાતાળમાં મોકલ્યો. ૨૮

**શ્રુતિદ્વારા પ્રતિપાદન મખવિધિ, બુદ્ધરૂપ બન હરિ નિંદિ;**
**મમકર તરિબો કૃષ્ણ કહે નર, તરે ન આત્મનિકંદી.** ૨૯

ટીકાઃ—વેદરૂપે પ્રભુએ યજ્ઞ કરવાનું પ્રતિપાદન કર્યું ને બુદ્ધાવતાર ધારણ કરીને જાતેજ નિંદ્યો. શ્રીગીતાજીમાં પોતે આજ્ઞા કરે છે જીવના હાથમાં કશું નથી. તરવું મારા હાથમાં છે. શ્રીમદ્ ભાગવતના એકાદશસ્કંધમાં વળી એમ આજ્ઞા કરે છે કે મનુષ્ય જન્મ પામીને મારૂં ભજન કરીને જે સંસારથી તરતો નથી તેને આત્મહત્યારો જાણવો.

પ્રભુ સત્ય બોલનારા છે માટે પ્રભુ જે બોલે તે પ્રમાણ માનવું. ૨૯

**વિષ ભીમાદિક પથ્ય કીનો, અમૃત બિસ કિય હરિ રાહુ;**
**સુધન્વાદિકોં શીતલાનલ પ્રભુ, હિમ કીયો બનદાહુ.** ૩૦

ટીકાઃ—ભીમસેન વગેરેને ઝેર પચાવી દીધું. ઝેર અમૃત જેવું થયું. રાહુએ અમૃત પીધું ત્યારે તેને ઝેર થયું. સુધન્વાને કળકળતી તેલની કઢામાં નાખ્યો ત્યાં કઢા ટંડી થઇ ગઈ ને સુધન્વાને કશી આંચ આવી નહિ. શિયાળાની ઋતુમાં માગશર પોષ માસમાં હિમ પડે છે તે ઘણું ટંડુ હોય છે છતાં તે ઝાડ ને છોડવાઓને બાળી મૂકે છે. ૩૦

---

આત્મનિકંદી=આત્મહત્યારો.

**ચંદ્રહાસકો ઉલટ સુલટ ભયો, મદન સુલટ વિપરીતા;**
**બાલિ સુગ્રીવ બન્ધુ સો શત્રુ, ઇન્દ્ર મરુતગન મીતા. ૩૧**

**ટીકાઃ**—પ્રધાને કાગળમાં ચંદ્રહાસને ઝેર આપવાનું લખ્યું હતું તેને બદલે ઉલટું થયું. ચંદ્રહાસ જે બાગમાં સૂતો હતો ત્યાં પ્રધાનકન્યા 'વિષયા' ફરતી ફરતી આવી તેણે કાગળ વાંચ્યો ને 'વિષ' શબ્દને બદલે તેણે 'યા' વધારી "વિષયા" કર્યો. ચંદ્રહાસનું વિષયા સાથે લગ્ન થયું. ચંદ્રહાસને દેવીનાં વધામણાં દેવા જવાનું હતું. ત્યાં જતી વખતે એમનો સાળો મદન રાજદરબારમાં જતાં રસ્તામાં મળ્યો, મદને ચંદ્રહાસને રાજદરબારમાં મોકલ્યો ને પોતે દેવીને વધામણાં દેવા ગયો. ત્યાં ચાંડાલોએ મદનને મારી નાખ્યો. પ્રધાનને હાથનાં કર્યાં હૈયે વાગ્યાં, જમાઇને મારી નાખવા જતાં પુત્રને ગુમાવ્યો. પ્રભુ રક્ષણ કરે છે ને પ્રભુ કોપે છે ત્યાં કોઇનું જોર ચાલતું નથી. ચંદ્રહાસ વિષયા સાથે પરણ્યો, રાજાની કુંવરી સાથે પરણ્યો ને રાજ્ય મળ્યું તે તો નફાનું. "ચન્દ્રહાસને વિષ વિષયા કરી, એ રમણી ને વળી રાજ." ચંદ્રહાસના પ્રસંગમાં પ્રભુએ અવળાનું સવળું કર્યું. મદનના પ્રસંગમાં સવળાનું અવળું કર્યું. વાલિ ને સુગ્રીવ બન્ને સગા ભાઈ છતાં શત્રુ થયા. 'મરુતગન' દિતિના પુત્રો ઓગણપચાસ વાયુ, ઇન્દ્રના શત્રુ હતા તે મિત્રો થઇને ઘેર રહ્યા. ભાઈ છે તે શત્રુ થયો ને શત્રુ છે તે ભાઈ થયો. ૩૧

**બેદબિરુદ્ધ કૃતિ પાંડવકી, પ્રભુ ઉચિત ગીની સબ ભાંતિ;**
**દાનેશ્વરી બડ કરન સુ ગિરિધર ગિન્યો બહિર્મુખ પાંતિ. ૩૨**

**ટીકાઃ**—પાંડવોએ વેદવિરુદ્ધ કાર્યો કર્યાં છતાં પ્રભુએ તેને બધા પ્રકારે યોગ્ય ગણ્યાં. કર્ણ રાજા મોટો દાનેશ્વરી, નૃગરાજા ને

પ્રાચીનબર્હિષ તેમણે વેદમાં કહ્યા પ્રમાણે કર્યું છતાં તેમને બહિર્મુખમાં ગણ્યાં. તેમના કાર્યોને યોગ્ય ન ગણ્યાં. પ્રભુ માને તો અવળાને સવળું માને, પ્રભુ ન માને તો સવળાને અવળું માને. પ્રભુ પોતાના ભક્તનું અવળું હોય તોયે સવળું માને ને પોતાથી બહિર્મુખ છે તેમનું સવળાનું અવળું માને. પાંડવો, કર્ણ, નૃગ ને **પ્રાચીન**બર્હિષના દાખલાથી સાફ સમજાજાય છે. ૩૨

**रक्ते विरक्ते मध्यस्थे स्वामिनि गुणा गुणाः ॥**

**दोषा गुणा गुणा दोषा दोषा २ गुणा गुणा ॥१॥**

**અર્થ**:—પ્રભુમાં જે આસક્ત છે તેના દોષને પ્રભુ ગુણ માને છે, જે પોતાથી બહિર્મુખ છે તેના ગુણને દોષ માને છે, જે મધ્યસ્થ છે તેના દોષને દોષ માને છે ને ગુણને ગુણ માને છે. ૩૨

કોટિ કલ્પ લગ દેહ દમે યોગી, તહુ મ્હેંઘી મુક્તિ;
સો તુમ સહજ અસુરકો દીની, હરિ **અરિતા** જીન ભુક્તિ. ૩૩

**ટીકા**:—કરોડો કલ્પ સુધી યોગીઓ દેહનું દમન કરે છે છતાં તેમને મુક્તિ મળતી નથી. તેમને મુક્તિ પણ મોંઘી પડે છે. જે અસુરો તમારી સાથે દુશ્મનાવટ કરે છે તેને તમો સહજમાં મુક્તિ આપો છો. ત્યારે વિધિનિષેધનું પ્રમાણ ક્યાં રહ્યું ? પ્રભુને ગમ્યું તે ખરૂં. ૩૩

મ્હેંઘી=મોંઘી. અરિતા=દુશ્મનાવટ. શત્રુતા.

છલવે મીસ કેદાર કન્યકા, ધર્મ અધર્મ કીનો;
દોષ કોષ કલિ તિનમેં હરિ તુમ, બડ સદ્‌ગુન ધરી દીનો. ૩૪

**ટીકા**:—કેદાર કન્યાને છળવાને બહાને ધર્મ આવ્યો ત્યારે ત્યાં ધર્મ કેદાર કન્યાના સ્વરૂપથી મોહિત થયો. પોતાની સાથે લગ્ન કરવા કહ્યું. કેદારકન્યા શ્રીકૃષ્ણની અનન્ય ભક્ત હતી તેથી

ધર્મને ના પાડીને જતા રહેવાનું કહ્યું. ધર્મે ના પાડી. પરણવા આગ્રહ કર્યો. કેદારકન્યાએ શાપ દીધો કે જા તૂં બળી મર. ધર્મ બળી ગયો. તેથી બધે હાહાકાર થઇ ગયો. દેવતાઓએ આવીને સ્તુતિ કરી. છેવટે કેદારકન્યાએ અનુગ્રહ કર્યો. ધર્મને જીવતો કર્યો. સત્યયુગમાં ચાર પગ, ત્રેતામાં ત્રણ, દ્વાપરમાં બે, કલિયુગમાં એક, મહાકલિમાં બીલકુલ નહિ. ધર્મને આખલાનું સ્વરૂપ આપ્યું. તેથી ચાર પગ. કેદાર કન્યા આગળ પ્રભુએ ધર્મને અધર્મી બનાવ્યો. આ કથા શ્રીકૃષ્ણજન્મખંડમાં છે. કલિયુગ મહાદોષનો ભંડાર છે. તેમાં પ્રભુએ એક મોટામાં મોટો સદ્‌ગુણ મૂકી દીધો છે. કોઇ પણ ધર્મને કર્મનું ફળ કલિયુગમાં મળે નહિ. શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુના ભજનથીજ જન્મમરણની બેડીથી છૂટાય ને સંસારસાગર તરી પાર ઉતરાય.

કલિયુગમાં માનસિક ને સાંસર્ગિક દોષ લાગતા નથી.

" कलौ कृत्येव लिप्यते ". અધર્મી કલિમાં ગુણ મૂકનાર પણ પ્રભુ ને ધર્મને અધર્મી બનાવનાર તે પણ પ્રભુ. પ્રભુના હાથમાં બધાની દોરી છે. પોતાને ફાવે તેમ નચાવે. ૩૪

સેવા કરત અસુર યોનિ જય વિજય અચલ કો દીની;
નિજ વલ્લભ વ્રજ દુઃખદ ઇન્દ્ર કૃતિ, સેવા માની લીની. ૩૫

**ટીકાઃ**—જય વિજય પ્રભુ પાર્ષદો હતા. તેમણે પ્રભુની સેવા કરતાં સનકાદિકને દર્શન માટે અંદર જવા ન દીધા. તેથી સનકાદિકને ક્રોધ ચઢયો ને તેમને શાપ આપ્યો કે તમે અહીંથી નીચેપડો ને અસુર યોનિમાં જન્મ લ્યો. વૈકુંઠ ધામમાં આવેલો કોઈ પાછો પડે નહિ છતાં પ્રભુએ સનકાદિદ્વારા જય વિજયને અસુર યોનિમાં પાડ્યા. પોતાને ઘણાં વહાલાં ને પોતાના પરમ આ વ્રજવાસીઓ તેમને ઇન્દ્રે " મૂસળધાર વરસાદ વરસાવીને ઘણું દુઃખ

દીધું ત્યારે ત્યાં પ્રભુએ ઈન્દ્રની સેવા માની મૂસળધાર વરસાદ વરસાવવાથી ગિરિરાજની કૃપાણીથી જળ પીવાનું મળ્યું. વ્રજવાસીઓને સાત દિવસ સુધી પ્રભુનાં દર્શન કરાવ્યાં, પ્રભુ સન્મુખ રાખ્યા." આ સેવા માની. તેથી શ્રીગિરિરાજધરણ ઈન્દ્ર પર પ્રસન્ન થયા. ઉપરણો ઓરાઢીને ઘેર મોકલ્યો. બ્રહ્માજી ગોપ વત્સ હરી ગયા તેથી તેમને પ્રભુનો વિયોગ કરાવ્યો. પ્રભુએ સેવા ન માની. ઈંદ્રે સંયોગ કરાવ્યો. બ્રહ્માજીએ વિયોગ કરાવ્યો. ૩૫

હિરણ્યકશ્યપુ ક્યોંહુ મરે નહીં, સો નરહરિ વ્હેં માર્યો;
કોટિ બિઘન બેષ્ટિત પ્રહ્લાદ, સુ અચ્યુત આપ ઉગાર્યો. ૩૬

**ટીકાઃ**—હિરણ્યકશ્યપુએ બ્રહ્માજી પાસે એવાં એવાં કારમાં વરદાનો માગ્યાં હતાં કે તે કોઈથી કયારે પણ મરે નહિ. નૃસિંહ રૂપ ધરી તેને માર્યો. મને માણસ, પશુ, રાક્ષસ, દેવ, ગાંધર્વ વગેરે કોઈ પણ મારે નહિ. દિવસે તેમ રાત્રે ન મરૂં. કોઈ પણ હથિયારથી ન મરૂં. ભોંય પર ન મરૂં. આવાં આવાં વરદાનો માંગ્યાં હતાં છતાં તે વરદાનોનું પાલન કરી નૃસિંહ ભગવાને નહિ માણસ કે નહિ પશુ એવું રૂપ ધારણ કરી, હિરણ્યકશ્યપુને પોતાના ખોળામાં લેઈ હાથના નખ વતી સમી સાંજે ઉંબરા પર બેસી માર્યો. બ્રહ્માજી ને શિવજીનું કામ અસુરોને વરદાન આપવાનું. એ વરદાનનું બરાબર પાલન કરી અસુરોને હણવાનું કામ પ્રભુનું. પ્રહ્લાદજીને દુઃખ દેવામાં હિરણ્યકશ્યપુએ જરા પણ કચાસ રાખી ન્હોતી છતાં તે બધામાંથી પ્રભુએ પોતાના ભક્તને બચાવ્યો. પ્રભુ જેને બચાવે છે તેને ગમે તેટલાં દુઃખો પડે છતાં તે દુઃખોમાંથી પસાર થઈ બચે જ. પ્રભુ જેને મારવા ધારે છે તે ગમે તેટલાં ને ગમે તેવાં

વરદાનો પામ્યો હોય છતાં તે વગર મોતે મરે છેજ. પ્રભુની લીલા અટપટી છે. ૩૬

અંતકકે અંતક શંકરકોં, ક્યહું બૃકતેં ભય ઉપજાયો;
કુવલ કાલકો અજામેલ, મુખ મૃત્યુ પર્યો બચાયો. ૩૭

**ટીકાઃ**—કાળના પણ કાળ જે શિવજી તેમને વૃકાસુરથી ભયભીત બનાવી નસાડ્યા. મહાદુષ્ટ જે અજામિલ કાળનો કોળીઓ થઇને મરણના મ્હોંમાં પડ્યો હતો તેને બચાવ્યો. પોતાના પરમભક્ત શિવજી તેમને વૃકાસુરથી બચાવ્યા નહિ. જીંદગીમાં જેણે જરાયે સંભાર્યા નથી ને મરણ વખતે સંભારતાં અજામિલને ઉગારી લીધો. ૩૭.

આતુર વ્હે અતિ યાચે અપ્છરા, તહુ અજ મોહ ન પાયે;
હરિ તિનકું અજ્ઞાન કીયે અસ, પુત્રી પાછેં ધાયે. ૩૮

**ટીકાઃ**—તિલોત્તમા અપ્સરા ઘણીજ આતુર થઇને બ્રહ્માજીને રતિક્રીડા કરવા માગણી કરી છતાં બ્રહ્માજી મોહ ન પામ્યા ને માન્યું નહિ. તેજ બ્રહ્માજીમાં પ્રભુએ એવા પ્રકારનું અજ્ઞાન મૂક્યું કે પોતે પોતાની પુત્રી સરસ્વતીના સ્વરૂપ પર મોહ પામી તેની પાછળ પડ્યા. બ્રહ્માજી જેવા જ્ઞાની પણ અજ્ઞાની થઈ ગયા તો બીજાની તો વાતજ શી કરવી. પ્રભુને ત્યાં કોઇ જ્ઞાની નથી ને કોઈ અજ્ઞાની નથી. જ્યાં સુધી પ્રભુ રાખે ત્યાં સુધી જીવનું મન સ્થિર રહે. ૩૮

જ્ઞાની મનિ મુનિ કબિકોં, કેસો તુમ કીને અજ્ઞાની;
મુગ્ધજાતિ જુવતીજન વિંધ્યાવલી, પ્રભુ કીની જ્ઞાની. ૩૯

કવલ=કોળીઓ. અંતક—કાળ.

**ટીકાઃ**—જ્ઞાનીમાં મણિરૂપ એવા શ્રીશુક્રાચાર્યજી, બલિરાજાના ગુરુ, તેમને હે પ્રભુ !, તમે અજ્ઞાની કર્યા. શ્રી વામનજી પરમેશ્વર છે એમ જાણે છે છતાં જાણીને ભૂલ્યા ને બલિરાજાને સાડા ત્રણ ડગલાં પૃથ્વી આપતો ને પૂજન કરતો અટકાવ્યો. કશુંયે ન ચાલ્યું ત્યારે ઝારીના નાળચામાં પેઠા ને જળ ન પડવા દીધું. ત્યારે વામનજીએ દર્ભની સળી ઝારીમાં ખોસી તેથી કાણા થઇને રહ્યા. જે કાણા હોય છે તેને લોકમાં પણ "શુક્રાચાર્ય" કહેવામાં આવે છે. અજ્ઞાનીમાં અજ્ઞાની સ્ત્રી જાતિ.—બલિરાજાની સ્ત્રી વિંધ્યાવલી, સ્ત્રી હોવાથી અજ્ઞાની ને મુગ્ધ હતી છતાં પ્રભુએ તેને જ્ઞાની બનાવી. તેનામાં બ્રહ્મજ્ઞાન આવ્યું. આ બધી વસ્તુઓ તમારી છે. હે પ્રભો ! તમારી વસ્તુઓ તમને આપવાનો સંકલ્પ કરનાર એ કોણ ?. તમે એમને બાંધ્યા છે તે બરાબર છે. જ્ઞાની હો કે અજ્ઞાની હો—દરેકની બુદ્ધિના પ્રેરક શ્રીકૃષ્ણચંદ્રજ છે. જીવ નકામો મમતા માની લે છે. ૩૯

**સનકાદિક મહાશાંત જ્ઞાનીકાં, કૃષ્ણ ક્રોધ ઉપજાયો;**
**અસુર સુભાવિક ક્રોધી બલિનૃપ, શાંત કિયો શ્રુતિ ગાયો. ૪૦**

**ટીકાઃ**—સનકાદિક ઘણાજ શાંત ને જ્ઞાની તેમને તમે ક્રોધી બનાવી જય વિજય પાર્ષદોને શાપ દેવડાવ્યો. જે સદા બાલ બ્રહ્મચારી, જેમને ક્રોધ જરાયે સંભવે નહિ તેમને તમે ક્રોધી બનાવ્યા. પાંચ વરસનો બાળક ક્રોધી બને ? એ અસંભવિત વાત. છતાં સનકાદિકને ક્રોધી બનાવ્યા. બલિરાજા, અસુર, જેનામાં, જેની રગેરગમાં ક્રોધ ફેલાએલો હોય તેને તમે શાંત બનાવી દીધો. બલિરાજાને જ્યારે વામનજીએ બાંધ્યા ત્યારે બધા અસુરો પ્રભુ સામે લડવા તૈયાર થયા ત્યારે ઉલટા બલિરાજાએ તેમને વાર્યા. પ્રભુ ધારે

છે ત્યારે શાંતને ક્રોધી કરે છે ને ક્રોધીને શાંત કરે છે. સર્વની બુદ્ધિના પ્રેરક શ્રીકૃષ્ણચંદ્ર છે એમ જાણવું. ૪૦

**દ્વિવિદ દુષ્ટ મહા પ્રધાન સુગ્રીવ ભયો, સુભાગવત ગાયો;**
**દોષ કોષ કદરજ અતિ જ્ઞાની, સહજ શ્રીમુખ ઠહરાયો. ૪૧**

**ટીકાઃ**—દ્વિવિદ વાનર સુગ્રીવનો પ્રધાન તે નરકાસુરના સંગથી મહાદુષ્ટ થયો. તેણે બલદેવજી સાથે યુદ્ધ કર્યું. બલદેવજીએ તેને હણ્યો. દોષનો ભંડાર કદરજ (કદરી, કંદર્પ). તે સહજમાં (થોડી વારમાં) મોટો જ્ઞાની થયો. શ્રીપ્રભુએ તેની શાંતતા ભિક્ષુ ગીતામાં ઉદ્ધવજી પ્રત્યે વખાણી છે. ૪૧

**ભાગ્યશૂન્ય સુદામા, શ્રીપતિ સુરપતિ ઐલો દીનો;**
**બિદુર કઢન મિસ કૌરવકો, હરિ શૂન્યભાગ્ય તુમ કીનો. ૪૨**

**ટીકાઃ**—ભાગ્ય વિનાના સુદામાજી તેમને તમે ઇંદ્રનો વૈભવ આપ્યો. વિદુરજીને કાઢી મૂકવાના બહાનાથી, વિદુરના જતા રહેવાથી મહાવૈભવશાળી કૌરવોને શૂન્યભાગ્ય બનાવ્યા. વિદુરજી હતા ત્યાં સુધી કૌરવોને ત્યાં સુભાગ્ય ને માંગલ્ય હતું. વિદુરજી ગયા ત્યારે સુભાગ્ય ને માંગલ્ય લઇને ગયા તેથી કૌરવોનો નાશ થયો. પ્રભુ ગરીબને તવંગર ને પૈસાદારને રંક બનાવે છે. સમૃદ્ધિનો મદ કોઇએ કરવો નહિ. પ્રભુ જેમ રાખે તેમ રહેવું. હંમેશાં પ્રભુ નામ લેવું. ૪૨

**પાપપુંજ પિંગલા પુંશ્ચલી, પ્રભુ પતિ નિશ્ચૈ આયો;**
**પરમ પુનિત મુચકુંદ લખે તહુ, પૂરન પ્રતીતિ ન પાયો. ૪૩**

**ટીકાઃ**—પાપનો પુંજ, પાપનું ઘર, પિંગલા ગણિકા તેને પ્રભુજ મારા પતિ છે એવો દૃઢ વિશ્વાસ સહજમાં આવ્યો. એને એવો દૃઢ

---

પુંજ=ઢગલો, પુંશ્ચલી=ગણિકા, નિશ્ચૈ=નિશ્ચય, વિશ્વાસ. પુનિત=પવિત્ર. પ્રતીતિ=વિશ્વાસ. ૪૩

વિશ્વાસ આપનાર પણ આપજ. પરમ પવિત્ર મુચકુંદ રાજા તેણે સાક્ષાત્ દર્શન કર્યા છતાં તેને પૂર્ણ વિશ્વાસ નજ આવ્યો.

**માધોદાસ મતિ શુચિ કરી હરિ, મહા વિષય રસભીની;**
**રાનાવ્યાસ ઇન્દ્રિજીત કરી વ્યભિચારી કૃપા પ્રભુ કીની. ૪૪**

**ટીકાઃ**—માધવદાસ જેવા કોઇ વિષયી ન્હોતા. તેમણે વેશ્યા રાખી હતી. તેમની બુદ્ધિને આપેજ પવિત્ર કરી. તેમની અર્ધા પૈસાની ભાજી આરોગીને ભગવદીય ગદાધરદાસજી દ્વારા ભક્તિ અપાવી વિષયમાંથી મન ખેંચી લીધું "ભાજી સાટે ભક્તિ ને મહી સાટે મુક્તિ." રાણા વ્યાસજીને મારા જેવો કોઈ ઇન્દ્રિજીત નથી એવો અહંકાર હતો. એ એમનો ઇન્દ્રિયો જીત્યાનો અહંકાર પ્રભુએ તેમને વ્યભિચારી બનાવી મૂકાવી દીધો પછી કૃપા કરી. પ્રભુને ગર્વ ગમતો નથી. પ્રભુનું નામ ગર્વગંજન છે. કોઈ પણ પ્રકારનો જીવે ગર્વ રાખવો નહિ. પ્રભુની લીલા અટપટી છે. વિષયીને સંયમી બનાવે છે. સંયમીને વિષયી બનાવે છે. ૪૪

**પુરી જીય સબ સહ રામ પધારે, પ્રમાનપેં પગ દીને;**
**નિજ સમ ઉધો કૃષ્ન પઠાયે તપકૂં, સંગ ન લીને. ૪૫**

**ટીકાઃ**—શ્રી રામચંદ્રજીએ વેદમાં કહ્યા પ્રમાણે કાર્યો કર્યા છે. વેદના પ્રમાણને ઓળંગ્યા નથી. કેમકે પોતે મર્યાદા પુરુષોત્તમ છે માટે તેમણે વેદની મર્યાદા પાળવી જોઇએ. એમણે પુષ્ટિના કાર્યો કર્યા છે. તેમાંનું એક આ છે. પોતે જ્યારે સ્વધામ પધાર્યા ત્યારે અયોધ્યાપુરીના બધા જીવોને વૈકુંઠમાં લઇ ગયા. અહીં વેદમર્યાદાનું પાલન ન કર્યું. પુષ્ટિ પુરુષોત્તમ શ્રીકૃષ્ણચન્દ્રે પોતાની બરાબર ને પોતાના સખા ઉદ્ધવજીને સાથે લઈ ન ગયા ને બદ્રિકાશ્રમમાં તપ કરવા જવા આજ્ઞા કરી. ૪૫

દોષ એકકોં સબ યાદો કુલકોં, દુજ શ્રાપ લગાયો;
બૂષણુ કછુક બચાયહુ લિય હરિ, શ્રાપ ન લગવે પાયોં. ૪૬

**ટીકા:**—પોતાની મરજી હતી તેથી પ્રભુએ એકલા સાંબના દોષથી બધા યાદવોને બ્રાહ્મણનો શ્રાપ લગાડ્યો ને વળી તેમાંથી નવ જણ બચાવી પણ દીધા. તે નવ જણને બ્રહ્મશ્રાપ લાગવા ન દીધો. " चतुःपञ्चावशेषितान् ॥ શ્રીમદ્‌ભાગવત. ૧-૧૫-૩. દુજ= બ્રાહ્મણ. ૪૪

લોહ ઉગાયો, કનક જરાયો, ગિરિ તારે જ્યોં તરની;
ધર્મ અધર્મ, અધર્મ ધર્મ, તુમ કરો કરની અકરની. ૪૭

**ટીકા:**—લોઢું કોઇ દિવસ ઉગ્યું સાંભળ્યું છે? છતાં પ્રભાસ-પાટણમાં લોઢું ઉગાડયું. તેના બાણો કરી સામસામા યાદવો લઢી મૂઆ. સોનું બળ્યું સાંભળ્યું છે? સાવ સોનાની લંકા બાળી મૂકી અને પત્થર તો જાતે તર્યા ને તેના પર થઇને જનારા તર્યા. નાવમાં બેસીને જેમ તરે તેમ. ધર્મ કેદારકન્યા આગળ અધર્મ થયો, કલિયુગ પ્રભુ ભજનથી પ્રભુ પામવામાં ધર્મરૂપ ગણાયો. હે પ્રભો! તમે ધારો તો ન કરવાનું કરો. ૩૭

અનંત કોટિ બ્રહ્માંડકી દોરી, પ્રભુ તિહારે કરમાંહી;
ત્યોં સબ નાચે નચાઓ જ્યા બિધિ, સ્વતંત્ર કોહૂ નાંહી. ૪૮

**ટીકા:**—હે પ્રભુ! અનંત કોટિ બ્રાંડની દોરી આપના હાથમાં છે. આપ જે પ્રમાણે નચાવો છો તે પ્રમાણે બધા નાચે છે. કોઇ સ્વતંત્ર નથી. બધા આપને વશ છે. આપ એકલાજ સ્વતંત્ર છો. ૪૮

સબ તુમ સબમેં, અલગ સબનતેં, સબકર સબકે સ્વામી;
સબભર સબહર સબકે દાતા, ભુક્તા અંતર્યામી. ૪૯

**ટીકાઃ**—આ બધું છે તે તમે છો. તમે બધામાં છો ને બધાથી વેગળા છો. બધું કરનારા તમે છો, બધાના સ્વામી તમે છો. બધાનું ભરણપોષણ કરનારા, બધાનો નાશ કરનારા, બધાને આપનારા, બધાને ભોગવનારા ને બધાના અંતરમાં વસનારા તમેજ છો. ૪૯

**કરન તુમારે કરન હેં સો રોકી સકે નહીં કોઇ;**
**નહીં મરજી સો હરબ્રહ્માસેં, કબુ કયોંહુ નહીં હોઇ ૫૦**

**ટીકાઃ**—હે શ્રીકૃષ્ણચંદ્ર ! તમારે કરવું હોય તો તમને રોકનાર કોઈ નથી. તમારી મરજી નથી તો શિવજી ને બ્રહ્માજીથી કયેમે કરી ક્યારે પણ થશે નહિ. ૫૦

**સબ કછુ કર્તા આપ અકલ ગતિ, કછુહુ કર તુમ નાહીં;**
**એ દોહુ તેં અથ અલગ પ્રભુ, રૂપ તિહારો આહીં. ૫૧**

**ટીકાઃ**—હે પ્રભો ! આપ સર્વના કર્તા છો. આપની ગતિ અકળ છે. છતાં તમે કશું કરતા નથી. આપ બધું કરો છો ને કશું કરતા નથી એ બન્નેથી આપનું સ્વરૂપ નિરાળું છે. ૫૧

**નિજઈચ્છાનુસારી સ્વતંત્ર, આત્મારામ અનૂપા;**
**સાધનસાધ્ય ન બસ ન ભેદકે, અજીત અખિલકે ભૂપા. ૫૨**

**ટીકાઃ**—આપ આપની ઇચ્છા પ્રમાણે વર્તનારા છો. આપ સ્વતંત્ર છો, આત્મારામ છો, અનુપ છો. આપ સાધનવશ નથી. આપ અજીત છો. આપ બધાના રાજા છો. ૫૨

**કર્મ કાલ ગ્રહ મન સ્વભાવ, જિય સુખ દુખકર નહીં કોઈ;**
**સબકે પ્રેરક પુરુષોત્તમ, સબ કીયો આપકો હોઇ. ૫૩**

**ટીકાઃ**—કર્મ, કાલ, ગ્રહ, ( નવ ગ્રહો ), મન ને સ્વભાવ આમાંનું કોઇ પણ જીવને સુખ કે દુઃખ દેનારૂં નથી. બધાના પ્રેરક પ્રભુ છે. બધું આપનું કરેલું થાય છે. ૫૩

**અશરનશરન અનાથનાથ હરિ, આરતબંધુ સાંચે;**
**પતિતપાવન ભક્તાધીન ભગવન્ત, એહિ શ્રુતિ બાંચે. ૫૪**

**ટીકાઃ**—" જેને કોઈનું શરણ તેના શરણ. અનાથના નાથ સ્મરણ કરતા ભક્તને વશ. " હે ભગવન્ત ! આપજ છો એમ વેદમાં વાંચ્યું છે. આપનાં બિરદો સાચાંજ છે.

**નિસ્સાધનીકો નાહીં ધીધાવનો, સાધની ગર્વ ન કરનો;**
**દીન હોય રેહેનો દોહુકો ભલ હે, મધુસૂદન કર તરનો. ૫૫**

**ટીકાઃ**—નિસ્સાધનીએ હડમડવું નહિ, ગભરાવું નહિ. સાધનીએ અહંકાર ન કરવો. બન્નેએ દીનતા રાખીને રહેવું સારૂં છે. મદનો નાશ કરનાર, મધુ દૈત્યનો નાશ કરનાર પ્રભુના હાથમાં તરવાનું છે. પ્રભુ જ્યારે જીવને તારે ત્યારે તે સંસાર સમુદ્રથી તરી શકે. ૫૬

**એસેં સબબિધિ સમર્થ ઈશ્વર, શ્રીમુખ ગિરા અલાપી;**
**અહિત કયોંહુ મેરે ભક્તનકોં, હોય ન કરૂં કદાપી. ૫૬**

**ટીકાઃ**—આવા બધી વાતે સમર્થ પ્રભુ તેમણે કહ્યું કે હું મારા ભક્તોનું બૂરૂં કોઈકાળે ક્યારે પણ નહિ કરૂં. ૫૬

**અતિ અપરાધી હોય તહું, જો અનન્ય વ્હે મોહિ ધ્યાવે;**
**ધેનુ બચ્છ જ્યોં મોહે ભક્તપ્રિય, અવગુન કયોંહુ ન આવે. ૫૭**

**ટીકાઃ**—ઘણો અપરાધી હોય, ઘણો દુરાચરણી હોય તોપણ તે જો અનન્ય ભક્તિથી મને ભજે તો તે ભક્ત મને જેમ ગાયને વાછરડું વ્હાલું લાગે છે તેમ વ્હાલો લાગે છે. વાછરડું ધાવતાં ધાવતાં ગાયને ઘણું એ મારે છે છતાં ગાય વ્હાલ ધરી દૂધ પાય છે તેમ

---

ગિરા=વાણી, અહિત=બૂરૂં.

અનન્ય ભક્તના ગમે તેટલા અવગુણો હોય છતાં તે મારા મનમાં આવતા નથીજ. અનન્ય ભક્તનાજ. વ્યભિચારી ભક્તના-દરેક ઠેકાણે ભટકતા ભક્તના નહિ. ૫૭

**ભક્ત પ્રાનતેં પ્યારે શ્રીહરિ, માને આપ અધીકો;**
**તહુ મન ગર્વ ન ધરનો જનકો, સત્ય દીન સો નીકો. ૫૮**

**ટીકાઃ**—ભક્ત પ્રભુને પ્રાણથી વ્હાલા છે. પોતાથી પણ અધિક માને છે છતાં ભક્તજને મનમાં ગર્વ ન લાવવો. સત્ય બોલવું. દીનતા રાખવી, એજ સારૂં છે, એજ શ્રેયસ્કર છે. ૫૮

**ઓર દોષકોં રોષ ન આવેં, રૂચે ન કછુ અભિમાના;**
**ગોપીજનસેં પ્યારે તિનસોંહૂ, ભયે અંતર્ધ્યાના. ૫૯**

**ટીકાઃ**—ભક્તોમાં બીજા ગમે તેવા દોષો હોય છતાં પ્રભુને ક્રોધ આવતો નથી. પ્રભુને તો ભક્તો અભિમાની બને છે તે તેમને જરાય રૂચતું નથી. પરમભક્તો શ્રીગોપીજનો જેવાં તો તેમને કોઇ વ્હાલાં નથી. છતાં તેમને રાસ રમતાં જે ગર્વ થયો તે પ્રભુને જરાયે ગમ્યો નહિ. શ્રીગોપીજનોને ગર્વ થયો કે પ્રભુ અંતર્ધ્યાન થઈ ગયા. ગર્વથી દૂર રહેવું. ગર્વ પ્રભુનો વિયોગ કરાવનાર છે. દીનતા પ્રભુનો સંયોગ કરાવનાર છે. માટે દીનતા રાખવી. ૫૯

**એહોર દીનતા સાચી કેવલ, આઇ મીલે તબઆઇ;**
**દરીવે મીલબેકી દુહુ બસ્તુ, દીની કૃષ્ણ બતાઇ. ૬૦**

**ટીકાઃ**—એકજ ફક્ત સાચી દીનતા મળે તો પ્રભુ તરત મળે. પ્રભુનો વિયોગ કરાવનાર વસ્તુને પ્રભુનો સંયોગ કરાવનાર શ્રીકૃષ્ણે ભક્તોને બતાવી દીધી છે. પ્રભુનો વિયોગ કરાવનાર વસ્તુ તે "મદ".

પ્રભુનો સંયોગ કરાવનાર વસ્તુ તે "દીનતા". ભક્તે અહંકાર ન રાખવો ને માત્ર દીનતા રાખવી. સાધનો થાય છતાં તેનો મદ ન રાખતાં નિસ્સાધની છું એમજ માનવું. ૬૦

**જેસેં હોં તેંસેં તુમ મમ પ્રભુ, કૃષ્ણુ કરૂં હું પ્રનામા;**
**જેસોંહૂ તેસોં મોહિ પાલો, મહાપ્રભુ સુંદરશ્યામા. ૬૧**

**ટીકા**:—આપ જેવા છો તેવા પણ તમે મારા સ્વામી છો. (આપ ગમે તેવા છો છતાં મારા સ્વામી છો.) હે શ્રીકૃષ્ણચંદ્ર, હું આપને દંડવત્ પ્રણામ કરૂં છું. હે મહાપ્રભુ, હે શ્રીમદાચાર્યચરણ, હે સુંદરશ્યામ, જેવો છું તેવો પણ આપનો છું. આપ આપનો જન જાણી મને પાળો. ૬૧

**દયાપ્રીતમકી " અકલચરિત્ર ચન્દ્રિકા ", જો કોઇ ગાવે;**
**તિનકે સબ સંદેહ મિટિ જાવે, શ્રીહરિ પદવી પાવે. ૬૨**

**ટીકા**:—પરમ ભગવદીય કવિવર શ્રી દયારામભાઇ આજ્ઞા કરે છે કે મારા પ્રીતમ શ્રીકૃષ્ણચંદ્રની " અકળચરિત્ર ચન્દ્રિકા " જે કોઈ ગાશે તેના બધા સંદેહો નાશ પામશે (મટી જશે) ને તે શ્રીહરિના ચરણારવિંદને પામશે. ૬૨

ઇતિશ્રી કૃષ્ણદાસ શ્રી વલ્લભદાસાનુદાસ કવિવર શ્રી દયારામભાઇ વિરચિત " શ્રીકૃષ્ણ અકળચરિત્ર ચન્દ્રિકા " સમાપ્ત.

### પરમભગવદીય કવિવર શ્રી દયારામભાઇ કૃત

# પિંગળસાર

"દોહા"

**શ્રીગુરુ ગિરિવરધર્ન યુગ ચર્ન બંદુ ચિત્ત લાય;**
**અશુભહરન સબશુભકરન, અભિમત સબબરદાય. ૧**

**ટીકા:**—શ્રીમદ્ ગુરુદેવ શ્રીમદ્વલ્લભલાલજી, પર્વતોમાં ઉત્તમ એવા ગિરિરાજજી, તેમને ધારણ કરનાર શ્રીગિરિરાજધરણ=શ્રીનાથજી, તેમના બન્ને ચરણકમળમાં ચિત્ત પરોવીને વંદન કરૂં છું. એ ચરણ-કમળ અશુભને હરે છે, બધું સારૂં કરે છે, ધારેલું બધું આપે છે. ૧

બ્હૌત કવિ બરન કિયોં, પિંગલપથ બિસ્તાર;
**સિસુ સક** ઉપજે લખિ, સુનિ બડડે લહેં ન પાર. ૨

**ટીકા:**—ઘણા કવિઓએ પિંગળશાસ્ત્રનું વિસ્તારથી વર્ણન કર્યું છે. એ જોઇને ને સાંભળીને બાળકને (ઉગતા કવિને) શંકા થાય. મોટાઓ (કવિઓ) તેનો પાર પામતા નથી. ૨

મન સમુઝિ ન કો મંદમતિ, બુધજન કહત લજાય;
તિન લગી **પિંગલસાર** કછુ, રૂપહુ **દયો** દિખાય. ૩

**ટીકા:**—થોડી બુદ્ધિવાળાને સમજ નહિ પડે, વિદ્વાને કહેતાં લજવાશે. પરમભગવદીય કવિવર શ્રીદયારામભાઈ કહે છે કે તેટલા માટે "પિંગલસાર"નું કાંઈ રૂપ બતાવું છું. ૩

**મેરુ મરકટી પતાકા, નિષ્ટો દિષ્ટ પ્રકાર;**
**અલંકાર સબ બર્નિયેં તો, ફિર ચહહુ અપાર. (૪)**

**ટીકા:**—મેરૂ, મરકટી, પતાકા, નિષ્ટો દિષ્ટ વગેરે પ્રકાર છે. બધા અલંકારોનું જો વર્ણન કરીએ તો તે પાછું અપાર છે. ૪

બુદ્ધિ બઢત આપહી તેં. સીખેંગેં સબ ધાય;
અમ્બ ખવાવત અર્ભક ધુર જ્યોં, ફિર આપુહિ ખાય. ૫

ટીકા:—એની મેળે એની બુદ્ધિ વધશે. બરાબર મનન કરવાથી બધું શિખશે. મા જેમ છોકરાને ધૂળ ખવડાવે છે ને પછી તે તેની મેળે ખાય છે તેમ આ ગ્રંથનું મનન કરવાથી તેની બુદ્ધિ વધશે. પિંગળનું જ્ઞાન વધશે, પિંગળ વિષેનાં પુસ્તકો વાંચી પિંગળને માટે વધારે જ્ઞાન મેળવી શકશે. આ પિંગળસાર ગ્રંથ છે તે માની ગરજ સારશે એજ આપશ્રીનો કહેવાનો આશય છે. ૫

બર્નિહું જો જો બસ્તુ, સો કરિ શ્રીકૃષ્ણુ સમ્બન્ધ;
સ્વારથ પરમારથ બને, છૂટે ભવ પ્રતિબન્ધ. ૬

ટીકા:—જે જે વસ્તુનું વર્ણન કરવામાં આવશે તે તે વસ્તુને શ્રીકૃષ્ણના સમ્બન્ધવાળી કરીને તેનું વર્ણન કરવામાં આવશે. તેથી સ્વાર્થ અને પરમાર્થની સિદ્ધિ થાય. પિંગળશાસ્ત્ર શીખાય, કાવ્ય બનાવવાની રીત શિખાય ને પ્રભુનું નામ લેવાય તેથી સ્વાર્થ સાથે પરમાર્થ સધાય ને સંસારના પ્રતિબન્ધો દૂર થાય. ૬

અથ તત્રાદૌ ગુરુલઘુ કથનમ:—

દીર્ઘ સ્વર પુનિ બિંદુ યુત, અરુ બિસર્ગ ગુરુ જોય;
ચૈયેં કૌતક છંદકો, દુઃખ દૂર હિ હોય. ૭
સંલગ્ની લઘુ પૂર્ગ ગુરુ, કહુંક હોત કહું નાંહિ;
ગોપી કૃષ્ણુમય વ્હે ગઇ, ઉદાહરન દુહુ યાંહિ. ૮
દીર્ઘ સૂર પુનિ બિંદુકો, લઘુ ઉચરે લઘુ હોય;
જહાં નહિ જશ નંદનંદકો, શબદ સુ અસુંદર જોય. ૯
લઘુ બરન ત્રય હરિજુ ચઢ઼, ઔર દીર્ઘ સબ જાનિ;

અ ઇ ઉ પ્રકરનતોં. લઘુ હોવે તો ગુરુમાંનિ. ૧૦
**સિમિટિ** કુહે બહુ બરન જ્યોં, એક બરન ઉચ્ચાર;
થરર્રર્ થરર્રર્ **થરરતિ** યમ, સુનિ હરિ કીર્તન સાર. ૧૧
લઘુ પદાંતકો હોત ગુરુ, સુ તો સંસ્કૃત **ગ્યાંન**;
લઘુ સુર જુત લઘુ ઋહાં બને, કહત શેષ હરિ યાંન. ૧૨
ગ કે કહે ગુરુ દીહ હે, દીર્ઘ બંક કલ દોય;
લ લઘુ હ્રસ્વ માત્રા કલા, ઇક કલ રેણા હોય. ૧૩
કલા તીનકો પ્લુત કહ્યો, કહુ કહુ દિખિય ન સત્ય;
આજ્ઞા જુ ગુરુદેવકી, સીસ ધરે સુહિ ભૃત્ય. ૧૪
પ્રાચીન પિંગલ પથ લખી, ગુરુ લઘુ કથે **નિસંક**;
કહત ગનાગન ભેદ, જ્યોં કહે "**કૃષ્ણ-પર્યંક.**" ૧૫

**ટીકા:**—પ્રાચીન પિંગલ શાસ્ત્ર જોઇને ગુરુને લઘુનું નિરૂપણ કર્યું. જે પ્રમાણે શેષજીએ કહ્યા તે પ્રમાણે ગનોનો ભેદ કહું છું- કૃષ્ણપર્યંક=શેષજી. ૧૫

તીન વરનકોં ગન પ્રથમ, મગન નગન કરી પાઠ;
૧ ૨
ભગન યગન જગને રગન, સગન તગન ક્રમ આઠ. ૧૬
૩ ૪ ૫ ૬ ૭ ૮

**ટીકા:**—ત્રણ અક્ષરના ગણ છે. પહેલો 'મગન', બીજો 'નગન', ત્રીજો 'ભગન', ચોથો 'યગન', પાંચમો 'જગન', છઠ્ઠો 'રગન', સાતમો 'સગન', આઠમો 'તગન', એ પ્રમાણે ક્રમવાર આઠ ગણ જાણવા.

**અથ અષ્ટગણાનાં સ્વરૂપાનિ, દેવતા શુભાશુભ કથનં યથા**

(હવે આઠ ગણોનું સ્વરૂપ, તેમના દેવતા, તેમનું સારૂ ને માઠું ફલ કહેવામાં આવે છે.) ૧૬

**મ, ન, ભ, ય, સુભ, જ, ર, સ, ત અસુભ, ગલ સબધર બિચ અંત;**
**મહિ, અહિ, સસી, જલ, રવિ, અનલ, અનિલ, ખ, સુર ક્રમ ચિંત. ૧૭**

ટીકાઃ—મગન, નગન, ભગન, ને યગન આ સુભ ગણો છે. જગન, રગન, સગન ને તગન આ અસુભ ગણો છે. 'મગન'ના દેવતા 'મહી' એટલે પૃથ્વી છે. 'નગન'નો દેવતા 'અહિ' એટલે સાપ છે. 'ભગન'નો દેવતા સસી એટલે ચંદ્ર છે. 'યગન'નો દેવતા 'જલ' એટલે વરુણ છે. 'જગન'નો દેવતા સૂર્ય છે. 'રગન'નો દેવતા 'અનલ' એટલે અગ્નિ છે. 'સગન'નો દેવતા 'અનિલ' એટલે વાયુ છે. 'તગન'નો દેવતા 'ખ' એટલે આકાશ છે, આ પ્રમાણે ક્રમવાર ગણોના દેવતા જાણવા. ૧૭

"પુનઃ ભગવન્નામ્ના સ્ફુટ ઉદાહરણં ક્રિયતે"

(ફરીથી ભગવાનના નામના ઉદાહરણ આપી ગણોની ચોખવટ કરૂં છું).

માધોજૂ નવલ ભૂધર, જગન્નાથજુ યજ્ઞેશ;
૧ ૨ ૩ ૪ ૫
રાધિકેશ સર્વેશ પ્રભુ, તારે અધમ અશેષ. ૧૮
૬ ૭ ૮

ટીકાઃ—માધોજૂ નામથી 'મગન', નવલ નામથી 'નગન', 'ભૂધર' નામથી 'ભગન', જગન્નાથ નામથી 'જગન', યજ્ઞેશ નામથી 'યગન, 'રાધિકેશ' નામથી 'રગન', 'સર્વેશ' નામથી 'સગન', તારે નામથી 'તગન', આ પ્રમાણે આઠ ગણો જાણવા. ૧૮

"પુનઃ ગન તથા દેવ તથા ફલ શૃંખલિત કથનમ્"

(ફરીથી ગન તથા દેવ તથા ફલ કહેવામાં આવે છે).

**<u>મ મહિ શ્રીદ</u>, <u>ન અહિ સુખદ</u>, <u>ભ સસિ સુજસ</u> ફલ દેહિ;**
૧ ૨ ૩

**યજલધીદ, જરવિરૂજદ, રહુત દહે** ફલ એહિ. ૧૯
    ૪          ૫          ૬
**સ પવન ભય, ત ખ અફલ,** યહ ગન સુર ફલ કેમ ગાય;
    ૭          ૮
**દયા શુભાશુભ નર કથન, હરિજસ સબ શુભદાય.** ૨૦

**ટીકાઃ**—"મ મહિ શ્રીદ"='મ' એટલે 'મગન', 'મહિ' એટલે 'મગન'નો દેવતા–'પૃથ્વી', 'મગન' શું ફલ આપે! 'શ્રીદ' એટલે લક્ષ્મી આપે. 'મગન'નો દેવતા પૃથ્વીને તે લક્ષ્મી આપે, કલ્યાણ કરે.

"ના અહિ સુખદ":—'ના' એટલે 'નગન', 'અહિ' એટલે 'સર્પ', 'સુખદ' એટલે સુખ આપનાર. 'નગન'નો દેવતા સર્પ. 'નગન' શું ફલ આપે? 'સુખદ' એટલે સુખ આપે. આયુષ્ય વૃદ્ધિ કરે.

"ભ સસી સુજસ":—'ભ' એટલે 'ભગન', સસી એટલે ચંદ્ર. સુજસ=સારો જસ, 'ભગન'નો દેવતા ચંદ્ર, 'ભગન' સારો જસ આપે. કીર્તિ વધારે, એ એનું ફલ.

"ય જલ ધીદ":—'ય' એટલે 'યગન', જલ એટલે પાણી, ધીદ=બુદ્ધિ આપનાર. 'યગન'નો દેવતા વરુણ, 'યગન' બુદ્ધિ આપે.

"જ રવિ રૂજદ":—'જ' એટલે જગન, રવિ એટલે સૂર્ય, રૂજદ=પીડા આપનાર, જગનનો દેવતા સૂર્ય, 'જગન' પીડા આપે, દર્દ ઉભું કરે.

"ર હુત દહે":—'ર' એટલે 'રગન', 'હુત' એટલે અગ્નિ. દહે=બાળે. 'રગન'નો દેવતા અગ્નિ, 'રગન' બળ્યો ઝળ્યો કરે. નાશ કરે.

"સ પવન ભય":—'સ' એટલે 'સગન', એનો દેવતા 'પવન', 'સગન' ભય પમાડે, ચિંતામાં નાંખે.

"ત ખ અફલ":—'ત' એટલે 'તગન', 'ખ' એટલે આકાશ. 'તગન'નો દેવતા આકાશ. તગનનું ફલ કશું નહિ. એ અફલ જાય, નિષ્ફલ જાય. આ પ્રમાણે ગણો, તેના દેવતા. ને તેનું ફલ ક્રમવર કહેવામાં આવ્યું. રાજામહારાજાઓને ઉત્તમ માણસોના ગુણ ગાવામાં તેમને વિષે કવિતા બનાવતી વખતે શુભ અને અશુભનો ભેદ ખાસ રાખવાનો છે. પ્રભુના ગુણાનુવાદ ગાવામાં શુભ ગણોને અશુભગણો એ બધાએ સારૂં કરનારા છે એમ પરમભગવદીય કવિવર શ્રી દયારામભાઈ પોતાનો મત રજુ કરે છે. પ્રભુ નામસ્મરણની કવિતામાં વખતે પિંગળશાસ્ત્રની દૃષ્ટિયે દોષો માલમ પડે તો તેને જતા કરવા એજ આપશ્રીના કહેવાનું હાર્દ છે. એથી કાંઈ એમ નહિ સમજી લેવાનું કે ગમે તેવી પ્રભુ નામની કવિતાઓ બનાવવી. પ્રભુ નામના કાવ્યો તો પિંગળશાસ્ત્રને પૂરેપૂરી રીતે અનુસરીને બનાવવાં. વખતે અજાણથી દોષ રહી જાય તો તે બાધક નથી એજ માની શકાય.

તાતેં શુભ ગણુ કવિત મુખ ધરિયે, અશુભહિ ટાર;
જેહોર બાસુકિ નાગ કિય, ગણુકોં દ્વિગુણ બિચાર. ૨૧

ટીકાઃ—તેથી સારા ગણોનો કવિતામાં ઉપયોગ કરવો. અશુભ ગણોને છોડી દેવા. બાસુકિ નાગે ( શેષજીએ ) ગણનો બમણા ગુણનો વિચાર કર્યો છે. ૨૧

"અથ દ્વિગુણ ગણ વિચારે ગણ મિત્રાદિ કથનમ્."

હરિહરો મન મિત્ર હોં, ભય ટારો લહિ દાસ;
૧ ૨ ૩ ૪
કાલ શત્રુ સર ડર બડો, તજુ જિન હોઈ ઉદાસ. ૨૨
૭ ૬ ૮ ૫

**ટીકા:**—અહીં ગણના ભ્રમણા ગુણનો વિચાર કરતી વખતે ગણના મિત્ર વગેરેનું વર્ણન કરવામાં આવે છે.

હે હરિ ! મ્હારા મનને હરો. આપશ્રીના તરફ ખેંચો. મનનો મિત્ર જે કામ તેને હરો. તેને તમારા તરફ ખેંચો. આપશ્રીનો દાસ જાણીને–નિજજન જાણીને ભયનો નાશ કરો. મારા માથે કાળરૂપી દુશ્મનનો ડર મોટો છે. આપ મારા પ્રત્યે ઉદાસીન વૃત્તિ સેવીને મારો ત્યાગ ન કરશો.

'**મન**' એમાં '**મગન**' ને '**નગન**' આ ગણો આવ્યા છે. તે બન્ને '**મિત્ર**' છે. '**ભય**' એમાં '**ભગન**' ને '**યગન**' આ બે ગણો છે. તે બન્ને '**દાસ**' છે. '**સર**' એમાં '**સગન**' ને '**રગન**' આ બે ગણો છે, તે બન્ને '**શત્રુ**' છે. '**તજુ**' એમ '**તગન**' ને '**જગન**' આ બે ગણો છે. તે બન્ને '**ઉદાસ**' છે. ૨૨

દોનકે સંયોગકે ફલ:—છનેં:—

મિત્ર મિત્ર ફલ સિદ્ધિ, મિત્રતેં દાસ અભય ફલ;
મિત્ર ઉદાસ અસિદ્ધિ, મિત્ર અરિ મિત્ર કરેં છલ;
દાસ મિત્રતેં સિદ્ધિ, દાસતેં દાસ **માહા** સુણ;
ધનગત દાસ ઉદાસ, દાસ રિપુ મિત્ર દેઈ દુખ;
ફલ નહીં ઉદાસતેં મિત્ર કછુ, ઉદાસતેં બડ દાસ ફલ.
કછુ ઉભય દાસ ન ફલ કહ્યો, ઉદાસ અરિ ઘરઓ ન ભલ ૧
શત્રુ મિત્ર ફલ શૂન્ય, હાનિ ત્રિય શત્રુ દાસ કહિ;
અરિ ઉદાસ કુલ નાશ, નાશ નાયક રિપુ રિપુ સહિ;
યહ ષટદશ ગ્રહ અરુ ચાર ગન, કહે ફલાફલ હોત જ્યોં;
સો સબ નર કવિત વિચારહે, ધ્યાન હરિજસકું ફલ ત્યોં ૨

**ટીકાઃ**—'મિત્રને મિત્રના' સંયોગથી "રિદ્ધિ સિદ્ધિ" નું ફલ મળે. સંપત્તિ મળે, 'મિત્ર ને દાસના' સંયોગથી નિર્ભયતાનું ફળ મળે. કોઈ પણ પ્રકારના ભય વગર તેનું કાર્ય પાર પડે.

'મિત્ર અને ઉદાસ' ના સમાગમથી કાર્ય પાર પડે નહિ. કાર્યમાં વિઘ્નો આવે, નુકશાન થાય. કોઈ પણ પ્રકારની સિદ્ધિ ન થાય

'મિત્ર અને અરિ' ના સમાગમથી મિત્ર હોય તે શત્રુની ગરજ સારે. મિત્ર હોય તે શત્રુ અને ને કપટ કરી દગો દે. નુકશાન કરે.

'દાસ અને મિત્ર' ના મેળાપથી કાર્ય પાર પડે. કામ થાયજ

'દાસ અને દાસ' ના મેળાપથી પુષ્કળ પૈસો મળે, ઘણું સુખ થાય. દરેક વસ્તુ પોતાની પાસે રહે.

'દાસ અને ઉદાસ' ના સંયોગથી ધનનો નાશ થાય.

"દાસ અને રિપુ' ના સંયોગથી મિત્ર હોય તે શત્રુની ગરજ સારી દુઃખ દે.

'ઉદાસ અને મિત્ર' ના સમાગમથી કોઈ પણ પ્રકારનું ફલ નહિ. વખતે મળે તો નહિ જેવુંજ.

ઉદાસ ને દાસ' ના મેળાપથી પ્રભુતા મળે, ઐશ્વર્ય મળે. સંપત્તિ મળે.

'ઉદાસ ને ઉદાસ' ના સંયોગથી કશું ફલ નહિ ને કશો લાભ નહિ.

'ઉદાસ ને અરિ' ના સમાગમથી બન્નેને સુખ ન મળે. બન્નેનું સારૂં નહિ. ૧

'શત્રુ ને મિત્રના' સમાગમથી કશુંજ ફલ નહિ, શૂન્યજ.

'શત્રુ ને દાસ' ના સમાગમથી સ્ત્રીનો નાશ થાય.

'અરિ ને ઉદાસ' ના સમાગમથી ફલનો નાશ થાય.

'રિપુ ને રિપુ' સમાગમથી નાયકનો નાશ થાય.

આ પ્રમાણે સોળ ઘર ને ચાર ગણોનું ફલાફલ જે થાય છે તે તો બધુ માણસોની કવિતા માટે વિચાર્યું છે. પ્રભુના ગુણાનુવાદ ગાવામાં એનું (ગણનું) કશું ફલ નથી. પ્રભુના ગુણાનુવાદજ મુખ્ય છે. આ જ આપશ્રીનો નમ્ર મત. ૨

"અથ સ્વલ્પમેં સમુચ્ચય ફલાફલકથનમ્."

દોહા:

મિત્ર દાસ ભલ મિત્રસેં મિત્ર, દાસ ભલ દાસ;
ભલ ઇક દાસ ઉદાસસેં, રિપુ તેં સબ ફલ નાસ. ૧

ટીકા:—થોડામાં બધું ફલ ને અફલ કહેવામાં આવે છે.

મિત્ર અને દાસથી સારૂં, દાસ અને મિત્રથી સારૂં, મિત્ર ને મિત્રથી સારૂં. દાસ અને દાસથી સારૂં. એકલા ઉદાસ ને દાસથી સારૂં. દાસ અને ઉદાસથી નહિ. 'રિપુ' ની સાથે મિત્ર, દાસ ને ઉદાસ એ ત્રણેમાંથી ગમે તે આવે તો ફલનો નાશ થાય. મિત્રની સાથે રિપુ આવે તો જે ફળ મળતું હોય તે ન મળે. દાસની સાથે રિપુ આવે તો જે ફળ મળતું હોય તે ન મળે. ઉદાસની સાથે રિપુ આવે તો ફલ ન મળે ૧

રિપુ=દુશ્મન, અરિ=દુશ્મન.

| ગણ-નામાનિ | ગુરુલઘુ સ્વરૂપાણિ | શુભાશુભે | દેવતા | ફલાનિ | મિત્રાદિ ચતુષ્ટય | સંખ્યા | ઋષિ |
|---|---|---|---|---|---|---|---|
| મગણ | S S S | શુભ | મહિ | લક્ષ્મી | મિત્ર | ૧ | કશ્યપ |
| નગણ | I I I | શુભ | અહિ | આયુષ | મિત્ર | ૨ | શુક્ર |
| ભગણ | S I I | શુભ | ચંદ્ર | સુયશ | દાસ | ૩ | અંગિરા |
| યગણ | I S S | શુભ | જલ | સુબુદ્ધિ | દાસ | ૪ | અત્રિ |
| જગણ | I S I | અશુભ | રવિ | રોગ | ઉદાસ | ૫ | ગૌતમ |
| રગણ | S I S | અશુભ | અગ્નિ | દાહક | શત્રુ | ૬ | કુત્મ |
| સગણ | I I S | અશુભ | વાયુ | ઉદ્વેગ | શત્રુ | ૭ | કૌશિક |
| તગણ | S S I | અશુભ | આકાશ | નિષ્ફલ | ઉદાસ | ૮ | વસિષ્ઠ |

| ગણયુગ્માનિ | ફલાનિ | ગણયુગ્માનિ | ફલાનિ |
|---|---|---|---|
| મિત્ર મિત્ર | રિદ્ધિસિદ્ધિ | ઉદાસ મિત્ર | તુચ્છ ફળ |
| મિત્ર દાસ | નિર્ભય કાર્યસિદ્ધિ | ઉદાસ દાસ | પ્રભુતા મળે |
| મિત્ર ઉદાસ | ધનહાનિ, કાર્યરોધ | ઉદાસ ઉદાસ | શૂન્ય ફળ, અલાભ |
| મિત્ર શત્રુ | મિત્ર હોય તે શત્રુ થાય, હાનિ થાય | ઉદાસ શત્રુ | બન્નેને સુખ ન મળે |
| દાસ મિત્ર | કાર્યસિદ્ધિ | શત્રુ મિત્ર | અફળ |
| દાસ દાસ | ધનસુખ સર્વ વશ થાય | શત્રુ દાસ | સ્ત્રીનો નાશ થાય |
| દાસ ઉદાસ | ધન નાશ થાય | શત્રુ ઉદાસ | કુલનો નાશ થાય |
| દાસ શત્રુ | મિત્ર શત્રુ થાય | શત્રુ શત્રુ | નાયકનો નાશ થાય |

આ ત્રણ કોઠાઓ ઉપલા દોહાને છપ્પા સમજવા સારૂ મૂકવામાં આવ્યા છે. દરેક દોહાની ને છપ્પાની ટીકા લખવામાં આવી છે તેથી કોઠાઓ સરળતાથી સમજી શકાશે. કોઠાને સમજાવવા માટે ટીકાની જરૂર નથી. ટીકા લખીએ તો દળેલાને દળ્યા જેવું થાય. કોઠાઓ બરાબર સમજવા માટે સોળમા દોહાથી વાંચવાનું શરૂ કરી નંબર બેના છપ્પા સુધી વાંચવું.

"અથ દોહા છંદ લક્ષણમ્ તત્રાદૌ માત્રા"

પ્રથમ તેર પુની તીસરે દોહા ચરનનિ ચ્યાર,
ઔહાર દૂસરે ચતુર્થે મત્તા ધરિ અગ્યાર. ૧
દ્વાદશ ગન ચહુ ચરનમેં, મત્ત, અઠતાલીસ,
દ્વિદલ અર્ધ સમભેદ, સબ દોહાકે તેઇસ. ૨

"ત્રયોવિંશ નામ કથનમ્"

છપે:

ભ્રમર ૩ ભ્રામર સરૂભસેન મંડુક મરકટ ભલ,
 ૧ ૨ ૩ ૪ ૫
કરભ જાતિ નર હંસરુ મદકલ પયોધર ૩ બલ;
 ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨
વારણ ત્રિકલ ૩ કચ્છ મત્સ્ય શાર્દુલ વ્યાઘહુ ગનિ,
 ૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮
વ્યાઘ્ર વિડાલ ૩ સોનક મુષક સર્પ એતે ભનિ.
 ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩
ગુરુ બાઈસ લઘુચોં ભૌંરધર, ગુરૂઘટિ લઘુદ્વૈ બાઢિયેં
બિધિ શેષ કહી હરિયાંન ક્રમ, દયા નામ ગિનિ કાઢિયે. ૧

દોહાજાતિ:—

દોહા:

બિપ્રા બારહ લઘુ સહિત, બાઇસ છત્રી જાંન;
અત્તિસ બૈશ્ય તા પર પ્રશલ, હરિપદ ઉતપતમાંન. ૩

**ટીકાઃ**—દોહાની જાતિ. બાર બ્રાહ્મણ. લઘુ સાથે. બાવીસ ક્ષત્રિય જાણો. બત્રીસ વૈશ્ય. એ બધાની ઉત્પત્તિ પ્રભુના ચરણારવિંદથી છે એમ માંનો. ૩.

"દોહાદિ કાવ્ય દૂષણં. અથ જતિ ભંગાદિ સહ ઉદાહરણ કથનમ્."

**દોહાઃ**

ઓર ચરનકે, બરન જહાં, ઓર ચરનસોં લીન;
'સુજતિભંગ' તજ, તજત, આસુરિ સંગ કૃષ્ણાધીન. ૪

" અથ ગણ ભંગ લક્ષણમ્. "

ઓરે ગનકો ઓરસોં, મત્તા દિયો મિલાય;
સો ' ગન ભંગ ' કહે દયો, કૃષ્ણ બિષ્ણુ જહાં આય. ૫

" પુનરુક્તિ દોષ. "

ફિર ફિર વહિ શબ્દાર્થ જહાં, સો પુનરુક્ત બિચાર;
કમલાપતિ, **કરુનાસદન, શ્રીશ, દયાઆગાર.** ૬

કરુનાસદન=કરુણાનું ઘર. કરૂણાનું સ્વરૂપ. શ્રીશ=લક્ષ્મીના ધણી. દયા આગાર=દયાનું ઘર. દયાનું સ્વરૂપ. ૬

" લિંગ વિરૂદ્ધ "

તિય પુલ્લિંગ મિલિ પરસ્પર, લિંગ વિરુદ્ધ ધરિ ભીત;
નંદલલીકો બાંસુરી ચોરી લઈ મમ ચિત્ત. ૭

" ક્રમ વિરૂદ્ધ. "

પૂર્વ જુ ક્રમ ઉત્તર ન સો, ક્રમ વિરુદ્ધ સો એવ;
**ઉત્પત્તિ** સ્થિતિ લય કરત પ્રભુ, હર બ્રહ્મા હરિ દેવ. ૮

**ટીકાઃ**—પહેલાં જે ક્રમ કહ્યો છે તે પછી નથી આવતો. તેને ક્રમ વિરુદ્ધ કહે છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને લય ત્રિગુણા-

ત્મક રૂપે પ્રભુ કરે છે. બ્રહ્મા ઉત્પત્તિ કરે છે, વિષ્ણુ પાલન કરે છે, ને રુદ્ર સંહાર કરે છે. આ પ્રમાણે કહે તો તે ક્રમ વિરુદ્ધ ન કહેવાય. અહીં એથી ઊલટું કહ્યું છે તેથી તે ક્રમ વિરુદ્ધ છે. રુદ્ર ઉત્પત્તિ કરે છે, બ્રહ્મા પાલન પોષણ કરે છે. હરિ સંહાર કરે છે. આ ક્રમ વિરુદ્ધનો દાખલો છે. ૮

"કાલ વિરુદ્ધ."

**કાલ વિરુદ્ધ જો જબ ઉચિત, તબ નહિ જબ તબ ગાય;**
**કુમુદ ખિલત બન જાત પ્રભુ, પદ્મ પ્રફુલ ઘર આય. ૯**

**ટીકા:**—જે વખતે જે યોગ્ય છે તે પ્રમાણે નહિ ગાતાં ગમે તેમ જેવું તેવું ગાય છે તેને "કાલ વિરુદ્ધ" કહે છે. કુમુદ ખીલે છે ત્યારે પ્રભુ વનમાં રમવા જાય છે. કુમુદ ચંદ્ર ઊગે ત્યારે ખીલે રાત્રે પ્રભુ વનમાં રમવા જાય છે. એમ કહ્યું. કમળ ખીલે છે ત્યારે પ્રભુ ઘેર આવે છે સૂર્ય ઊગે ત્યારે કમળ ખીલે છે. સવારે પ્રભુ ઘેર આવે છે. આ 'કાલ વિરુદ્ધ' છે. ખરૂં જોતાં તો પ્રભુ સવારે વનમાં પધારે છે ને રાતના ઘેર આવે છે. આ પ્રમાણે ગાય તો 'કાલ વિરુદ્ધ" નો દોષ ન લાગે. ૯

**ઋતુ વિરુદ્ધ જો જા ઋતુ ન, તબ બરનેં બડ ભુલ;**
**હિમંત હરિ પંખાં પદ્મ શર્દ નૂત કર ફૂલ. ૧૦**

**ટીકા:**-જે જે ઋતુનું નથી તેનું વર્ણન કરે તો મોટી ભૂલ છે ને તેને ઋતુ વિરુદ્ધનો દોષ લાગે છે. હિમંત ઋતુમાં પંખા, શરદ ઋતુમાં કમળનાં ફુલ વગેરે. ૧૦

"દેશ વિરુદ્ધ."

**દેશ વિરુદ્ધ કો દેશકી વસ્તુ, દેશ કો ગાય;**
**પુરુષોત્તમ પુરિ સિંધ કહી, મરુત ગંગ દરસાય. ૧૧**

**ટીકા:**—કોઈ દેશની વસ્તુ કોઇ દેશમાં ગાય તે "દેશ વિરુદ્ધ" છે. જગન્નાથપુરી, સિંધમાં છે એમ કહે ને ગંગાજીને મરુત દેશમાં બતાવે તો તે દેશ વિરુદ્ધ છે. ૧૧

"ખંડ વિરુદ્ધ"

"ખંડ વિરુદ્ધ" જો પદારથ, ખંડ અસંભવ દર્શ,
સુમેર કથિ ભ્રતખંડમેં, ગોવર્ધન હરિવર્શ. ૧૨

"દ્વીપ વિરુદ્ધ"

દ્વીપ વિરુદ્ધ" કો દ્વિપકી ચીજ, દ્વીપકો લક્ષ;
રત્નાકર પહુડે પ્રભૂ, ક્ષીર સિંધુ કહિ પ્લક્ષ. ૧૩

"લોક વિરુદ્ધ"

"લોક વિરુદ્ધ" કહિ રકમ કો લોક, લોક કો બાલ,
બ્રહ્મલોક ભાગીરથી શ્રીયમુના પાતાલ. ૧૪

**ટીકા:**—જે પદાર્થને જે ખંડમાં જોઈ શકતા નથી તે પદાર્થ તે ખંડમાં હોવાનું વર્ણન કરવામાં આવે તો તે "ખંડ વિરૂદ્ધ" છે ૧૨

જે બેટની વસ્તુ હોય તે વસ્તુને બીજા બેટમાં છે એમ કહે તો તે "દ્વિપ વિરુદ્ધ" છે. પ્રભુ રત્નાકરને વિષે પોઢયા છે. ખરૂં જોતાં તો પ્રભુ ક્ષીર સાગરમાં પોઢે છે. રત્નાકરમાં પુષ્કળ રત્નો છે. ૧૩

એક લોકની વસ્તુને બીજા લોકની કહેવામાં આવે તો તે 'લોક વિરુદ્ધ' છે. ભાગીરથી બ્રહ્મલોકમાં છે ને શ્રીયમુનાજી પાતાળમાં છે. આ 'લોક વિરુદ્ધ છે.' શ્રીયમુનાજી પાતાળમાં નથી ને ભાગીરથી બ્રહ્મલોકમાં નથી. ૧૪

"ધર્મ વિરુદ્ધ"

"ધર્મ વિરુદ્ધ" પૂર્વાર્ધ કહૂ, ઉત્તર દલ કહુ બાત.
રાધા મોહન નચત મુદ, કૌશલ્યા બલ જાત. ૧૫

**ટીકાઃ**-પહેલાં કાંઇ વસ્તુ કહે ને પછી બીજું કાંઈ જુદું જ કહે તે 'ધર્મ વિરુદ્ધ' છે. જેમકે રાધામોહન આનંદભેર નાચે છે. ને કૌશલ્યા વારી જાય છે. (૧૫) "જસોદા બલ જાત" એ પ્રમાણે લખે તો 'ધર્મ વિરુદ્ધ 'નો દોષ ન લાગે. (૧૫)

**મૃતકઃ**

**'મૃતક' સુ જામેં અર્થ નહીં, શબ્દ લલિત અનુપ્રાસ;**
**કાંમ લાલ અભિરામ સુર, તામ હામ હરિ ખાસ ૧૬**

**ટીકાઃ**—જે શબ્દો સારા હોય, અનુપ્રાસવાળા હોય પણ તેનો કશો અર્થ ન થતો હોય તો તેને 'મૃતક' દોષ લાગે છે, તેને મરેલા જાણવા.

"વચન વિરુદ્ધ":—

**'બચન બિરુદ્ધ" ઇકિ બહુ મિલે બહુ લગાય બચ એક;**
**તુમ પ્રભુ હેં કરુનાનિધિ, તાર્યો પતિત અનેક. ૧૭**

**ટીકાઃ**—એક વચનને બહુવચન લગાડીએ, ને બહુવચનને એક વચન લગાડીએ તે 'વચન વિરુદ્ધ' છે. "તાર્યો પતિત અનેક" એ વચન વિરુદ્ધ છે. બહુવચનને બદલે એકવચન લગાડયું છે. "તાર્યા પતિત અનેક" એ પ્રમાણે લખીએ તો "વચન વિરુદ્ધ" ન કહેવાય. ૧

"ન્યૂન દોષ":—

**"ન્યૂન" સુ અર્થ મિલાપ બલ, ઊચિત બર્ન સંકોચ;**
**બ્રજ તીજી પી હરી લગ, ગોં લોં ઓં પોચ. ૧૮**

**ટીકાઃ**—યોગ્ય અક્ષરોનો સંકોચ હોય, યોગ્ય અક્ષરો બરાબર ગોઠવવામાં આવ્યા ન હોય ને તેનો અર્થ બળજબરાઈથી કરવામાં આવતો હોય તે "ન્યૂન દોષ" ૧૮

"અધિક દોષ":—

"અધિક દોષ" કવિ યહ કહે, બિના પ્રયોજન બર્ન;
મુખતેં બોલો, મત સુનો કૃષ્ણ કથા દ્વૈ કર્ન. ૧૯

ટીકાઃ—પ્રયોજન વગર વર્ણન કરવામાં આવે, વગર પ્રયોજનના અક્ષરો મૂકવામાં આવે તેને 'અધિક દોષ' કહેવામાં આવે છે. જેમકેઃ—મોઢેથી બોલો. બે કાને કૃષ્ણની કથા સાંભળશો નહિ. ૧૮

"અથ 'મગન' સેં 'સારંગી છંદ' લછનમ્"

દોહાઃ

આઠ બરન ધુર સાત ફિર, પાંચ 'મગન' તુક એક;
સો 'સારંગીછંદ' કહિ, ચાર કલી સુ-બિબેક ૧

ટીકાઃ—પહેલા આઠ અક્ષરો, પછી સાત અક્ષરો. એક તુકમાં પાંચ 'મગન'. આ પ્રમાણે ચાર કડી બનાવવાથી તેને "સારંગીછંદ" કહેવામાં આવે છે. ૧

ઉદાહરણઃ—

શ્રી રાધાનાથા ગોપાલા, ગોપીશા ગોવિંદાજે;
ભકતાધારા દીનાનાથા, **શોભાધામા**[1] નંદાજે;
**રામા**[2] **શ્યામા**[3] રાધિકેશા, શ્રીશા કૃષ્ણાચંદાજે;
**દાસાતાપાપાપાહારી, મુક્તિદા**[4] **મૂકુંદાજે**[5]. ૧

ટીકાઃ—પહેલા આઠ અક્ષરો છે. પછી સાત અક્ષરો છે. આ પ્રમાણે ચાર કડીઓ બનાવવામાં આવી છે. એક ટુંકમાં પાંચ મગન છે. જ્યાં 'મગન' છે ત્યાં આંકડા લખવામાં આવ્યા છે. ૧

ગોપીશા=ગોપીઓના પતિ. ગોપાલા=ગાયોનું પાલન કરનાર. ભક્તાધારા=ભક્તોના આધાર. શોભાધામા=શોભાનું ધામ. શ્રીશા=લક્ષ્મીના પતિ. દાસાતાપાપાપાહારી=નિજજનના પાપને તાપને હરનાર. ભક્તિદા=ભક્તિ આપનાર. મુક્તિદા=મુક્તિ આપનાર. ૧

" તરલ નયન છંદ વિધિ. "

દોહા:

ચાર નગન તુક એકમેં, અસ તુક કીજે ચ્યાર;
સેસ ગરુડકોં યોં કહ્યો, **'તરલનયન'** વિસ્તાર. ૧

**ટીકા:**—એક તુકમાં ચાર 'નગન' આવવા જોઇએ. એ પ્રમાણે ચાર તુકો કરવી. શેષજીએ ગરુડજીને 'તરલનયન' બનાવવાની રીત આ પ્રમાણે કહી.

" ઉદાહરણમ્. "

વ્રજપતિ **નટબર નગધર, યશુમતિ સુત ભવભયહર;**
(૧) (૨)
**ભવઅરિ ભવપ્રિય ભવકર, અશરનશરન ત્રિગુનપર.** ૨
(૩) (૪)

નટબર=નટોમાં શ્રેષ્ઠ. નગધર=નગ એટલે પર્વત. શ્રી ગિરિરાજજીને ધારણ કરનાર. યશુમતિસુત=યશોદાજીના પુત્ર. ભવભયહર=સંસારના ભયને હરનાર. ભવ અરિ=સંસારના શત્રુ. શિવજીના શત્રુ. ભવપ્રિય=શિવજીને વહાલા. ભવકર=શિવને ઉત્પન્ન કરનાર. જગતના કારણ. જગત્ રચનાર. અશરન શરન=જેને કોઇનું શરણ નથી તેનું શરણ.

ત્રિગુનપર=સત્ત્વ, રજસ્ ને તમસ્ એ ત્રણ ગુણોથી પર. બ્રહ્મા વિષ્ણુ ને મહેશ એ ત્રિગુણાત્મકથી પર.

જ્યાં 'નગન' છે ત્યાં આંકડા લખવામાં આવ્યા છે. 'નગન' ચાર છે. ૨

"દોધક છંદ વિધિ" તથા 'સુંદરિ છંદ' પણ એનું નામ છે."

દોહા:

અટદશ મત દ્વાદશ બરન, ઇક કલિ ચાર ભગન્ન;
અસ ચોપદ 'દોધક' બને, સુનિ **બિઠ્ઠલ-બાહન્ન.** ૧

**ટીકા**:—એક કડીમાં બાર અક્ષરો આવે. તુકમાં ચાર 'ભગન' આવે. આ પ્રમાણે ચાર પદ બનાવવાથી 'દોધક' છંદ બને છે. હે ગરુડ ! તું સાંભળ.

બિઠ્ઠલ-બાહન=પ્રભુનું વાહન ગરુડજી. ૧

ઉદાહરણ:—

**શ્રીધર ભૂધર** કૃષ્ણ કૃપાકર, દેવકીનંદન, દીનદયાકર;
**બલ્લભ** બિઠ્ઠલ **બિશંભર**, નેક દયા કરિયેંહિ દયાપર. ૩

**ટીકા**:—કૃપાકર=કૃપાની ખાણ, કૃપા કરનાર. દીનદયાકર=દીનપર દયા કરનાર.

પરમભગવદીય કવિવર શ્રીદયારામભાઇ કહે છે કે હે વલ્લભ ! હે વિઠ્ઠલ ! હે વિશ્વનું ભરણ-પોષણ કરનાર 'દયા' પર થોડી દયા કરજો. ( દયાને પોતાનો બાળક જાણીને દયા કરજો. ) નેક=થોડી.

" ભુજંગપ્રયાત છંદ બિધિ.. "

**દોહા:**

બિસ મત્ત કલિ યોં **યગન**, બાર બરન તુક ચાર;
" છંદ ભુજંગપ્રયાત" યોં કહ, **ભુજંગ સરદાર**. ૧

ભુજંગસરદાર=શેષજી.

ઉદાહરણ:—

કરો મન્ન વેસો મહા દુષ્ટતારે, લખિ આપપેં તાપ પાપે નિવારે;
તિહિ ભાવસોં કૃષ્ણ મોકો **ઉબારો**,
કહોં બેર એકેં દયા તૂં હમારો. ૪

**ટીકા**:—મહાદુષ્ટોને આપશ્રીએ તાર્યાં હતા તે વખતે જેવું મન કર્યું હતું તેવું મન મારે માટે કરો. મને પણ તેવો ગણીને

તારો. તમે તેમના તરફ જોયું નથી, તમે તમારૂં પોતાપણું જોઇને, તમે તમારૂં બિરદ વિચારીને તેમના પાપ ને તાપનું નિવારણ કર્યું છે. આપ આપનું આપપણું જોઇને મારા પાપ ને તાપનું નિવારણ કરો. તે પ્રમાણે હે શ્રીકૃષ્ણ! મને ઉગારો. હે શ્રીકૃષ્ણચંદ્ર! "દયા તું મ્હારો છે" એમ આપ એકજ વખત કહો.

ઊબારો=ઊગારો, મોહો=મને, બેર એકે=એક વાર.

"મોતીદામ છંદ બિધિ."

દોહા:

**ષોડશ મત્ત જગન્ન ચો તુક, ચો તુકમેં યહ ન્યાય;**
**છંદ સુ 'મોતીદામ' સુનિ, દ્વિજપતિ અહિપતિ ગાય. ૧**

દ્વિજપતિ=ગરુડજી, પક્ષીઓના પતિ. અહિપતિ=સર્પના પતિ શેષજી.

ઉદાહરણમ્:—

**કલિ યહ કાલ ન ઔર ઉપાય, સબેં તજીકે, હરિનામહિ ગાય,**
**ન સંશય કૃષ્ણ ચરન્ન સુ પાય, દયોં સબ આગમ સાર બતાય.૫**

**ટીકા:**—આ કલિકાલમાં બીજા ઉપાયો નથી, બધું છોડીને પ્રભુ નામ ગા. તેથી શ્રીકૃષ્ણચન્દ્ર પ્રભુના ચરણકમળની પ્રાપ્તિ થશે એમાં શક નથી. પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઇ કહે છે કે મેં બધા શાસ્ત્રોનો સાર બતાવ્યો છે. પ્રભુ નામ સ્મરણ એ બધાંયે શાસ્ત્રોનો સાર છે. માટે તું પ્રભુ સ્મરણ કરી લે. ૫

"કામિની મોહના છંદ બિધ"

**ચાર રગન પ્રતિપદ ધરો, બીસમાત પરમાન;**
**છંદ "કામિની મોહના" કહત શેષ ભગવાન ૧**

**ટીકા:**—દરેક પદમાં ચાર 'રગન' મૂકો.

ઉદાહરણ:—

**કૃષ્ણ** રાધા ભજો, કામ ઓરેં તજો,
 ૧  ૨  ૩
શ્યામશ્યામા રટો આન બાંની લજો;
 ૪
સંગ સાધૂ કરો, માંનકો મોરિકે,
 ૧  ૨
દ્રોહ કાપટ્ય કો, મન્નતેં છોરિકેં. ૬
 ૩  ૪

**ટીકા**:—'સગન' બતાવવા માટે આંકડા મૂકયા છે. શ્રીરાધા-કૃષ્ણનું ભજન કરો એ સિવાય બધું કામ છોડી દો. સ્યામા શ્યામનું રટન કરો, એ વગર બીજું કશું બોલતાં લાજ પામો. (લજવાઓ) માન મૂકીને, માન છોડીને, દ્રોહ અને કપટને મનથી છોડીને સાધુ પુરુષોની સોબત કરો. સંતસમાગમ કરો. ૬

"તોટક છંદ બિધિ."

### દોહા:

ખટદશ મત દ્વાદશ બરન, ચાર સગન તુક ધાર,
એહિ 'તોટક છંદકો,' ભૂધર ભણ્યો બિચાર. ૧

**ટીકા**:—દરેક પદમાં બાર અક્ષરને તુકમાં ચાર 'સગન' મૂકવાથી 'તોટક છંદ' થાય છે.

ઉદાહરણ:—

શરનાગત વત્સલનાથ પ્રભો, હરિ પ્રાનપતિ વ્રજનાથ વિભો,
 ૧  ૨
**કરૂનાકર કેશવ** ગોપીપતિ, મમદેહિ સદા પદપદ્મરતિ. ૭
 ૩  ૪

**ટીકા**:—જ્યાં 'સગન' છે ત્યાં આંકડા મૂકવામાં આવ્યા છે. કરુનાકર:કરુણાની ખાણ.

મમદેહિસદા પદપદ્મરતિઃ—મને આપના ચરણુકમળમાં હંમેશાં પ્રીતિ આપો. હે શરણાગતવત્સલ! હે નાથ! હે પ્રભો! હે હરિ! હે પ્રાણુપતિ! હેવ્રજનાથ! હે વિભો! હે કરુણાકર! હે કેશવ! હે ગોપીપતિ! મને આપના ચરણુકમળમાં હંમેશાં પ્રીતિ આપો. ૭

"મેનાવલી છંદ વિધિ"

**દોહાઃ**

**મત્ત બીસ પદપદહિમેં ધરિયેં તગન ચતૂર;**
**'મેનાવલી' યહ છંદ હેં, ભાખ્યો સેસ ગરૂર. ૧**

**ટીકાઃ**—દરેક પદેપદે તગન મૂકવા એ મેનાવલિ છંદ છે.

ઉદાહરણઃ—

તારી બકી દુષ્ટ તો ગની માત,
૧ ૨ ૩
તર્યો અઘી વ્યાધ જાને તક્યો ગાત;
૪ ૫ ૬
તાર્યો અજામેલ યાંહી કહે તાત,
૭ ૮—૯
એસે દયાકો ગ્રહે, અંઘ્રિ કંજાત. ૮
૧૦

**ટીકાઃ**—'તગન' છે ત્યાં આંકડા મૂક્યા છે. દુષ્ટ પૂતનાને માના જેવી ગણીને તારી. દુષ્ટ પૂતનાને માતાની ગતિ આપી. પાપી પારધી કે જેણે શરીર તાક્યું હતું, તાકીને બાણુ માર્યું હતું તેવા પાપીને પણુ તાર્યો. પુત્રભાવથી નામ લેતામાંજ અજામેલને તાર્યો. તેવી રીતે દયાનો હાથ ઝાલીને, દયા પર અનુગ્રહ કરીને ચરણુ કમલમાં રાખો.

અઘી=પાપી. વ્યાધ=પારધી. તક્યો=તાક્યો. ગાત=શરીર. તાત=પુત્ર. અંઘ્રિ=ચરણુ. કંજાત=કમળ, કં=પાણી. કાદવ. જાત=

ઉત્પન્ન થએલું. પાણીમાં, કાદવમાં ઉત્પન્ન થએલું. તે કમળ.=કંજાત. અંધ્રિકંજાત=ચરણકમળ. ૮

" ઇતિ અષ્ટગણ છંદનામાનિ. "

" નરાજ છંદ વિધિ. "

સોલ બરન ચોઇસિ મત, તુક તુકમેં અસ ચાર;
ઇક ઇક અંતર લઘુ ગુરુ, ' છંદ નરાજ ' સુમાર. ૧

ઉદાહરણમ:—

મહાદયાનિધિ હરે, કૃપાલ કૃષ્ણ શ્રીપતે;
અનાથનાથ દીનબંધુ, માપતે મહામતે;
અનંત કોટિ વિશ્વ ઇશ, આદિદેવ ભા અતિ;
સદા પદારવિંદ નિજ, દેહિ મે ગતિ રતિ. ૯

ટીકા:—મહા દયાના સાગર હે શ્રીહરિ !, હે કૃપાળુ !, હે કૃષ્ણ !, હે લક્ષ્મીના પતિ !, હે અનાથના નાથ !, હે દીનબંધુ !, હે લક્ષ્મીપતિ, હે મહાન બુદ્ધિવાળા !, હે અનંતકોટિ વિશ્વના સ્વામી, હે આદિ દેવ ! હે ઘણાજ તેજસ્વી !, આપના ચરણકમળમાં હંમેશાં મારી ગતિ થાય ને હંમેશાં પ્રીતિ રહે એટલું આપો. દરેક તુકમાં સોળ અક્ષર છે.

નિધિ=સમુદ્ર. ભા=તેજ. ભા અતિ=ઘણાજ તેજસ્વી.

" પ્રમાણિકા છંદ વિધિ. "

**દોહા:**

લઘુ ગુરુ અંતર એક ઇક, અઠ અછર પ્રતિપાદ;
સોહિ ' છંદ પ્રમાનિકા ', ગરુડ શેષ સંવાદ. ૧

ઉદાહરણ:—

હરે હરે જપ્યો કરૂં, રુ ધ્યાન આપકો ધરૂં;
રતિહુ કૃષ્ણ આપસોં, કદા સુ ત્રાસુ પાપસોં. ૧૦

ટીકા:—પદે પદે આઠ અક્ષર છે. હે શ્રીહરિ !, હે શ્રીહરિ !, એમ આપનાજ નામનો જાપ જપ્યા કરૂં. આપના સોહામણા સ્વરૂપનું ધ્યાન ધરૂં. આપના સ્યામસુંદર સ્વરૂપમાંજ પ્રીતિ રાખું. જો વખતે ત્રાસ પામું તો એકલા પાપથીજ. પરમભગવદીય કવિવર શ્રી દયારામભાઇ પોતાની અનન્યતા બતાવે છે. જો જપ વગેરે કરૂં તો શ્રીહરિ નામનોજ. જો ધ્યાન ધરૂં તો શ્રીહરિના રસ સ્વરૂપનું. જો પ્રીતિ કરૂં તો આપના સ્વરૂપમાંજ. કોઇનાથી બ્હીઉં તો તે ફક્ત પાપથીજ. ૧૦

"મલ્લિકા છંદ બિધિ."

દોહા:

ગુરુ લઘુ ક્રમ અઠ બરન, પદ પદ રચિયેં યોં ચારૂ;
સમુઝિ મલ્લિકા છંદ ઇહિ, કહ્યો શેષ નિરધાર. ૧

ઉદાહરણ:—

ગોકુલેશ ગોપિકેશ, ગોપબેસ શેસ શેસ,
કાલ કાલ શ્રીરસાલ, નંદલાલ દીનપાલ. ૧૧

ટીકા:—દરેકપદે આઠ અક્ષરો મૂકવા એ પ્રમાણે ચાર પદ બનાવવાં.

"શંખનારી છંદ બિધિ"

દોહા:

દ્વૈં યગન દસ મત્ત ગિનિ ઇકિ તુક, અસતુક ચ્યાર,
"શંખનારી" ઇહ છંદ હેં, સુની પતત્રિ સરદાર. ૧

ટીકા:—બે યગન મૂકવા. એક તુકની દશ માત્રા ગણવી. એવી ચાર તુક બનાવવી એને શંખનારી છંદ કહે છે. હે ગરુડજી ! સાંભળો.

ઉદાહરણ:—

સદા રાધિકેશા, મહાત્મ્યવેશા,
૧
અહો પ્રાન પ્યારે પ્રભુ હો હમારે. ૧૨
૨

ટીકા:—યગન છે ત્યાં આંકડા મૂક્યા છે. સદા રાધિકાજીના સ્વામી છો. આપનો વેશ ઘણોજ મનોહર છે હે પ્રાણથી પણ વધારે વહાલા ! તમે અમારા પ્રભુ છો. ૧૨.

"તિલકા છંદ વિધિ"

દોહા:

દ્વે સગન ખટ બરન ગિનિ, એકહિ તુક બિચ આંનિ
એસી કરિ કરિ લે ચાર તુક, "તિલકા છંદ" બિધિ પહિચાંનિ ૧

ટીકા:—બે સગન મૂકો. ૭ અક્ષરની એક તુક બનાવો, એવી ચાર તુક બનાવો. એને 'તિલકા' છંદ જાણવો.

ઉદાહરણ:—

હરિકૃષ્ણ પ્રભુ, હરિશામ વિભુ,
૧
યહમંત્ર બડો, ફિરફેર પઢો. ૧૩

ટીકા:—બે સગન છે ત્યાં આંકડા મૂક્યા છે. દરેક તુકમાં ૭ અક્ષર છે. હરિકૃષ્ણ પ્રભુ, હરિ શ્યામ વિભૂ, એજ મોટા મંત્ર છે. એને વારંવાર બોલો. એનું પઠન કરો. ૧૩

"માલતિ છંદ વિધિ"

દોહા

દો જગન કલ આઠ તુક ઇક, અસચાર બનાય,
માનહું 'માલતી છંદ' ઇહ, ગરુડ શેષ યોં ગાય. ૧

ઉદાહરણ:—

**શરન ગહો, હરિ એક ચહો, ભટકો ન અતિ, ઈકિ કૃષ્ન ગતિ** ૧૪

**ટીકા:**—એક શ્રી હરિનું શરણ લ્યો. એકજ શ્રી હરિની ચાહના કરો. એકજ શ્રી હરિને ચાહો. ખૂબ ભટકશો નહિ. બધે આમ તેમ આથડશો નહિ. શ્રી કૃષ્ણ એજ એકજ ગતિ છે. ૧૪

"વિમોહા છંદ વિધિ"

**દોહા:**

**જુગમ** રગન તુક દસ કલા, ચો તુક એહિ પ્રમાંન,
**સમુઝિ 'બિમોહા'** છંદ ઇહ, દ્વિજનાયક મમબાંન. ૧

ઉદાહરણ:—

ધ્યાન શંભુ ધરે[1] બેદ નેતિ કરે,[2]
કાલ કે કાલ જો નંદકે બાલસોં. ૧૫

**ટીકા:**—બે ગણ છે, કાલના કાલ જે નંદરાયજીના પુત્ર તેમનું શિવજી ધ્યાન ધરે છે. વેદ નેતિ નેતિ કહે છે.

"દોહાછંદ વિધિ."

દોહા:

**તેર કલા** અગ્યાર ફિર, ધર તેર ફિર અગ્યાર;
**કહ્યો** શેષ યોં ગરુડકોં, દોહા છંદ પ્રકાર. ૧

**ટીકા:**—પહેલી તેર કલા ને પછી અગ્યાર કલા તે પ્રમાણે મૂક. પાછી તેર મૂક ને પછી અગ્યાર મૂક. આ પ્રમાણે દોહા છંદ બનાવવાની રીત શેષજીએ ગરુડજીને કહી. ૧

ઉદાહરણ:—

**નવનીતપ્રિય[૧] મથુરેશ[૨], શ્રીબિઠ્ઠલ[૩] દ્વારિકાનાથ[૪];**
**ગોકુલેશ[૫] ગોકુલેંદુ[૬], મદનમોહનાદિ[૭] સાથ.× ૧૬**

"સોરઠા બિધિ."

દોહા:

ઉલટા પઢિયે દોહરા, સોઇ સોરઠા છંદ;
ઓર ન બિધિ કછુ, શેષ કહી મુનિ બાહન ગોવિંદ. ૧

**ટીકા:**—દોહરાને ઊલટો પઢવાથી તે સોરઠો બને છે. એને માટે કોઇ વિધિ નથી. એ પ્રમાણે શેષજીએ "ગોવિંદના બાહન" ગરુડજીને કહ્યું.

ઉદાહરણ:—

**શ્રીગિરિધર[૧] ગોવિંદ[૨], બાલકૃષ્ણ[૩] ગોકુલપતિ[૪];**
**શ્રીરઘુપતિ[૫]** સુખકંદ, **શ્રીયદુપતિ[૬] ઘનશ્યામજૂ[૭].* ૧૭**

"ગાહાછંદ બિધિ."

દોહા:

બાર બિસમ સમ અઠારે, બારહ ફિર દસ પાંચ;
"ગાહાછંદ" ગરુડ સુનિ, શેષ કહત ગતિ સાંચ. ૧

×**તા. ક.**:—સાત સ્વરૂપનાં નામ છે.

***તા. ક**:—સાત બાલકોના નામ છે.

ઉદાહરણ:—

શ્રીગિરિવરધર વરિયે, શુભ સેવા સતત શુચિરતિ ધરિયે;
સંત સંગત ગુન ગાય, દયા પાય શ્રીબલ્લભ પાય. ૧૮

"ઉગાહાછંદ વિધિ."

**દોહા:**

કલા પંચદસ પ્રથમ તુક, ફિર ગ્યારે યહ ન્યાય;
ચોહી દલ દૂજો ગરુડ, ઉગાહા અહિ ગાય. ૧૯

ઉદાહરણ:—

શ્રીકૃષ્ણદાસ સૂર ચત્રુભુજ, કુંભન પરમાનંદ;
૧ ૨ ૩ ૪ ૫
અરૂ નંદદાસ છિતસ્વામીજૂ, પુનિ સ્વામી ગોવિંદ. ૧૯
૬ ૭ ૮

"ચૂલિકા છંદ બિધિ."

**દોહા:**

પઢિકે આધો દોહરા, જત મિલિ અરૂ કલિ પાંચ;
ફિરિ આધો અસ ગરુડ, સુનિ 'ચૂલિકા' સમુઝો સાંચ. ૧

ઉદાહરણ:—

શ્રીગુરુ હરિસમ જાંનિયે, હરિતેં અધિકહુ જાંનિ કહ્યો હેં;
હરિ રૂઠિ ગુરુ રચ્છક બનેં, ગુરુ રૂઠિ કો મત માંનિ લહ્યો હેં. ૨૦

**ટીકા:**—શ્રીગુરુને શ્રીહરિના જેવા જાણો. શ્રીહરિથી મોટા પણ જાણો. શ્રીહરિ રૂઠે તો ગુરુદેવ રક્ષણ કરે છે. ગુરુ રૂઠે તો કોઇ રક્ષક થતું નથી. ૨૦

"ચોપાઇ છંદ બિધિ."

---

**તા. ક.:**—અષ્ટ સખાઓના નામ છે.

દોહા:

**અઠ** મત્તા ધુર સાત ફિરિ, પ્રતિ તુક પંદ્રહ આંનિ;
**એસેં** કીજે ચાર પદ, "ચોપાઈ" **અહીશ** બખાંનિ. ૧

અહીશ=શેષજી. સર્પના ઇશ.

ઉદાહરણ:—

**શ્રી**રાધાબર નંદકિશોર, **ચંદ્રાવલિ મુખ ચંદ ચકોર;**
**યમુના** બલ્લભ ગોપીનાથ, રાસબિહારી સુઠી ગુન ગાથ. ૨૧

સુઠી=પવિત્ર.

ચંદ્રાવલી મુખ ચંદ ચકોર=ચંદ્રાવલીજીના મુખ રૂપી ચંદ્રના ચકોર.

"અડિલ્લ છંદ બિધિ":—

દોહા:

**લઘુ** દીર્ઘકોં ભેદ ન તુ ષોડષ કલા પ્રમાંન;
**ચાર** કલી કહી શેષ અસ, 'અડિલ્લ' છંદ બખાંન. ૧

**ટીકા**:—લઘુ કે દીર્ઘનો ભેદ રાખવામાં આવ્યો નથી. સોળ કળા જોઇએ. એ પ્રમાણે ચાર કડી બનાવે તો અડિલ્લ છંદ થાય.

ઉદાહરણ:—

**શ્રી**બ્રજરાજકુમાર કૃપાલા, કેશો માધો દીનદયાલા;
**શ્રી**બૃંદાવનચંદ બિહારી, સદ્ગુણસાગર ગિરિવરધારી. ૨૨

"તોમર છંદ બિધિ":—

દોહા:

**પ્રથમ** સગન ઇક જગન હે, નો અછર પદ એક;
**ખગેશ** સુનિ **નાગેશ** કહિ, 'તોમર છંદ' બિબેક. ૧

**ટીકા**:—પહેલો 'સગન' એક. 'જગન' એ. દરેક પદને વિષે નવ અક્ષર આવે. આ પ્રમાણે બનાવવાથી 'તોમર છંદ' થાય છે એમ શેષજીએ ગરુડજીને કહ્યું.

ખગેશ=પક્ષીઓના સ્વામી, ગરુડજી.

નાગેશ=નાગના-સર્પના સ્વામી. શેષજી.

ઉદાહરણ:—

**હરિભક્ત સો[1] હરિ રૂપ, ભજિ[1] સો[2] તરે ભવકૂપ;**
**ગુન લિજિયે[2] તજિ[3] દોષ[3], પતિ માંનિ તાગિય રોષ[4].** ૨૩

**ટીકા:**—સગન ને જગન નીચે આંકડા મૂકવામાં આવ્યા છે.

શ્રી હરિભક્ત શ્રી હરિનું રૂપ છે. જે હરિના ભકતોની સેવા કરે, તેમનું ભજન કરે, તે સંસારરૂપી કૂવામાંથી તરી જાય. શ્રી હરિના ભકતોમાંજે ગુણ હોય તે લઇ લેવાને એમનામાં દોષ હોય-તેને છોડી દેવા. એમના પ્રત્યે થતા રોષનો ત્યાગ કરવો. ૨૩

"મધુભાર છંદ વિધિ."

**દોહા:**

ચોં કલ ધુર ફિર જગન ઇક ઇક પદ અસ પદ ચાર;
**હરિવાહન** સોં **હરિશયન** છંદ કહ્યો "મધુભાર" ૧

હરિવાહન—ગરુડજી હરિશયન—શેષજી.

ઉદાહરણ:—

**સિર સત્રુ** કાલ, ભજ લે ગુપાલ;
ગફલત **બિસારિ,** હરિહરિ ઉચ્ચારિ. ૨૪

**ટીકા**—તારા માથે કાલ જેવો શત્રુ છે માટે તું ગોપાલનું ભજન કર. ગફલતને છોડી દે "શ્રીહરિ શ્રીહરિ" એ નામનો અખંડ ઉચ્ચાર કર.

"અનુકૂલા છંદ બિધિ"

દોહા:

પૂર્વ ભગન ઇક દ્વે ગુરુ ચો લઘુ દ્વે ગુરુ બ્હોર;
"અનુકૂલ" યોં ગરુડગતિ, **અનંત** કહિ નહિ ઓર. ૧

**ટીકા**—પહેલાં એક ભગન, બે ગુરુ, ચાર લઘુ, બે ગુરુ. એ પ્રમાણે મૂકવાથી 'અનુકૂલા' છંદ, થાય છે. આ પ્રમાણે શેષજીએ ગરુડજીને કહ્યું. અનંત=શેષજી. ૧

ઉદાહરણ:—

એક પ્રભુ શ્રીગિરિધર મેરે, જાઉં ન હોં કોપર બાર નેરે;
નિંદુ ન બંદુ યહ બ્રત કાહુ, મોં પતિપે મો નિશદિન ચાહું. ૨૫

**ટીકા**—શ્રી ગિરિરાજધરણ એજ મારા સ્વામી છે. પ્રભુ છે. પારકે ઠેકાણે બીજે ઠેકાણે ભટકવા નહિ જઉં. કોઇની નિંદા કરીશ નહિ ને કોઇની પ્રાર્થના કરીશ નહિ. અમારૂં વ્રત છે. આ અમારો ટેક છે. મારા ધણીને હું રાત દિવસ ચાહીશ. પરમ ભગવદીય કવિવર શ્રી દયારામ ભાઈ પોતાનો દઢ ટેક બતાવે છે. ૨૫

"હાકલ છંદ બિધિ."

દોહા:

ચૌદ કલા તુલ એક કલ ચો ગુર ફિર પર પંચ;
"હાકલ" યહ બિધ હોત કહિ ભૂધરબીદન રંચ. ૧

ઉદાહરણ:—

પ્રભુ મો સંત સાચો કરો, દુર્મતિ સકલ મેરી હરો;
અપનો **આસરો** દ્દઢ એક, નિજપે દયાકોં હિક 'નેક'. ૨૬

ટીકા—હે પ્રભો, ! મને સાચો ભક્ત બનાવો. મારી ખરાબ બુદ્ધિનો પૂરેપૂરો નાશ કરો. આપશ્રીનો દઢ આશરો આપો. આપશ્રીના

સ્વરૂપમાં ગાઢ પ્રીતિ આપો. પરમ ભગવદીય કવિવર શ્રી દયારામભાઈ પ્રભુ પાસે આજ માગે છે. એમણે વૈભવો નથી માગ્યા, મોજ શોખ નથી માગ્યો, ત્રિલોકનું રાજ્ય નથી માગ્યું, ચાર મુક્તિઓ નથી માંગી પણ ભક્તિ માગી છે. બહિર્મુખ થતી બુદ્ધિનો નાશ કરવા વિનંતી કરી છે. દઢાશ્રયની માગણી કરી છે. રસબસતા રસ સ્વરૂપમાં સદાયે પ્રેમ રહે એ માટે દીનભાવે પ્રભુને વિનવ્યા છે. આ પરથી રસિક ભક્ત કવિસમ્રાટ શ્રી દયારામભાઈનું સ્વરૂપ ને એમનું ભાવુક હૃદય આપ સમજી શકશો. શ્રી દયારામભાઇ પરાણે ભક્ત થયા હતા એવું કહેનારને—એવું માનનારને આ વાંચી એમનું હૃદય ઓળખવા પ્રયત્ન કરવો જોઇએ. શ્રી દયારામભાઇ જન્મથીજ ભક્ત હતા. મહાનુભાવી ભક્તવર્યના સોહામણા સમાગમથી ભક્તિ બીજ ઉગી નીકળી વૃક્ષરૂપે પ્રફુલ્લી ફલ-ફૂલે ફાલ્યું હતું.

"ચિત્રપદા છંદ બિધિ"

દોહા:

ભગન હોય ફિર દો ગુરુ, બરન આઠ મતબાર
ચિત્રપદા યહ ગરુડ સુનિ, કહ ઉરગ—સરદાર ૧

**ટીકા:**—બે ભગન પછી બે ગુરુ. આઠ અક્ષર માત્રા બાર એ પ્રમાણે બનાવવાથી 'ચિત્રપદા' છંદ થાય છે એમ શેષજીએ ગરુડજી પ્રત્યે કહ્યું.

ઉરગ=પેટે ચાલે છે. તે પેટથી જેની ગતિ છે તે સર્પ.

ઉરગ સરદાર: સર્પના સરદાર, સાપના રાજા, શેષજી. ૧

ઉદાહરણ:—

શ્રીહરિ એક હિ સંગી, કોઈ નહીં અરુ અંગી,
સ્વારથિ સંગ હુલે હોં, અંત સમે પછિતેં હોં ૨૭

ટીકાઃ-શ્રી હરિજ એકજ સંગી છે. બીજા કોઇ મારા અંગી નથી. પ્રભુજ મારા અંગી છે. હું પ્રભુનું અંગ છું. સ્વાર્થી માણસોની સોબતથી લોભમાં પડયો છે, સ્વાર્થીઓની સોબતમાં લોભાગો છે. પણ યાદ રાખજે અંતકાળે, મરણ વખતે તું જરૂર પસ્તાઇશ. ૨૭.

"પવંગમ છંદ બિધિ"

દોહાઃ

કલા ગ્યાર ફિર દસ રગન, અંતિક ઈક ઇસ માત;
ચોંસઠ શેષ સુપર્ન કહિ, છંદ 'પવંગમ' જાત. ૧

ઉદાહરણઃ—

મંગલારતિ દરસ દરસ સીંગાર હે;
ગ્વાલ દરસ પુનિ રાજભોગ, સુખસાર હે.
ઉત્થાપન ફિર ભોગ રૂ, સંધ્યા દરસ હે;
સેન સકરિ અઠદર્સ કૃષ્ણ **છબિ સરસ** હે. ૨૮

ટીકાઃ—રસાત્મક શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુનાં મંગલાથી તે સખરિ ભોગ સુધીનાં આઠ સમાનાં (સમયનાં) દર્શનનું વર્ણન કરવામાં આવ્યું છે. મંગલા, શૃંગાર, ગ્વાલ, રાજભોગ, ઉત્થાપન, ભોગ સંધ્યા શયન, ને સખરિ ભોગના દર્શન મળીને આઠ સમયનાં દર્શન થયાં. છબિ=સ્વરૂપ, સરસ=રસસહિત,ર સાત્મક=રસરૂપ. ૨૮

"રસાવલિ છંદ સોઇ રોલા છંદ વિધિ."

દોહા:

આદિ ઈકાદસ તેર ફિર, ઇક તુક ચોંઇસ માત;
યો તુક અસ સુરસાવલી, પન્નગેશ કહી ખ્યાત. ૧

પન્નગેશ=શેષજી, પન્નગ=સાપ, પન્નગેશ=સાપના સ્વામી.

ઉદાહરણ:—

જો હિ રૂપ શ્રીકૃષ્ણ, સોહિ શ્રી બલ્લભ જાનો;
વેહિ શ્રી વિઠ્ઠલનાથ, વેહિ મહારાંની માંનો;
શ્રી ગિરિરાજ સુ વેહિ, વેહિ લીલાસ્થ બસ્તુ સબ;
દયાનાથ ગોપીશ, એક બસ્તુતા દેખી જબ. ૨૯

**ટીકા:** જે શ્રીકૃષ્ણચન્દ્ર પ્રભુનું સ્વરૂપ છે તે જ શ્રીમદ્વલ્લભાધીશ જાણો. તેજ શ્રીવિઠ્ઠલનાથજી. તેજ શ્રીયમુના મહારાંનીજી માંનો. તેજ શ્રીગિરિરાજજી લીલાનો બધો પરિકર, લીલાની બધી વસ્તુઓ પણ એજ. શ્રીગોપીજનવલ્લભ એકજ વસ્તુ છે એમ જોશો ત્યારે એ વગર બીજુ કશું નથી જ એમ લાગશે. આ પ્રમાણે એકજ વસ્તુ દરેક ઠેકાણે જોવી. ૨૯

"પદ્ધડી છંદ બિધિ."

### દોહા

મત્ત પ્રથમ દસ બ્હોર ષટ અંત જગત ચોપાય;
**પન્નગપતિ** 'પધડી' કહ્યો સુનિ **પંછિનકે રાય.** ૧

પન્નગપતિ=શેષજી સાપનાસ્વામી. પંછિનકેરાય=પક્ષીના રાજા ગરુડજી.

ઉદાહરણ:—

બની જ્યોહિ ત્યોંહિકો દેહધારિ, કરી તોય હિયે હરિકો બિચારિ;
પૂજન પરમેશ્વર દયા એવ, ભગવદીય મનરંજન કૃષ્ણ સેવ. ૩૦

ટીકા:—દરેક દેહધારીના હૃદયમાં શ્રી હરિ બિરાજે છે એમ વિચારી દરેક દેહધારીને જેમ બને તેમ (જેવી રીતે બને તેવી રીતે) સંતોષો. સર્વ પ્રાણી માત્ર પર દયા રાખવી એજ પ્રભુનું પૂજન છે. ભગવદીયોના મનને ખૂશ કરવું એ શ્રીકૃષ્ણની સેવા છે. સરખાવો ભક્તિપોષણનું ચંદ્રાવલું. ૨૬

"હરિ વ્યાપક લહી સર્વમાં, નવ આણુવો કોઇનો દોષ;
મન કર્મ વચનને જ્યમ બને ત્યમ કરવો સર્વને સંતોષ;
સંતોષ પ્રાણી પ્રભુ પ્રસન્ન, તેથી સુખી પોખે હરિજન;
સઘળે દયા એ પૂજા પ્રભુ કેરી, દેહીને દેખે તે કૃષ્ણનો વેરી,
સેવો શ્રી કૃષ્ણ કૃપાળુ. ૨૬

" દુમૈયા છંદ બિધિ."

દોહા:

પ્રથમ સોલ પુનિ બાર મત અંત ગુરુ ચો પાય;
બરન નેમ નહિ "દુમૈયા" કહિ **અનંત ખગરાય.** ૧

અનંત=શેષજી, ખગરાય=પક્ષીના રાજા, ગરુડજી.

ઉદાહરણ:—

પ્રહલાદજી, નારદજી, પરાશર, પુંડરીક હરિદાસા;
૧ ૨ ૩ ૪
અંબરીષ, શુક, શૌનક, ભીષ્મપિતામહ, બેદવ્યાસા.
૫ ૬ ૭ ૮ ૯
રૂકમાંગદ, અર્જુન, વસિષ્ઠજી, વિભીષણાદિક ભક્ત;
૧૦ ૧૧ ૧૨ ૧૩
નિતપ્રતિ જનકે નમન, દયા કરિ મન શ્રીકૃષ્ણાસક્ત. ૩૧

ટીકા:—પરમ ભગવદીય કવિવર કહે છે કે આ ભગવદ્ભક્તોને હંમેશાં નમન કરવાથી શ્રીકૃષ્ણમાં આસક્તિ થાય છે.

" શંકર છંદ વિધિ."

દોહા:

આદિ વિરતિ ષોડશપુનિ દસ ગુરુ લઘુ દે અંત;
છવ્વીસ કલા તુક ચો ચરણ, 'શંકર' કહત અનંત. ૧

ઉદાહરણઃ—

**નમુ** પ્રથમ નંદ સુનંદ જય અરુ બિજય બલ પ્રબલાજુ;
૧ ૨ ૩ ૪ ૫ ૬

ભદ્ર રૂ સુભદ્ર, પ્રચંડ, ચંડ, સુશીલ, શીલ સમાજુ;
૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨

પુનિ બિનિત પુનિત કુમુદ પાર્ષદ કુમુદાક્ષજુ એવ;
૧૩ ૧૪

સુસેન વિશ્વક્સેન હરિકી કરત બૈકુંઠ સેવ. ૩૨
૧૫ ૧૬

દોહા:

ધુરં દસ કલ ફુનિ અષ્ટ ફિર અષ્ટ રુ ષષ્ઠ ચતુર;
ચોપદ દસઠ બત્તીસ મત, 'ત્રિભંગી' સમુઝિ ગરૂર. ૧

ઉદાહરનઃ—

**નટબર** છબિ ભાવેં બંસી બજાવે, કટિગ્રીવ નાવે, એકપદા;
દ્યુતિ ત્રિલોક સુંદર, રસિક પુરંદર, રસદધિ મંદર, ભક્તાહૃદા.
સંગ શ્યામપ્યારી, ગોપદુલારી,
બ્રંદ બિહારી, મનમુદા (મદમુદા);
કરિહરિ સહસંગી, દયાઉમંગી લલિત ત્રિભંગી, ધ્યાન સદા. ૩૩

**ટીકાઃ**—પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઈ પોતાનું હૃદય ખોલે છે. મને નટવર સ્વરૂપ ભાવે છે. એક પગ મૂકેલો છે, કેડથી ને ડોકથી નમેલા છે, મહાન્ તેજસ્વી છે. ત્રણ લોકમાં એમના જેવા કોઈ સુંદર નથી. રસિકશિરોમણિ છે. રસસાગરનું મન્દિર છે. રસરૂપ છે. ભક્તોના હૃદયમાં બિરાજે છે. સાથે સ્વામિનીજી

વૈકુંઠમાં શ્રીહરિની સેવા કરતા પ્રભુના પાર્ષદોના નામ છે.
" ત્રિભંગી છંદ વિધિ. "

બિરાજે છે. ગોપ સ્ત્રીઓ સાથમાં છે. વૃંદાવનમાં વિહાર કરે છે. હંમેશાં મન પ્રફુલ્લ છે. એવા પ્રભુનો ને એમના બધાયે પરિકરનો સંગ કર, ઊમંગ ભેર, હોંશ ભેર એ લલિતત્રિભંગી મદનમોહનજી સ્વરૂપનું સદાયે ધ્યાન ધર. ૩૩

"દ્વિટપટા છંદ વિધિ"

દોહા:

ત્રિદસ કલા પૂરન પદો, પુનિ દસ છે ગુરુ અંત;
'દ્વિટપટા' ઈહ **અહીશ** કહિ, **બૈનતેય** ધરિ અંત. ૧

અહીશ=શેષજી. વૈનતેય=ગરુડજી.

ઉદાહરણ:—

મધુબન તાલ કુમુદ હે બોહોલા બન નામ;
૧ ૨ ૩ ૪
કામ ક્ષુદ્ર બન, ઓર શ્રીબૃંદાબન ધામ;
૫ ૬ ૭
ભદ્ર રૂ ભાંડિર બન ભલો, બન બેલક કહાવે;
૮ ૯ ૧૦
લોહ માહા બન બાર, શ્રીહરિ–રાધા ભાવે. ૩૪
૧૧ ૧૨

**ટીકા:**—વ્રજયાત્રાની પરિક્રમ્મામાં આવતા બાર વનનાં નામ આપ્યાં છે. એ બારે વન શ્રીહરિ અને શ્રીરાધાજીને ઘણાંજ ગમે છે.

"મરહઠા છંદ વિધિ":—

દોહા:

આદિ કલા દશ બ્હોર અડતીજેં ગ્યારહ આન;
અંતિક ગુરુ લઘુ 'મરહઠા' અસ ચોપદ હરિયાન. ૧

ઉદાહરણ:—

નિગમાગમ ગાવે, સંત બતાવે, મન કરહુ અનુમાનુ;
સબ સુર મુનિ ભાવે, બિધિ શિવ ધ્યાવે, સંકર્ષન ગુનગાનુ;

માયા પદ ચંપે, કાલહુ કંપે, ચંદ્ર ભૃત્ય હુત ભાનુ;
સો શ્રીપુરુષોત્તમ શુચિજસ સત્તમ, દયા નહિ પ્હેચાનું

**ટીકા:**—વેદશાસ્ત્ર જેમનું ગાન કરે છે, સંત પુરુષો બતાવે છે, હે મન! તું અનુમાન કર. બધા દેવોને અને મુનિયોને ઘણાજ પ્યારા છે. બ્રહ્માજી ને શિવજી ધ્યાન ધરે છે, શેષજી ગુણ-ગાન ગાય છે, માયા પગચંપી કરે છે, કાલ થરથરે છે, ચંદ્ર સૂર્ય સેવકો છે, જેમના યશ ઉત્તમ ને પવિત્ર છે એવા શ્રીપુરુષોત્તમને હે દયા! તેં ન ઓળખ્યા? માટે ઓળખ. એજ શ્રીપુરુષોત્તમની તનમન ધનથી સેવા કર.

"લીલાવતી છંદ વિધિ."

**દોહા:**

પ્રથમ વિરતિ મત અઠારહ, પુનિ ચૌદહ ગુરુ અંત:
કરયો ત્યોં યો ચરન, સુનિ 'લીલાવતિ' શ્રીમંત. ૧

ઉદાહરણ:—

**દછન પદ** છત્ર ધ્વજ કમલ યવ ઊર્ધ્વ રેખ અંકુશ અરી;
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
સત બાંમ શક્તિ રથ ગદા જલજ નગ કુંડલ જખ બેદિકા ખરી;
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
યહ ચિહ્ન **યુગ્મ પદ પદ્મ** પંચદશ, સદ્મ સકલ કલ્યાન સુદા;
શ્રીકૃષ્ણ પ્રિયા કરિ દયા દયાકોં, ધ્યાન હૃદે યહ દેહુ સદા. ૩૬

**ટીકા:**—જમણા પગમાં સાત ચિહ્નો છે. ડાબા પગમાં આઠ ચિહ્ન છે. આ બન્ને ચરણકમલમાં રહેલાં પંદર ચિહ્નો બધાયે કલ્યાણનું ઘર છે કલ્યાણ કરનારાં છે. હે શ્રીકૃષ્ણના પ્રિયા, હે શ્રીસ્વામિનીજી દયા પર દયા કરીને આપનાં ચરણકમલનું હૃદયમાં

હંમેશાં ધ્યાન આપો. પરમ ભગવદીય કવિવર શ્રીદયારામ ભાઈ શ્રીરાધિકાજી પાસે ચરણકમલનું હૃદયમાં હંમેશાં ધ્યાન રહે એજ માગે છે.

દછન પદ=જમણો પગ, બામ=ડાબો, જલજ=કમળ, નગ=પર્વત જખ=માછલું, યુગ્મપદપદ્મ=બે ચરણ કમળ, સદમ=ઘર, શ્રીકૃષ્ણ પ્રિયા=શ્રી રાધિકાજી. ૩૬

"મોહામાવતી છંદ બિધિ"

**દોહા:**

સોલ કલા ધુર સોલ ફિર, અંત ગુરુ દે આંનિ;
ચારન ચરન એસે ગરુડ, "મોહામાવતિ" પહિચાંનિ. ૧

ઉદાહરણ:

સ્વસ્તિ અરૂ અઠકોન પવિ યવ ઊર્ધ્વ રેખ ધ્વજાંકુશ કંજા;
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
જંબુ ફલાંધી રા દછન નો, સતબામ શશી અધત્રી તપગંજા;
૧ ૨
મીન ત્રિકોન **ધનુમઘવાનભ** ગોપદ કુંભ સુભદ્ર કે હેતુ;
૩ ૪ ૫ ૬ ૭
ચિંતનદાસ દયા હિયમેં દિઉ, સતત કૃષ્ણ કૃપા નિકેતુ ૩૭

*ટીકા:*–પરમ ભગવદીય કવિવર શ્રી દયારામભાઇ શ્રી કૃષ્ણચંદ્રનાં બંને ચરણ કમલનાં ચિહ્નોનું વર્ણન કરી કૃપાના સાગર શ્રીકૃષ્ણ પ્રભુ પાસે હંમેશાં હૃદયમાં આપનાં કલ્યાણકારી ચરણકમલનું ચિંતન પોતાનો દાસ જાણીને આપો, પોતાનો જન જાણીને આપનાં ચરણકમલને મારા હૃદયમાં સ્થાપિત કરો. ૩૭

ધનુમઘવાનભ=મેઘ ધનુષ્ય, મીન=માછલું, કંજ=કમલ.

"હરિગીતા છંદ વિધિ"

દોહા:

પ્રથમ સોલ કલ બાર પુનિ, અંતર ગન તુક ચાર;
"હરિગીતા" હરિ યહ કહિ, **અહિપતિ** ગતિસાર. (૧)

અહિપતિ=શેષજી.

ઉદાહરણું:-

**શ્રીભાગવત ભગવદ્દગીતા ગંગ ગો એકાદશી;**
**શ્રીગુરુ શ્રીગિરિરાજ ભક્તિ ભક્તપ્રિય ભક્તીરશી;**
**અશ્વત્થ તુલસી ગોપીચંદન હરિશરન હરિનામ હે;**
**સબરૂપ પ્રીતમ દયા કે, ભજિ અભય મહાસુખ ધામ હે. ૩૮**

**ટીકા**-શ્રીમદ્દભાગવત, શ્રીમદ્દભગવદ્દગીતા, ગંગા, ગાય, એકાદશી, શ્રીમદ્દ ગુરૂદેવ, શ્રીગિરિરાજજી, ભક્તિ મહારાણીજી, ભક્ત, પીપળો, તુલસી, ગોપીચંદન, શ્રીહરિશરન, શ્રીહરિનું નામ, આ બધાં શ્રી દયારામભાઇનાં પ્રીતમ પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણચંદ્રનાં સ્વરૂપ છે. એ મહાસુખનાં ધામ છે, એમનું ભજન કરવાથી, એમની સેવા કરવાથી અભય મળે છે. જે એમની સેવા કરે છે તેને કોઇનો ભય લાગતો નથી. ૩૮

દોહા:-

તેર કલા પુનિ પંચ દસ, અંતર ગન તુક બેદ;
યહ 'પંડી' પિંગલ કહે, ગરુડ ઔર નહિ ભેદ. ૧

ઉદાહરન:-

દયા દીનતા સબનતેં, જો સહુ મિલ્યો સંતોષ હેં;
સબ ઇન્દ્રિ બસ સત્યતા, દેખે નહીં કાહૂ દોષ હેં;
બેગહિ ઇતની કૃતિઓં હોય **પ્રસન્ન** શ્રીગિરિધારી જૂ,
"કૌસારક" યોં વિદુર પ્રતિ ચતુર્થ સ્કંધ ઉચ્ચારી જૂ. ૩૯

ટીકાઃ—બધા સાથે દીનતાથી વર્તવું બધા પર દયા રાખવી જે મળે તેનાથી સંતોષ માનવો. સંતોષી બનવું બધી ઇન્દ્રિયોને વશ કરવી. સત્ય બોલવું કોઈનો દોષ જોવો નહિ આ પ્રમાણે વર્તન કરવાથી શ્રી ગિરિરાજ ધરણ તુરત પ્રસન્ન થાય. કૌસારકે આ પ્રમાણે ચોથા સ્કંધમાં વિદુર પ્રત્યે કહ્યું છે.

" કુંડલિયા છંદ વિધિ "

**દોહાઃ**

પઢિ દોહા તુક અંતકી, ઉલટી મત્ત બોબીસ;
આદિ અંત મિલી ચરન ખટ, કુંડલીયા પંખીસ. ૧

પંખીસ=ગરુડજી પક્ષીના રાજા.

ઉદાહરણઃ—

"**શાલિંગરામ**" સુરૂપ ભજી એકહિ ધરિ દ્વિજરંગ,
પંચ બરન જો નામકે યાતે હેં પંચાંગ,
યાતેં હેં પંચાંગજુ, 'શા' શિવ લછમિ 'લકારા'
'ગકાર' સોઈ ગનેસ, 'રકાર' રવિ નિરધારી;
કહે દયો હરિદાસ, 'મકાર' સુ માધો નામા;
સબકહુ યામેં જાનિ, સેવિ ઇક શાલિગરામા ૪૦

ટીકાઃ—પ્રભુએ જે શાલિગ્રામનું સ્વરુપ ધારણ કર્યું છે તેમાં 'પંચાયતન' દેવો આવી જાય છે માટે પંચાયતન દેવોની જૂદી જૂદી સેવા કરવાની જરૂર નથી. શાલિગ્રામની સેવામાં પંચાયતન દેવની સેવા આવી જાય છે. શાલિગ્રામના જે પાંચ અક્ષરો છે તેમાં પંચાયતન દેવ આવી જાય છે. 'શા' 'શિવજી' 'મકાર' થી શ્રીલક્ષ્મીજી 'ગ' અક્ષરથી ગણપતિ 'ર' અક્ષરથી સૂર્ય 'મ' અક્ષરથી 'માધવ'

પ્રભુ પોતે. આ પ્રમાણે શાલિગ્રામમાં દરેક વસ્તુ છે એમ નક્કી જાણી એમની સેવા કરો અન્યાશ્રય થાય નહિ ને જુદુ જુદુ પૂજન કરવાનો દોષ લાગે નહિ તે માટે શાલિગ્રામનું પૂજન કરવું ૪૦

" કુંડલિનિ છંદ વિધિ "

દોહા:

દોહા થલ ગાહા પઢો, ફિર કુંડલિયા રીતિ;
ઈહિ કુંડલિનિ ગરુડ ધરી પિંગલ કહત પ્રતીતિ. ૧

ઉદાહરણ:—

કોરિનકી જહાં ટૂટી, સો ઇક કોરી ડારત કા છૂટી ?
દાવાનલ જહાં જાગ્યો; ચુલક જલતેં વે કબુ ભાગ્યો ?
વે કબુ ભાગ્યો નહીં કરૂ મેં શ્રમ સો એસો,
ચિંતામનિ અરુ મેઘરાજકો કરિઓ તેસો.
કહે દયો હરિદાસ બાત પ્રભુ નહીં યહ ખોટી.
કા કો રીતેં હોય તૂટિ જહાં લાખન કોટી ? ૪૧

**ટીકા**—કરોડો રૂપીઆની જ્યાં ખોટ ગઇ હોય ત્યાં એક 'કોરી' આપવાથી કેવી રીતે છૂટી શકાય ! એક કોરીથી કશું દળદળ ફીટાય નહિ, 'કોરી' એ એક જાતનું ચલણ છે. કાઠિયાવાડમાં ચાલે છે. અથવા કરોડો રૂપીઆની ખોટ ગઈ હોય તે કાંઇ એક કોડી આપવાથી ન જાય. કોડી ક્યાં ને કરોડો રૂપીઆની ખોટ ક્યાં ? દાવાનળ જ્યાં સળગ્યો હોય, જ્યાં લાહ્ય થઇ હોય ત્યાં પાણીના એકાદ ચડાથી તે કેવી રીતે બુઝાવી શકાય ? કોડીની માફક, પાણીના ચડાની માફક તારો શ્રમ છે. તું જે સાધન કરે છે, તું જે શ્રમ કરે છે તે તારો નકામો જાય છે. ચિંતામનિ મળ્યા વગર કરોડો રૂપીઆની ખોટ પૂરાવાની નથી. મૂસળધાર વરસાદ વરસ્યા વગર દાવાનળ બુઝાવાનો

નથી. સાધન રૂપી કોડીથી તારી ખોટ પૂરાવાની નથી પણ પ્રભુનામ સ્મરણ રૂપી ચિંતામણિ મળવાથી તારા મનના કોડ પૂરા થશે. ને તારી બધીયે ખોટ પૂરાશે. પ્રભુનામ સ્મરણ છોડીને બીજા સાધનો તરફ આથડીશ નહિ. આ વાત સાચી છે. અનુભવ સિદ્ધ છે. કરોડો રૂપીઆનું દેવું થઇ ગયું હોય ત્યાં કોડીથી શું થાય ? ૪૧

"રડુ છંદ વિધિ."

**દોહા:**

પંચદસ ઇકદસ પંચદસ, ઇકદસ ફિર દસ પાંચ;
અંત દોહરા એક યોં, 'રડુ' છંદ કહિ સાંચ. ૧

ઉદાહરણ:—"કલિસંતોર્ણોપનિષદોક્ત."

"હરે રામ હરે રામ ઉચ્ચાર, રામ રામ હરિ હરે;
હરે કૃષ્ણ હરિ કૃષ્ણહિ સાર કૃષ્ણ કૃષ્ણ હરિ હરે;"
ષટ દસ નામ બેદ યહ કહે, કોટિ સાઢે તીન જપ કરત—
—પાપ સબ જાય;
નારદસોં વિધિ કહિ, દયા અંત કૃષ્ન પદ પાય. ૪૨

"રંગિકા છંદ વિધિ":—

**દોહા:**

દસ અચ્છર ધુર આઠ ફિર, આઠ બહોર બટ જાનિ;
ચો તુક અંત ગુરુ લઘુ, ગરૂર 'રંગિકા' માંનિ. ૧

ઉદાહરન—

કૃષ્ન કરે એકહુ પ્રનામ, સોહુ પાવે કૃષ્ન ધામ;
એક બેર પદ ધ્યાન, સ્વપ્ન યમ નાંહિ;
કૃષ્ન તુમ્હારો સકૃત ગાય સબ ભૂત અભે પાય;

એસો વ્રત વ્રજભૂપ, લખ્યો શાસ્ત્રમાંહિ;
સકૃત્ વદે કૃષ્ન નામ, સો પામે પરમ ધામ;
પાપ તાપ ભાજે સબ, પાવે સો જો ચાંહિ;
તનકહું ધરમ શ્રીકૃષ્ણ, ફલદાતા જો જો તૃષ્ણ;
મહાભયતેં રાખે વે, ગાયો ગીતા માંહિ. ૪૩

**ટીકા**:—શ્રીકૃષ્ણને જે એકજ પ્રણામ કરે તે શ્રીકૃષ્ણના પરમધામને પામે. શ્રીકૃષ્ણચન્દ્રના પરમપુનિત ચરણકમલનું એકજ વખત ધ્યાન ધરે તો તે યમને સ્વપ્નમાં પણ ન જૂએ. યમ એની પાસે આવેજ નહિ. હે શ્રીકૃષ્ણ! "હું તમારો છુંજ" એટલું જો એકજ વખત બોલે તો તેને કોઇનો ભય લાગે નહિ. વ્રજના રાજા શ્રીકૃષ્ણચન્દ્ર તેમનું આવું વ્રત છે. આ પ્રમાણે શાસ્ત્રમાં લખ્યું છે.

એકજ વખત 'શ્રીકૃષ્ણ' આટલું નામ જ બોલે તો તે પરમધામને વિષે જાય. આધ્યાત્મિક, આધિભૌતિકને આધિદૈવિક એ ત્રણતાપ નાશ પામે. કાયિક, વાચિક, માનસિક ને સાંસર્ગિક આ ચાર પ્રકારનાં પાપ નાસી જાય.

"શ્રીકૃષ્ણ" આટલું જ એકજ વખત બોલે તો તે પરમ ધામને વિષે જાય. આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક આ ત્રણ તાપો નાશ પામે. કાયિક (શરીરથી થતાં) વાચિક (વાણીથી થતાં) માનસિક (મનથી થતાં) ને સાંસર્ગિક (સંસર્ગથી થતાં) પાપો નાશ થાય. તે જે ચાહે તે મેળવે. શ્રીકૃષ્ણ પ્રભુને વિષે જરાપણ 'ધર્મ' રાખે તો તે જે જે તૃષ્ણા હોય તેને સંતોષનાર છે. જે જે ફલ જોઇએ તે આપે છે. મહાન ભયમાંથી બચાવે છે. શ્રી ગીતાજીમાં જે કહ્યું છે તે અહીં ગાયું છે. 'ધર્મ' એટલે પ્રભુનામ સ્મરણ રૂપી ધર્મ, પ્રભુ સેવા રૂપી ધર્મ. પ્રભુકીર્તન રૂપી ધર્મ

વગેરે. ધર્મ એટલે સેવા સેવા એટલે ભક્તિ. નવધા ભક્તિને પ્રેમ લક્ષણા ભક્તિ જેને પ્રભુને વિષે હોય તે દરેક તૃષ્ણાને સંતોષનાર છે. ફુલદાયી છે. ૪૩

" રંગીછંદ વિધિ "

દોહા

**પ્રથમ** અંક **નો** સાત ફિર, તિજે સતચોં પાંચ;
વરન અઠાઇસ પ્રતિ ચરન, ચોરંગી ગણ સાંચ. ૧

ઉદાહરણ:—

હે નાથ રાખો તેસે રહૂ, સીસ ડારો સો સહૂ.
મુખ કરી કા કહૂ, જાનો જો બની;
મેરે સરનો હે તુમારો, ચાહોં રાખો યા મારો,
ભાવેં તેસેં બિચારો, આપ હો ધની;
મેં હું જંત્ર તુમ હો જંત્રી, તાતે હૂં પરતંત્રી;
નિજ ઇચ્છા હે મંત્રી, ઓર કા ચલી;
બન્યો જેસો તુમ બનાયો, બલ્લભ કર ગહાયો:
દયાનેં સીસ નાયો, કરો સો ભલી. ૪૪

**ટીકા**:—હે પ્રભુ! જેવી રીતે રાખો છો તેવી રીતે રહુ છું. માથે જે નાખો છો તે સહુ છું- મોઢે ચઢીને કહું ? જે જે બને છે તે આપ સૌ જાણો છો. આપ સર્વજ્ઞ છો. મને તો તમારૂં જ શરણ છે. ગમે તો ધરનો કરીને રાખો કે મારો. જેવો ભાવ હોય તેવો વિચારો. આપ મારા સ્વામી છો. હું જંત્ર છું ને આપ જંત્રી છો. જંત્રી જે પ્રમાણે વગાડે તે પ્રમાણે યંત્ર વાગે છે. માટે હું જંત્રીની માફક પરતંત્ર છું. પારકાને વશ છું, આપની ઇચ્છા જ મુખ્ય છે. આપની ઇચ્છા આગળ બીજાનું શું ચાલે! જગત રૂપી

નાટકશાળામાં વેષ ભજવવા માટે જેવો તમે મને બનાવ્યો તેવો બનીને મેં વેષ ભજવ્યો છે. (આપે જેવો બનાવ્યો છે તેવો બન્યો છું) શ્રી વલ્લભે મારો હાથ ઝલાવ્યો છે. (ગ્રહણ કરાવ્યો છે.) હે પ્રભો! હું તો આપના યુગ્મચરણકમલમાં મસ્તક મૂકી પ્રણામ કરૂં છું. આપ જે કરશો તે સારૂં જ કરશો. ૪૪

"ધનાસરી છંદ વિધિ."

દોહા:

સોલ અંક ધુરિ આઠ પુનિ સાત અંત ગુરુ લાય;
ઇક તુક ઇકતિસ ચાર, યોં 'ધનાસરી' અહિ ગાય. ૧

ઉદાહરણ:—

તિલક ભાલ કેસો, ગોવિંદ ગ્રીવ, હિય માધો;
૧ ૨ ૩
નારાયન નાભ, પદ્મનાભ પીઠ નામહૈં;
૪ ૫
મધૂસૂદન ત્રિવિક્રમ બિષ્નુ એ દચ્છનાંગ;
યાહી અનુક્રમ બહુ શ્રુતિ કુક્ષી ઠામહૈં;
૬ ૭ ૮
શ્રીધર ભુજ બામ, બામ કુક્ષી શ્રીબામનજૂ;
૯ ૧૦
કંઠ પૃષ્ઠ શ્રીદામોદરજૂ અભિરામહૈં;
૧૧
મસ્તક પર આદિ શ્રીવાસુદેવ નામ પઢી;
૧૨
દ્વાદશાંગ તિલક યોં કહ્યોં દયારામહૈં. ૪૫

**ટીકા:**—બાર તિલક કરવાનાં ઠેકાણાં બતાવ્યાં છે. કેશવ નામ કહીને કપાળમાં તિલક કરવું. ગોવિંદ નામ કહીને ડોકમાં તિલક કરવું. માધવ નામ કહીને હૃદયમાં તિલક કરવું. નારાયણ

નામ કહીને દૂટી પર તિલક કરવું. પદ્મનાભ નામ કહીને પીઠે (પાછળ) તિલક કરવું. મધુસૂદન નામ કહીને જમણા હાથે તિલક કરવું. ત્રિવિક્રમ નામ કહીને જમણા કાને તિલક કરવું. વિષ્ણુ નામ કહીને જમણી કૂખે તિલક કરવું. શ્રીધર નામ કહીને ડાબા હાથે તિલક કરવું. વામનજી નામ કહીને ડાબી કૂખે તિલક કરવું. શ્રીદામોદર નામ કહીને કંઠના પાછલા ભાગમાં તિલક કરવું. શ્રીવાસુદેવ નામ કહીને મસ્તક પર તિલક કરવું. આ પ્રમાણે શરીરના બાર અંગો પર તિલક કરવાનું કહ્યું. એમ શ્રીદયારામભાઈ કહે છે. ૪૫

"દુમિલા છંદ વિધિ."

દોહા:

આઠ સગન તુક એકમેં, મત બત્તિસ પરમાંન;
યો પદ 'દુમિલા' કહિ, **શેષ** ગુનિ બાહન–ભગવાન. ૧

ઉદાહરણ:—

હરિ પાય પરિ ફિરિ કહૂ, કૃતિ મેરી ભુલી નિજ બાર્દ ચહો;
ગુરુદેવ ગહાય દિયો કર હેં સુવિચારિ પ્રભો દુર્બુદ્ધ દહો;
કૃતિ આપ રુચે સુકરાય લિહુ, નિજકોં લહિયેં મમ બાંહિ ગહોં;
જયસોં તયસોં તહુ દાસ દયો સમ, શ્રીગુણસોં ઇકબેર કહોં.

**ટીકા**:—પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઈ પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરે છે. હે હરિ! હું ફરી ફરીને વારંવાર આપને પગે પડું છું. આપ મારી કરણી ભૂલી જાઓ. આપ આપના બિર્દનો વિચાર કરો. શ્રીગુરુદેવે મારો હાથ ઝાલીને આપના હાથમાં મૂક્યો છે તેનો સારી રીતે વિચાર કરીને હે પ્રભો! મારી દુષ્ટ બુદ્ધિનો નાશ કરો. આપને જે ગમે તે કરણી મારી પાસે કરાવો. મને

પોતાનો જાણીને મારો હાથ ઝાલો. મારો અંગીકાર કરો. હે પ્રભો ! આપ એક વખત શ્રીમુખથી એમ કહો કે જેવો તેવો પણ "દયો" મારો દાસ છે. પરમ ભગવદીય કવિવર શ્રી દયારામભાઇ પ્રભુ પાસે કશું માંગતા નથી, પ્રભુનું દાસત્વ માંગે છે, હે દયારામ ! તું મારો દાસ છે, આટલુંજ પ્રભુ પાસે કહેવડાવવા માંગે છે. (૪૬)

"મત્તગયંદ છંદ વિધિ."

**દોહા:**

સાત ભગન તુક એકમેં, દ્વે ગુરુ અંત મિલાય;
ચો તુક 'મત્તગયંદ' યોં સુનિ દ્વિજ કહિ અહિરાય. (૧)

અહિરાય=શેષજી, દ્વિજ=ગરુડ.

ઉદાહરણ:-

અંત નહિ અપને ગુનકોં પ્રભુ, ત્યોં મમ ઓગુન અંત ન પૈયે;
આપ કસે? કહતે ન બને, જસ હોત સકોં, હમ તો સિર નૈયે;
મેં હું કસો ? તસ બાલન આવત, જે સુતસો મોહિ પાલિહિ લૈયેં,
ચૂકત આવત જીવ સદા હમ સોસત, નાથ દયા બલ જૈયેં. (૪૭)

**ટીકા:**-હે પ્રભો ! આપના ગુણનો જેમ પાર નથી, તેમ મારા અવગુણનો પણ પાર નથી. આપ કેવા છો ? એ કહી શકાતું નથી. આપ જેવા હશો તેવા અમે તો આપના ચરણ કમળમાં મસ્તક નમાવીએ છીએ. હું કેવો છું ? જેવો છું તેવો પણ મને પાળો. આપનો બાળક જાણીને. જીવ હંમેશાં ચૂકે છે. ભૂલો પડે છે, તેથી તે સોસના કરે છે. ફીકર કરે છે, હે પ્રભુ ! અમે તો શું કરીએ ! પરમ ભગવદીય કવિવર શ્રી દયારામભાઈ કહે છે કે, હે પ્રભો ! હું તો આપના પર વારી જાઉં છું. આપનાં ઓવારણાં લઉં છું.

"કડખા છંદ વિધિ."

**દોહા:**

ધુર દસ ફિર દસ ત્રિસર દસ યોં સત જુગ ગુરુ અંત;
યોં ચો તુક 'કડખા' ગરુડ સુનિ યોં કહત અનંત (૧)

અનંત=શેષજી.

ઉદાહરનં:–

**નાથ મેં કા કરૂ? અલ્પબળ બિચારો, રૂપ અનુ અકેલો જીવજાતિ;**
**પરી પાછે રિપુ હોય કે અવિદ્યા અમિત બલ જીતઓ કોનભાંતિ;**
**આપ સાખી બને કુકૃત મેરે ઘને, કલ્પ કોટિહુ લગ ગતિ ન પેખી;**
**જન દયાકે પ્રભોં સહજ કરુના કરી, એંચિ લીજે નિકટ દાસ દેખી.**

**ટીકા:**–હે નાથ! થોડા બળવાળો, બિચારો, નાના રૂપવાળો, એકલો ને જીવ જાતિ એવો હું શું કરૂં? પુષ્કળ બલવાળી માયા દુશ્મન થઈને મારી પાછળ પડી છે. એને કેવી રીતે જીતવી? આપ મારા સાક્ષી થયા. મારાં દુષ્કર્મો ઘણાં છે, જો એ મારા દુષ્કર્મો તરફ જુઓ તો કરોડો કલ્પ લગી મારી ગતિ ન થાય. પરમ ભગવદીય કવિવર શ્રી દયારામભાઈ પ્રભુને વિનંતિ કરે છે કે પ્રભો! સહજકૃપા કરીને, પોતાનો દાસ જાણીને પાસે ખેંચી લ્યો. ૪૮

" ઝુલના છંદ વિધિ "

**દોહા;**

અષ્ટ યગન ઇક ચરનમેં. ચાલીસ મત્તા લાગ;
એસી યોં તુક 'ઝુલના' ગરુડ સુનો કહે નાગ. ૧

ઉદાહરણ:—

**નહીં સાધન્ન નાં ધર્મ મેરે,**
**નહી જાપા તાપા નહીં તીર્થ બ્રતા;**

નહીં નેમ યજ્ઞ ન અષ્ટાંગ સાધે નહીં
બેદ આગમ રે સ્વાધ્યાય સત્તા;
નહીં જ્ઞાન વૈરાગ્ય સત્સંગ ભક્તિ,
ગુરુદેવ સેવા નહીં મત્ય ગામી,
ન ઇત્યાદિક કાહૂ કછૂ ઓજ મેરે,
કૃપા દગ તુમારી યહી જોર સ્વામી. ૪૯

**ટીકાઃ**—હે પ્રભુ ! મેં કોઇ સાધન સાધ્યું નથી. મેં કોઇ ધર્મ પાળ્યો નથી; જપ, તપ, તીર્થ વ્રત કશું કર્યું નથી નિયમ નથી. યજ્ઞયાગાદિક કર્યાં નથી, અષ્ટાંગ યોગ સાધ્યો નથી. વેદશાસ્ત્ર ભણ્યો નથી, મારામાં જ્ઞાન નથી, વૈરાગ્ય નથી. સત્સંગ કર્યો નથી. ભક્તિ કરી નથી. ગુરુસેવા કરવા તરફ મારી બુદ્ધિ વળી નથી. આ વગેરે કોઇનું મને બળ નથી. આ બધાં સાધનોનું મને બળ નથી. હું નિસ્સાધન છું મને તો હે નાથ ! તમારી કૃપા કટાક્ષનુંજ બળ છે. હું તો બધાયે સાધનો છોડીને નિસ્સાધન બનીને તમારી કૃપા પર ઝઝૂમૂં છું. ૪૯

" સવૈયા છંદ વિધિ ".

**દોહાઃ**

સોલહ મત્ત પંદ્રહ પુની ગુરુ લઘુ અંત લગાય,
એસીં ચોતુક 'સવૈયા' અહિ કહિ સુનિ ખગરાય. ૧

ઉદાહરણઃ—

નાં કરવેકો કિયો કરતહૂં, નાંહિ કરતહૂં બન્યોંહિ જાત;
સત સહસ્ર લખ કોટિ બેર તુમ ક્ષમા કરી અબ કહત લજાત.
કુંજર મંજન ન્યાય ઠર્યો યહ, ફિર રજ ડારત ફિર અનહાત;
અબ બિનતિ ઇક એહિ દયા પ્રભુ, દુર્મતિ ટારી અહો મમ હાત. ૫૦

**ટીકા:**—હે પ્રભુ ! હું ન કરવાનું કરૂં છું. નથી કરતો તોહે પણ એની મેળે થાય છે, સો, હજાર, લાખ, કરોડ વખત તમે મને ક્ષમા કરી. હવે તો મને કહેતાં લાજ આવે છે. આ તો 'કુંજર-મજ્જન'નો ન્યાય થયો. હાથી ન્હાય છે ને પાછો સૂંઢ વતી ધૂળ નાખે છે. હે પ્રભુ ! જીવનો સ્વભાવ હાથીના ન્હાવા જેવો થયો. આપ ક્ષમા કરો છો તેથી જીવ શુદ્ધ થાય છે. પાછો જીવ એની મેળે કર્મો કરેજ જાય છે. પરમ ભગવદીય કવિવર શ્રી દયારામભાઈ પ્રભુને વિનંતી કરે છે કે હે પ્રભુ ! મારી તો આટલી એકજ વિનંતી છે કે હવે તો મારી દુષ્ટ બુદ્ધિનો નાશ કરો ને નિજનો જાણી મારો હાથ ઝાલો- ૫૦

"છપય છંદ વિધિ"

દોહા:

ભાવેં ત્યોં ચોઇસ મત ઇક તુક ત્યોં તુક ચાર;
દ્ધે ઉલાર તિથિ તેર ફિર, 'છપય' છંદ નિરધાર. ૧

ઉદાહરણ;—

આદિ વરાહ સુયજ્ઞપુરુષ કપિલ દત્તાત્રય;
 ૧ ૨ ૩ ૪
સનકાદિક સુ મુનીંદ્ર નારાયન નર ધ્રુવ વરદય;
 ૫ ૬ ૭
પૃથુ ઋષભ હયગ્રીવ મીન કમઠ રુ નરહરિ હરિ;
 ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪
બામન મરાલ મન્વંતર ગુહા ધનવંતરિ;
 ૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯
મોહનિ ત્રિરામ બુધ વ્યાસ અરૂ કલકિ રૂપ પટવીસ હૈ;
 ૨૦ ૨૧–૨૨–૨૩ ૨૪ ૨૫ ૨૬
દ્વે નારદ મોહિનિ હેં ન કહું, દયા કલા વ્રજ ઇસ હૈ. ૫૧
 ૨૭ ૨૮

**ટીકા:**—પ્રભુની અઠ્ઠાવીસ કલા અવતારનાં નામ આપ્યાં છે

વરાહ, યજ્ઞપુરૂષ, કપિલ, દત્તાત્રય, સનકાદિક, નરનારાયણ, ધ્રુવવરદાનદાતા,
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
પૃથુ, ઋષભદેવ, હયગ્રીવ, મીન, કાચબો, નૃસિંહ, હરિ, વામન, હંસ,
૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬
મન્વંતર, ગુપ્તા, ધન્વંતરિ, મોહનિ, પરશુરામ, બલરામ, રામચંદ્ર,
૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩
બુદ્ધ, વ્યાસ, કલ્કિ, નારદ, નારદને મોહ પમાડનાર મોહિનિ સ્વરૂપ—
૨૪ ૨૫ ૨૬ ૨૭ ૨૮
આ બધામાં વ્રજાધીશની કલા છે. ૫૧

"સાટક છંદ વિધિ."

દોહરા:

બાર બરન ધુર સાત ફિર કલા અષ્ટદસ બાર;
અંત ગુરુ ચોતુક, ગરુડ 'સાટક' સુનો બિચાર. ૧

ઉદાહરણ:—

શ્રીમદ્-વલ્લભ વિઠ્ઠલ વ્રજપતે, બંસીધરા શ્રીધરા;
શ્રીકૃષ્ણ પુરુષોત્તમા પરિવૃઢા, પીતાંબરા શ્રીકરા;
ગોપીશા ગુણસાગરા **ગુણપરા**, ગોપાલચૂડામણે;
રાસેશા રસિકેશ્વરા રસનિધે, રાધાપતે પાહિ મામ્. ૫૨

ગુણપરા=ત્રણ ગુણથી પર. સત્ત્વ, રજ, ને તમ એ ત્રણ ગુણથી પર.

દોહરા:

જો દોધક સો સુંદરી, તોમર સો હનુંપાલ;
રોલા સોઇ રસાવલી, કબિત ધનાછરિ ચાલ. ૧
એસે બહુતક છંદકો, રૂપ એક બહુ નામ;
જેસે પુરુષોત્તમકો, કૃષ્ણ કહે કો રામ. ૨

**ટીકા:—** જે દોધક છે તેજ સુંદરી છે. જે તોમર છે તે હનુપાલ છે. જે રોલા છે તે કવિત્ત છે. એ પ્રમાણે ઘણાયે છંદોનું રૂપ એક છે પણ એનાં નામ ઘણાં છે. જેમ પુરુષોત્તમને કોઇ કૃષ્ણ કહે છે તો કોઇ રામ કહે છે તેમ ઘણાયે છંદોનું રૂપ એક છે છતાં એનાં નામ ઘણાં છે. ૧–૨

"અથ યહ છંદ માલિકા ગ્રન્થકી નામાનુક્રમણિકા લિખ્યતે."

છંદ રસાવલી:—

પ્રથમ છંદ સારંગી તરલનયન પુનિ દોધક;
૧ ૨ ૩
બહુર ભુજંગપ્રયાત દામમોતી ક્રમ બોધક;
૪ ૫
કામિનિ–મોહના તોટક મેનાવલી નરાજ લહિ;
૬ ૭ ૮ ૯
પ્રમાનિકા મલ્લિકા શંખનારી તિલકા કહિ. ૧
૧૦ ૧૧ ૧૨ ૧૩
માલતિ બિમોહ દુહા સોરઠા ગાહ ઉગાહા,
૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯
ચુલિકા ચોપૈ અડિલ્લ તોમર મધુભર કાહા
૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪
અનુકૂલા ડાકલ ચિત્રપદા નામ પવંગમ,
૨૫ ૨૬ ૨૭ ૨૮
રસાવલિ પધડિ દુમૈયા શંકર ગિની ક્રમ. ૨
૨૯ ૩૦ ૩૧ ૩૨
ત્રિભંગિ દ્રિટપટ મરહઠ્ઠા લીલાવતી નામા,
૩૩ ૩૪ ૩૫ ૩૬
મ્હોમાવતિ હરિગીતા પેડી રડુ અભિરામા.
૩૭ ૩૮ ૩૯ ૪૦
કુંડલિયા કુંડલિનિ રંગિકા રંગિ ધનાછરિ.
૪૧ ૪૨ ૪૩ ૪૪ ૪૫
દુમિલા મત્તગયંદ રૂ કડખા ઝુલના તા પરિ
૪૬ ૪૭ ૪૮ ૪૯

સહિત સબૈયા છપે રૂ સાટક બાવન નામા;
૫૦ ૫૧ ૫૨
જીહિ ક્રમ ઉદાહરત છબિ તિહીં ક્રમનામ સુશ્રામા.

સંપૂર્ણ "છંદ નામાવલિ."

"અથ વર્ણોચ્ચાર કે અષ્ટ સ્થાન કથનમ્"

**દોહા:**

ઉર ગ્રિવ શિર દ્વિજ ઓઠ નક તાલુ રસના મૂલ;
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
યહ અઠ તલતેં અસ વરન, કહૂં જસ હરિ અનુકૂલ ૧

ટીકા:— આઠ સ્થાનેથી અક્ષરો બોલાય છે તે આઠ સ્થાનનાં નામ આપવામાં આવ્યા છે. પેટ, ડોક, માથું, દાંત, હોઠ, નાક, તાલ ને જીભ. એ આઠ સ્થાનમાંથી અક્ષરો બોલાય છે. એ આઠે સ્થાનમાંથી શ્રી હરિના યશના અક્ષરો બોલાય તો તે વધારે સારૂં. ૧

"અથ ત્રેંસઠ વર્ણ કકારાદિ નામ."

છંદ રસાવલી:—

ક, ખ, ગ, ઘ, ઙ, ચ, છ, જ, ઝ, ઞ, ટ, ઠ, ડ, ઢ, ણ, ત, થ, દ, ધ, ન, પ, ફ, બ, ભ, મ, ય, ર, લ, વ, શ, ષ, સ, હ, અ. ઇ, ઉ, ઋ. ઌ. એ, ઐ, ઓ, ઔ, અં. લઘુ:

દીર્ઘ અકાર ઓર પ્લુત અકાર જાનો;
દીર્ઘ રુ પ્લુત એકાંતરસેં ઉકાર બખાનો, ૧
ગિને દીર્ઘ સકાર દીર્ઘ લકાર કહ્યો હૈ;
એ, ઐ, ઉ, ઍ એહુ ચાર પ્લુતકાર લહ્યો હૈ,
પુનિ ઙ, ઞ, ણ, ન, મ, અનુનાસિક એ પાંચ માંનિયે,
બિસર્ગ અરુ અનુસ્વાર રૂ કઃ પઃ હોય જાંનિયે. ૪

યહ ત્રિષષ્ઠી વર્ન હૈ વ્યાકરન બરને જાહિ;
આકાર વ્યાપક સબનમેં, કૃષ્ણુ બિભૂતિ આહિ. ૧

"તામે અષ્ટ દગ્ધ બરન નામ."

દોહા:

આદિ ન આવન દીજિયે, હ, ઝ, ધ, ર, ખ, ભ, છ, ન, સોય;
કુગનાદિક અરુ દધછર, હરિજસ દોષ ન કોય. ૧

ટીકા:—હ, ઝ, ધ, ર, ખ, ભ, છ ને ન આટલા અક્ષરોને પહેલા આવવા દેવા નહિ, ખરાબ ગણો અને દગ્ધાક્ષર જો પ્રભુના યશોગાનમાં આવે તો તેનો કાંઇ દોષ નથી. ૧

"પુનઃ ગ્રન્થોત્તરે સપ્તદશ દગ્ધાક્ષર કથનમ્."

દોહા:

ઙ, ઞ, ણુ, ટ, ઠ, ઢ, ઝ, થ, પ,
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯
ફ, બ, ભ, મ, ર, લ, સહસત્રહ જાનિ;
૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭
દિજે નહિ નર કવિત ધુર, હરિગુન દોષ ન માનિ. ૨

ટીકા:—આ સત્તર દગ્ધાક્ષરને માણસની કવિતા બનાવવામાં આવવા દેવા નહિ. શ્રીહરિના ગુણગાન ગાવામાં આવે તો તેનો દોષ ન માનવો. ૨

"પુનઃ ગ્રન્થાન્તરે વર્ણ શુદ્ધિ."

ઋ ૠ લૃ લૄ સ્વર છાંડિ ફિર ભર બહુલાક્ષર જેત;
ઝ, ષ, ટ, ડ, મ, ઠ, થ, ફ, ઙ, ઞ, ણુ,
હરિ બિન ધુરિ છંદ અહેત. ૩

છંદ રહિત સ્વર હિતકરન, ક વરગ આદિ સમથ્ર;
ભર બહુલાક્ષર બિન રચત, સુખદ છંદકે અથ્ર. ૩

"અથ ચતુર્વિધ નાયક લક્ષણમ્."

દોહા:

એકહિ પ્રમદા પ્રેમસો અનુકૂલ જ્યોં શ્રીરામ;
દછિન બહુતિય પ્રીતિ સમઝયો ગિરિધર ઘનશ્યામ ૧
કરિ બિગાર ફિરિ મધુર બત સો શઠહર લો માનિ;
ધ્રષ્ટ, નલજ ધિક્કાર અતિ, રાવન કેસે જાનિ. ૨

**ટીકા**:–ચાર પ્રકારના નાયકના નામ દાખલા સાથે આપ્યા છે.

એક જ સ્ત્રીના પ્રેમથી મસ્ત તે 'અનુકૂલ'નાયક, તે શ્રીરામચંદ્રજી. બહુ સ્ત્રીઓનો પ્રેમ સંપાદન કરનાર, 'ચતુર'નાયક તે શ્રી. ગિરિરાજધરણ શ્રી કૃષ્ણ દછિન–ચતુર, પહેલો બિગાડ કરે ને પછી મીઠી વાણી બોલે તે 'શઠ' નાયક. તે શ્રી. મહાદેવજી, દુષ્ટ, ઠગારો લાજ વગરનો ને ઘણોજ ધિક્કારને પાત્ર તે 'રાવણ' ૧–૨.

"પુનઃ લક્ષણાંતર"

સોરઠા:

સ્વકીયા–પતિ **પતિ** સોઇ, સો **ઉપપતિ** પરતિય રતિ;
બૈસિક નાયક હોઇ, **ગનિકા સુ'રત'** બિમુખ હરિ

**ટીકા**:–પોતાની સ્ત્રીના પ્રેમમાં પડે તે 'પતિ' પારકી સ્ત્રીના પ્રેમમાં પડે તે 'ઉપપતિ'. વેશ્યાના પ્રેમમાં પડે તે 'બૈસિક'. તે પ્રભુથી વિમુખ થાય છે. ૩.

" અથ નાયકાલક્ષણં "

દોહા:

પદ્મિની, ચિત્રની શંખિની હસ્તની સહ ચોમાનિ;
૧ ૨ ૪ ૩
શુદ્ધ પદ્મિની રાધિકા, કૃષ્ણ પ્રિયા જગજાંનિ. ૪.

ટીકા:—પદ્મિની, ચિત્રની, શંખિની ને હસ્તિની એ ચાર નાયકા જાણવી.

શુદ્ધ પદ્મિની તો શ્રી રાધિકાજી છે. તે શ્રી કૃષ્ણ પ્રભુનાં પ્રિયા છે.

અથ નાયકા લક્ષણં. તદ્ભેદા:

દોહા:

વ્યાહી સ્વકીયા નાયકા, પરકિય પરતિય ગાઇ,
સામાન્યા ધનલોભિની શ્રી ગોપી કુબજાઇ. ૫

ટીકા:—જેની સાથે સગાઇ થયેલી છે, જેની સાથે લગ્ન થએલું છે તે સ્વકીયા—નાયકા. પારકી સ્ત્રી તે પરકીયા નાયકા. પૈસાના લોભવાળી તે ' સામાન્યા ' શ્રી ' એટલે શ્રીરાધિકાજી, ગોપી ને કુબજા એ ત્રણ દાખલાથી જાણવું. શ્રી રાધાજી સ્વકીયા ગોપીજનો પરકીયા કુબજા સામાન્યા ૫

પુન: સા ત્રિવિધા મુગ્ધા, મધ્યા, પ્રૌઢા.

સોરઠા:

જાને બિન અજ્ઞાત, જાને જોબન જ્ઞાત હૈં,
સકલ ગ્રન્થ કહબાત. મુગ્ધાકે દ્વૈ ભેદ યહ ૬
લાજ મનોજ સમાન, સો મધ્યા જામેં જુગલ,
પ્રૌઢા અતિહિ સુજાન, મનમોહન પ્રિય નિરંતર. ૭

ટીકા:—મુગ્ધા, મધ્યાને પ્રૌઢાના ભેદ બતાવ્યા છે. જે પોતાના યૌવનને જાણતી નથી તે ' અજ્ઞાતયૌવના ' કહેવાય છે, જે

પોતાના યૌવનને જાણે છે તે ' જ્ઞાતયૌવના ' કહેવાય છે. આ પ્રમાણે મુગ્ધાના બે ભેદ છે. દરેક ગ્રંથમાં આજ વાત છે. કામના જેવી જેને લાજ છે. તે મધ્યા કે જેમાં ' યુગલ ' છે. યૂથની વચ્ચે બિરાજે છે ને મલા છે. ઘણીજ ચતુર છે તે પ્રૌઢા. તેના મનમાં હંમેશાં મોહન પ્રભુનુંજ રટણ હોય છે. મનને મોહ પમાડનાર પિયુનું તેને રટણ હોય છે. મારા પ્રિતમ કેવી રીતે સુખી થાય તેનુંજ તેને હંમેશાં રટણ હોય છે. તે ઘણી ચતુર હોય છે. મનોજ=કામદેવ. ૬-૭.

" અથ પરકીયા ભેદ. "

છંદ હરિગીતા:

કરિ ક્રિયા બાયક ચાતુરી, દુહુ બિદગ્ધા યહ જાનિયેં;
અતિ દૂરાવે રતિ તહુ લખે, ' સબિ–લચ્છિતા ' પહિચાનિયેં;
' ગુપ્તા ' સુરત ગોપન કરે, ' કુલટા ' ન તૃપ્તિ સો લહી;
હરિપિય મિલન નિશ્ચે લહતિ, ' મુદિતા ' વ્હેં કવિ સબ કહિ.

દોહા:

બિગરે ઠોર સહે ટકી, સો દિખિકેં દુઃખ પાય;
' અનુસયાના ' વે સમઝિ, કહા મિલબો બ્રજરાય? ૧

**ટીકા:**—ક્રિયા–વિદગ્ધા ને વાક્ય– વિદગ્ધા આ બે જાણવી. ઘણો દૂર હોય છતાં પ્રેમથી પાસે જૂએ તે ' લચ્છિતા ' જાણવી. પોતાના યૌવનને ઢાંકે તે ' ગુપ્ત '. જેને સંતોષ ન હોય તે ' કુલટા ' જાણવી. પિયનું મિલન નક્કી થશેજ એવું જાણે છે તે ' મુદિતા ' છે. આ ' પરકીયા 'ના પ્રકાર છે. બગડેલી ઠેકાણે સહન કરીને રહે. તે જોઇને દુઃખ પામે. પ્રભુને કયાં મળીશું એમ સમજે તો ' અનુસયાના ' જાણવી. ૧

"અથ અવસ્થાભેદ નામા લિખ્યતે."

**દોહાઃ**

પ્રોષિતપતિકા બિરહનિ, અતિરસ પતિસોં હોય;
પુનિ પાછે પચતાયબોં, 'કલહાંતરિતા' હોય; ૧
પતિ આયે કહું રૈંન રહિ, પ્રાંત 'ખંડિતા ગેહ;
જાન મિલન 'અભિસારિકા' કરિ સિંગાર સુદેહ, ૨
જાકો વંચન પતિકરે, 'બિપ્રલબ્ધા' સો હોઇ;
ચિતવે ચિત્ત હરિ પિય મિલન 'ઉત્કંઠા કહિ સોઇ. ૩
'બાસકસજ્જા' બાર નિશિ, પિય આવન જીય થાપ;
ભૂષણ વસન રુ વેષ વિધિ કરિ, અકુલાય ન આપ. ૪
જાકે પતિ આધીન કહી, સ્વાધીનપતિકા તોહિ;
ભોર સુને પિયકો ગવન, 'પરવશ્યત્પતિકાં' સોહિ. ૫
આજકાલિ આવહિ, પિયુ કૃષ્નચન્દ્ર અતિ નેહ;
'આગમપતિકો' હર્ષ અતિ, દયારામ કહિ એહ. ૬

**ટીકા:**—એક સ્ત્રીને આશા આપીને ત્યાં જાય તેથી તે પિયુના પરોક્ષથી દુઃખ પામે તેને પતિ પર ગણો પ્રેમ હોય. પિયુના વિરહમાં ઝુરે તે 'પ્રોષિતપતિકા' જાણવી, પાછળથી પસ્તાય તે 'કલહાંતરિતા' જાણવી. કોઈ ઠેકાણે આખી રાત ગાળીને સવારે પતિ ઘેર આવે તે 'ખંડિતા' જાણવી. આખી રાત તે પતિના સુખથી ખંડિત થએલી છે તેથી તેને 'ખંડિતા' જાણવી. દેહને સારી રીતે શણગારીને પિયુને મળવા જાય તે અભિસારિકા જાણવી. પતિ જેનો ત્યાગ કરે છે તે 'વિપ્રલબ્ધા' જાણવી હંમેશાં તે પતિના વિરહમાં ઝુરે છે. પતિ સંયોગ માટે તલસે છે, પતિનો સંયોગ કરાવી આપનારને પગે પડે છે પતિના

મિલન માટે તેને અવનવા વિચારો આવે છે. હંમેશાં મન પિયુ મિલનનું ચિંતન કર્યા કરે છે તે 'ઉત્કંઠા' જાણવી. પ્રભુ–મિલન માટે ખૂબ આતુર છે. પિયુને આવતાં વાર લાગે છે તો તે મનમાં હજારો તર્ક વિતર્ક કરે છે. પિયુ મિલન માટે જે ઘણીજ આતુર થએલી છે તેને ઉત્કંઠા જાણવી. રાતના પિયુ મારે ત્યાં પધારશે તેથી દરેક પ્રકારનાં સારાં સારાં કપડાં ને આભૂષણ પહેરી, શય્યા બિછાવી પિયુને મન પસંદ દરેક તૈયારી કરી પિયુની વાટ જૂએ છે. શરીરને ખૂબ શણગારે છે. એકી ટસે પિયુના પંથને નિહાળે છે. જરા ખડખડાટ થાય છે તો પિયુ આવ્યા કે શું, એમ વિચારી જોવા દોડે છે. આખું શરીર સુગંધથી મ્હેકે છે. આવાં લક્ષણોવાળી 'વાસકસજ્જા' જાણવી. પતિ જેને વશ છે તે 'સ્વાધીનપતિકા' જાણવી. સવારમાં પતિનો સાદ સાંભળે તો 'પરવશ્યત્પતિકા' જાણવી. એનો પતિ પારકીને વશ થયેલો છે. આજ કાલમાં મારા પિયુ આવશે એ પ્રકારે જે વાટ જૂએ છે, જેને પિયુમાં પુષ્કળ પ્રેમ છે તે તે 'આગમપતિકા' જાણવી. ( ૧–૨–૩–૪–૫–૬ ).

**અથઃ—વક્રોક્તિ ગર્વિતા, અન્યસંભોગદુઃખિત. માનવતી.**

**દોહાઃ**

**રૂપ પ્રેમ ગુન ગર્વ, સો ત્રિબિધ ગર્વિતા જાનિ;**
**અન્ય સંભોગ દુઃખિતા, અન્ય મિલન પિય માનિ. ૭**

**ટીકા**:—રૂપગર્વિતા, પ્રેમગર્વિતા, ને ગુણગર્વિતા એમ ત્રણ પ્રકારની ગર્વિતા જાણવી. પોતાનો પિયુ પારકીના પ્રેમમાં ફસાયો છે એમ જાણી દુઃખી થાય છે તે અન્યસંભોગ દુઃખિતાજાણવી.

" ત્રિવિધિમાન. "

**સોરઠા:**

લઘુ મધ્યણુ ગુરુ માન, કરે રાધિકા કૃષ્ણપેં;
દેં છુડાય પ્રિયપ્રાન, ખેલ બિનય બચ પોં પરી. ૮

**ટીકા**:—લઘુ, મધ્યમ ને ગુરુ આ ત્રણ પ્રકારનાં માન શ્રીરાધિકાજી કૃષ્ણ સાથે કરે છે. પગે પડી, વિનયનાં વચનો કહી પ્રાનપતિ પ્રભુ એ ત્રણે માન છોડાવી દે છે ને રસભેર ખેલે છે. ૮

" અધીરાદિ ભેદ, "

**દોહા:**

ગોપ કોપ ધીરા કરે, પ્રગટ અધીરા કોપ;
લછન ધીર અધીરકોં કોપ પ્રકટ અરુ ગોપ. ૯

**ટીકા**:—ધીરા નાયકા છે તે છાનો ક્રોપ કરે છે. અધીરા નાયકા છે તે તરત જણાઈ આવે તેવો દેખીતો ક્રોધ કરે છે. છાનો ક્રોધ, ને પ્રકટ ક્રોધ આ લક્ષણો ધીરા ને અધીરા નાયકાનાં છે. ૯

" અષ્ટ સાત્વિક ભાવ. "

**દોહા:**

સ્તંભ કંપ સ્વરભંગ અરૂ વિવરન આંસુ સ્વેત;
૧ ૨ ૩ ૪ ૫ ૬
પુલક લીનતા અષ્ટ યહ હોત, કૃષ્ણ શ્રુતિ ભેદ ૧૦
૭ ૮

**ટીકા**:—આઠ પ્રકારના સાત્વિક ભાવો છે. આ આઠ પ્રકારના સાત્વિક ભાવો શ્રુતિરૂપા શ્રીગોપીજનો થાય છે.

" દશ હાવ વિધાન. "

**દોહા:**

બને સંગ સિંગારમેં દંપતિ કે તન ભાવ;
ચેષ્ટા જે બહુ ભાંતિકી, વે કહિયે દસ હાવ. ૧૧

**ટીકા**:—શણગાર સજતી વખતે દંપતીના શરીરમાં જે ભાવ હોય છે ને તેનાથી જે ઘણી ઘણી જાતની ચેષ્ટાઓ થાય છે તેને દસ જાતના હાવ કહેવામાં આવે છે. ૧૧

"છંદ હરિગીતા."

પિયપ્યારી રતિ સુખકરે, 'લીલા હાવ' હેં યહ જાનિયે;
બોલિ સકે નહિ લાજતે, 'બિદરત હાવ' બખાનિયે;
ચિતવનિ બોલનિ ખ્યાલમેં, શુભરસકી રીતિ 'બિલાસ' હૈં;
અંગઅંગ ભૂખન સુહે સમુઝહુ 'લલિત હાવ' પ્રકાશ હૈં. ૧
કો સમય વિચ્છીત ભૂલિ, ભૂખન પહરિ 'વિભ્રમ' નામહૈ,
ક્રોધ રુ હરખ અભિલાખ ભય સોં, 'કિલકિ ચિત્ત' કો ઠામહૈ;
કરિ પ્રગટ દુખ સુખ સમય સો 'કુટ્ટમિત હાવ' કહાતહૈં,
વહ મુટાઇત ચાહે દરસ નહિ, કાંન ભાવત બાતહૈં ૨
આયે અનાદર ભાવતેં, ધરિકેં બિબેક ગુમાનહૈં;
દસ હાવ યહ સુખકર દયા, રતિ સમય શ્યામાશ્યામહૈ. ૩

**ટીકા**:—પિયુની સાથે રતિક્રીડા વખતે રાત્રિયે જે સુખ મળ્યું હોય તેનો વારંવાર વિચાર કરે. તે ક્રીડા ચિત્તમાં વસી રહે. તે સુખનું ભાન રહે તે માટે તેનું અનુકરણ કરે. એને '**લીલા હાવ**' કહેવામાં આવે છે. યોગ્ય સમયે જે બોલવું જોઈએ તે તેનાથી લાજના માર્યા પિયુની સાથે બોલાય નહિ. બીજાની સાથે બોલવામાં બાથ ભીડે પણ પિયુ પાસે સ્પષ્ટ બોલાય નહિ. એને '**વિહૃત**' હાવ કહે છે. બોલે, ચાલે, ખેલે, હસે, પાણી ભરવા જતાં, કોઈ ઠેકાણે જતાં પતિના દર્શનનું ચિંતન કરે, રસક્રીડાનો મનમાં ખ્યાલ રહે. આવા પ્રકારના હાલને '**બિલાસ**' કહે છે.

અંગેઅંગમાં આભૂષણો શોભે છે. રૂપ, ગુણ, સુંદરતા ને લાવણ્યથી મન હરે છે. એની ચાલ લલિત હોય છે. પિયુના **દર્શન** માટે તે ઘણી આતુર હોય છે, એના મનમાં જરાયે ધીરજ **રહેતી** નથી. આવા પ્રકારના હાવને '**લલિત**' હાવ કહે છે. પિયુના **દર્શન** વગર તે ઘણી વ્યાકુળ **થએલી** છે તેથી કોઈ વખત સમયનું ભાન ભૂલિને શરીરને વિષે અવળાં વસ્ત્રો પહેરે છે ને પહેરવાની જગ્યાએ પહેરવાનાં આભૂષણો પહેરે છે. શણગાર અવળા સજે છે. આને '**વિભ્રમ હાવ**' છે.

પિયુ સાથે ક્રીડા કરતી વખતે એકી વખતે ક્રોધ થાય, હરખ થાય, અભિલાખ થાય, ભય થાય પણ પિયુની ક્રીડાના તાનમાં તેનું કશું ભાન ન રહે તેને '**કિલકિ ચિત્ત હાવ**' કહે છે.

દુઃખને સુખને સમયસર પ્રકટ કરે તે '**કુટ્ટમિતહાવ**' કહેવાય છે. સુંદર શરીરને, તેની સુઘડતાને કોઈ જોઈ ન જાય તે માટે તે ઢાંકવા પ્રયત્નો કરે છે. એને '**વીક્ષિત**' **હાવ** કહે છે. અંતરમાં આદર હોય, પ્રેમ હોય છે ને ઉપર ઉપરથી અનાદર કરે છે. પોતાના રૂપનું તેને અભિમાન હોય છે. સોહાગ મદને લીધે તેને બીજાનું ભાન રહેતું નથી. એને '**વ્યોવ્કહાવ**' કહે છે. આ જે દશ હાવ છે તે શ્રીપ્રભુને શ્રીસ્વામિનીજીને રતિક્રીડા વખતે સુખ આપનારાં છે. ૧–૨–૩.

"અથ વિરહ દશાવસ્થા."

**દોહા:**

**'નેંન'** મિલે **'મન'**હૂ મિલ્યો, મિલવેકો **'અભિલાખ'**;
૧ ૨ ૩
**ચિંતા જાત ન બિનુ મિલેં, જતન કિયેહુ લાખ. ૧**

‘સુમિરન’[૪] રસ સંજોગકોં, કરિ કરિ લેત ઊસાંસ;
કરતિ ‘ફિરતિ’ પિય ગુન કથન, મન ‘ઉદ્વેગ’[૫] ઉલ્લાસ. ૨

બિનુ સમઝે કછુ બકિ ઉઠે, કહિયે તાહિ ‘પ્રલાપ’[૬];
દેહ ઘટત મનમેં બટતિ, વિરહ ‘વ્યાધિ’[૭] સંતાપ. ૩

બિધ્ધ મૂરતિ “મૂર્છિત”[૮] ભઈ હેં, ‘જડતા’[૯] સબ ગાત;
સો કહિયે ‘ઉનમાદ’[૧૦], સબ સુધિ બિનુ, સબ દિન જાત. ૪

**ટીકા:**—વિરહની દશ અવસ્થા ગણાવે છે. ‘ **આંખો** ’ માંથી નેત્રનો કટાક્ષ થયો કે તરત ‘**મન**’ મળ્યું. તેને મળવાની ‘ **ઇચ્છા** ’ થાય. ગમે તેટલો પ્રયત્ન કરો છતાં મળ્યા વગર ચિંતા કદાપિ જાયજ નહિ સંયોગ રસનું ‘ **સ્મરણ** ’ કરી કરીને નિસાસા નાખે, હરતાં ફરતાં પિયુના ગુણગાન ગાય છે. ઘડી ઘડીમાં ‘ **ઉદ્વેગ** ’ થાય છે ને આનંદ થાય છે. સમજ્યા વગર ગમે તેવું બબડે છે. તેને ‘ **પ્રલાપ** ’ કહેવામાં આવે છે. વિરહ વેદના વધવાથી એનું શરીર પાતળું થતું જાય છે. એને ‘ **વ્યાધિ** ’ કહે છે. પ્રભુ વિરહથી મૂર્તિમંત થઇ ગઇ છે. ‘ **મૂર્છા** ’ પામી છે. ‘ જડ ’ જેવી થઇ ગઈ છે. કોઇપણ પ્રકારના ભાન વગર દિવસો પસાર થાય છે તેને ‘**ઉન્માદ**’ કહે છે.

સરખાવો:—

પ્રેમલક્ષણ વળી દૃગ[૧] રુચિ સ્મૃતિ[૨] અભિલાખ[૩] ઉદ્વેગ[૪] ચાર;
વ્યાધિ[૧] પ્રલાપ[૨] ને ઉન્માદ, એ[૩] ત્રણ આસક્તિના પ્રકાર;

પ્રકાર વ્યસનતણા બે કહીએ, જડતા ને વળી મૂર્છના લહીએ;
૧ ૨
તન્મયતાનું લક્ષણ **એક, મૃત્યુ સદશ** પણ મરણ નાં **છેક.**
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૮
ભક્તિપોષણ.

" અથ નવ રસ ".

**દોહા:**

રસ **સિંગાર** રુ **હાસ્ય** હેં **કરુના રૂદ્ર** હિ જાંનિ;
૧ ૨ ૩ ૪
**બીર ભય** રુ **બીભત્સ** રસ, **અદ્ભુત શાંત** બખાનિ ૫
૫ ૬ ૭ ૮ ૯

**ટીકા:**—નવ પ્રકારના રસના નામ આપ્યાં છે. શૃંગાર, હાસ્ય, કરુણ, રૂદ્ર, વીર, ભય, બીભત્સ, અદ્ભુત ને શાંત.

" અથ સ્થાયીભાવ ".

**દોહા:**

રતિ હાસી અરુ શોક, ક્રૂનિ ક્રોધોત્સાહ રુ ભીતિ;
૧ ૨ ૩ ૪ ૫ ૬
નિંદા વિસ્મય આઠ એ, સ્થાયીભાવ પ્રતીતિ. ૬
૭ ૮

" અથ વિભાનુભાવ "

**દોહા:**

જો રસકી દીપ્તિ કરે, ઉદ્દીપન સો હોય;
સો અનુભાવ ન ઉપજે, રસકો અનુભવ જોય. ૭
આલંબન અવલંબ રસ, જામેં રહે બનાઇ;
નોંહૂ રસમેં સંચરત, તે વ્યભિચારી ભાઇ. ૮

"અથ નવરસકા ઉદાહરણં":—

**કબિત્તઃ**

**શ્રીરાધા સંગ** રંગ વહ લહિ **સિંગાર**[1] રૂપ,
**હરિ** કન્યાવાસ **હાસ**[2] રસહેં પ્હેંચાંનિયેં;
**કરૂના**[3] બંધે જનની, કેસી સંગ **રૂદ્ર**[4] ભયો,
બત્સાસુર બધ કીનો **બીર**[5] રસ જાંનિયે;
દાવાનલપાન **ભીત**[6] પૂતના લીલા **બીભત્સ**[7],
બચ્છ હરન **લીલામેં અદ્ભુત**[8] હે માંનિયે;
ઉદ્ધવ ઉપદેશ **શાંત**[9] ગોપિકા પ્રસંગ **પ્રેમ**[10],
**દશો** રસમયી દયાનાથ જૂ બખાંનિયે. ૧

ટીકાઃ—શ્રીરાધાજીની સાથે ક્રીડા કરતી વખતે 'શૃંગાર'[1] રસ. શ્રીગોપીજનોના ઘરમાં **હાસ્ય**[2] રસ. શ્રીયશોદાજીએ પ્રભુને દોરડાં વતી બાંધ્યા તે વખતે કરૂણ[3] રસ. કેશી દૈત્યને મારતી વખતે રૂદ્ર[4] રસ. વત્સાસુરના વધ વખતે **વીર**[5] રસ. દાવાનલનું પાન કરતી વખતે **ભીત**[6] રસ. પૂતનાનું સ્તનપાન કરતી વખતે **બીભત્સ**[7] રસ. વત્સહરન લીલામાં **અદ્ભુત**[8] રસ. ઉદ્ધવજીને ઉપદેશ કરતી વખતે **શાંત**[9] રસ. ગોપિકા-પ્રસંગમાં **પ્રેમ**[10] રસ. આ પ્રમાણે દશ રસો દયારામભાઈના સ્વામી શ્રીકૃષ્ણચન્દ્રમાં છે. ૧

**દોહા:**

બરન્યો પિંગલસાર, રસ છંદમાલિકા સંગ;
હરિ હરિ પ્રિયા ઉદ્દેશીકે, કાબ્યજુ રચ્યો ઉમંગ. ૧
સબ રચના હરિ સમ્બન્ધી, પઢત સુનત દુ:ખ ભંગ;
રોમ રોમ તન બાઢિ રસ, શુદ્ધ રસિકકે સંગ. ૨
વિદ્વત્ જનકે હિયમેં, રહત જુદો બિધિ રંગ;
નિરસ શુષ્ક જ્ઞાનિનકોં, સ્નેહ ન વ્હેં શ્રીરંગ. ૩
સ્વારથ પરમારથ ઉભય, થોરેમેં ઘનસાર;
ચિત્તમેં ચાતુરતા બસેં, પ્રિય હુઈ નંદકુમાર. ૪
દ્વિજ નાગર સાઠોદરે, દયારામ હરિજન્ન;
ગ્રન્થ રચાયો તાહિપેં, શ્રીગુરુ હોય પ્રસન્ન. ૫

**ટીકા:**—આ પિંગલસાર ગ્રન્થનું વર્ણન છંદમાં કરવામાં આવ્યું છે. શ્રીહરિ અને શ્રીરાધિકાજીને ઉદ્દેશીને હોંશભેર, અંતરની ઉલટથી કાવ્યની રચના કરી છે. ૧

દરેક રચના પ્રભુના સમ્બન્ધવાળી કરીને રચી છે. જેને પઢતાં, જેને સાંભળતાં દુ:ખનો નાશ થાય. શુદ્ધ રસિક ભક્તોના સમાગમથી શરીરના રોમે રોમમાં રસની વૃદ્ધિ થશે ૨ વિદ્વાનોના હૃદયમાં જુદા જુદા પ્રકારના રંગ (ભાવ) રહે છે. રસ વગરના શુષ્ક જ્ઞાનીને પ્રભુ પર પ્રેમ ઉત્પન્ન થતો નથી. ૩ થોડામાં બધો સાર બતાવ્યો છે. એથી સ્વાર્થ સાથે પરમાર્થ સધાશે. ચિત્તની ચતુરાઇ વધશે. ચતુર થવાશે. નંદરાયજીના પુત્ર શ્રીકૃષ્ણચન્દ્ર પ્રસન્ન થશે. ૪ શ્રી હરિના જન સાઠોદરા નાગર ગૃહસ્થ–બ્રાહ્મણ–શ્રીદયારામભાઇ પાસે શ્રીગુરુદેવે પ્રસન્ન થઇને આ ગ્રન્થની રચના કરાવી છે. ૫

**ઇતિ શ્રીકૃષ્ણજન શ્રીવલ્લભદાસાનુદાસ કવિવર શ્રીદયારામભાઇ વિરચિત પિંગલસાર ગ્રન્થ સમાપ્તમ્.**

# પ્રકીર્ણ.

શ્રીવલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી, શામળીઆ વાહાલા...;
મ્હારે અંત સમે અલબેલા મૂજને મૂકશોમા...એ રાહે ગાવાની છે.

**ગરબી :**

શ્રીહરિ વાહાલા જેહેને કહિયે, સાહેલી માહારી;
વૈષ્ણવ વાહાલા તેહેને વહિયે, માહારી સજનીરે. ૧

નીકર પાખંડ પ્રમાણો, સાહેલી માહારી;
શ્રમ કરે તે ઠાલો જાણો, માહારી સજનીરે. ૨

હરિ સેવે હરિજનને તરછોડે, સાહેલી માહારી;
પગ પૂજે ને મસ્તક મોડે, માહારી સજનીરે. ૩

નિર્મળ ભાવેથી સત્સંગ કરીએ, સાહેલી માહારી;
દોષ કોઇના નાં ઉર ધરીએ, માહારી સજનીરે. ૪

જેહેમાં ખાતું શ્રીહરિનું દેખો, સાહેલી માહારી;
પ્રભુ સરિખા તેહેને પેખો, માહારી સજનીરે. ૫

હરિજન જેણે સંતોષ્યા સાહેલી માહારી;
પુરુષોત્તમ તેણે પોષ્યા, માહારી સજનીરે. ૬

અંતરની વાત તે જાણે, સાહેલી માહારી;
હરિ ભાવે હરિરસ માણે, માહરી સજનીરે. ૭

કરણીની વાતો તે જાણે, સાહેલી માહારી;
ઘણું હરિ ભાવે હરિફલ માણે; માહારી સજનીરે. ૮

ભક્ત ભગવંતને તોલે, સાહેલી માહારી;
દયો કહે એકાદશમાં બોલે, માહારી સજનીરે. ૯

निःस्पृहं मुनिनं शान्तं सन्तौषिसमदर्शिनम् ॥
अनुव्रजाम्यहं नित्यं पूयेयत्या रेणुभिः ॥

શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૧૧.

રાગ સોરઠ:

મેરે શ્રીમહાપ્રભુકો, સરનબલ એક હૈ;
ઓરકી ન આસ ધરૂ, ચાતકસી ટેક હૈ. મેરે. ૧
સાધન ધરમ નાં, વિચાર નાં બિબેક હૈ;
ભક્તિ જ્ઞાન વૈરાગ્ય નાં મતિ ગતિ નેક હૈ. મેરે. ૨
ગરૂડ પ્રપન્ન અહિસોં ન ભય ભેક હૈ;
ત્યોં દયો ન ડરે જમતે, ઓગુન અનેક હૈ. મેરે. ૩

ટીકા:—મને ફક્ત શ્રીમદ્ વલ્લભાધીશના ચરણકમલના શરણનું બળ છે. હું કોઇની આશા રાખતો નથી. મારો ટેક ચાતકના જેવો છે. ચાતક બારે માસ તરસ્યો રહે છે ને જ્યારે સ્વાતિ નક્ષત્રનાં બિંદુ વરસે છે ત્યારે તે બિંદુ પીઇને તરસ છીપાવે છે તેમ મને ગમે તેટલાં દુઃખો પડશે છતાં હું શ્રીમદ્ વલ્લભાધીશનું શરણ છોડીને ક્યાંયે જઇશ નહિ. જ્યારે ત્યારે કૃપા વરસશે. ૧

મારામાં સાધન નથી, ધર્મ નથી, વિચાર નથી, વિવેક નથી. ભક્તિ, જ્ઞાન ને વૈરાગ્ય નથી. બુદ્ધિ સારે ઠેકાણે જતી નથી. ભળતે ઠેકાણે રખડે છે. ૨

ગરુડને શરણે આવેલા સાપને જેમ જરાયે ડર નથી તેમ મારામાં ઘણાએ અવગુણો હોવા છતાં શ્રીમદ્ વલ્લભાધીશના ચરણ-કમલના શરણ બળથી હું જરાયે યમથી ગભરાતો નથી.

નેક=સારી. પ્રપન્ન-શરણ. ભેક=બાળક. અહિ=સાપ.

**પદ–જોટાનું:**

**અબ કા ઉપાય કરૂં ગુરૂ નંદસુત નાહ હૈ;**
**ચરન સરન પર્યો તોહુ, હીયે દદાહ હૈ. અબ....૧**
**હરિસોં બિમુખ જો હેં, ચરત કુરાહ હૈ;**
**કેસો ન્યાય કેસો તાકે અંતર ઉત્છાહ હૈ. અબ....૨**
**સકૃત્ સંભ્રન ગજ છૂટયો મુખ ગ્રાહ હૈ;**
**દયાકી ન ટેર સૂનો, દયાનિધિ વાહ હૈ. અબ....૩**

ટીકા:—હે શ્રીગુરુદેવ!, હવે હું શું ઉપાય કરૂં? આપના ચરણકમલમાં પડીને શરણે આવ્યો તોપણ હૃદયમાં દઝાડો રહે છે. પ્રભુથી જે વિમુખ છે તે ખરાબ રસ્તે ચાલે છે. આ કેવો ન્યાય? તેમના અંતરમાં ઉત્સાહ છે. તેમને કશી ફીકર નથી. એકજ વખત આપનું સ્મરણ કરવાથી મઘરના મોઢામાંથી હાથી છૂટયો. પરમભગવદીય કવિવર શ્રીદયારામભાઇ કહે છે કે હે પ્રભુ!, તમે મારી બૂમોયે સાંભળતા નથી. દયાના સમુદ્ર ખરા તમે!

દદાહ=દઝાડો. બળાપો. કુરાહ=ખરાબ રસ્તે. ગ્રાહ=મઘર. ટેર=બૂમ.

**રાગ કેદારો:**

**શ્રીવલ્લભ શ્રીવલ્લભ શ્રીવલ્લભ શ્રીવલ્લભઇ,**
**રટણ રતિસહ રજની દિવસ જેને;**
**પુષ્ટિ પથ સકળ સિદ્ધાંત વણ શ્રમ,**
**સદા વાસ પૂરી રહે હૃદય તેને. શ્રીવલ્લભ....૧**
**સહજ સેવા સિદ્ધ માનસી મુખ્ય ફળ,**
**પ્રેમ આસક્તિ સહ વ્યસન ભક્તિ;**

સતત નિરોધ મન નંદ નંદન વિષે,
શ્રીગુરુ દૃઢાશ્રય ભવ–વિરક્તિ. શ્રીવલ્લભ....૨
શ્યામાસ્યામ સુધારૂપ રંજીત મતિ,
વ્રજપતિ હોય વશ વણુ પ્રયાસે;
હેતુ કરૂણા કૃષ્ણ, દૈન્ય દાસત્વ દઢ,
ઉચિત વસ્તુ અખિલ સહજ પાસે. શ્રીવલ્લભ....૩
પાપ વિશ્વાસ ઉર, શરણ બલ શુદ્ધ,
મુખ મંત્ર ગુણગાન મતિ શુદ્ધ ધર્મે;
પાપ સંતાપ પ્રતિબંધ પ્રલ્લે સકળ,
જાય નહિ 'ધિ' કદાપિ કુકર્મે. શ્રીવલ્લભ. ૪
લુબ્ધ સત્સંગ મન મોદ દંપતી અતિ,
ગમતી ગોવિન્દ કૃતિ સદ્ય ભાસે;
નિર્ભયાનંદ નિજ હ્રદય સર નિરંતર,
પ્રસીદ પ્રીતમ દયા મન હુલાસે. શ્રીવલ્લભ. ૫

ટીકા :—શ્રીવલ્લભ, શ્રીવલ્લભ, શ્રીવલ્લભ, શ્રીવલ્લભ એજ જેને રાત દિવસ રટણ છે તેના હ્રદયમાં જરાયે શ્રમ કર્યા વગર મુખ્ય ફળરૂપ માનસી સેવા સહજમાં સિદ્ધ થાય છે. પ્રેમ આસક્તિ ને વ્યસન આ ત્રણ પ્રકારના લક્ષણો સાથે તેને ભક્તિ પ્રાપ્ત થાય છે. એનું મન નિરોધ પામીને હંમેશાં નંદનંદનમાં વળગ્યૂ રહે છે. શ્રીગુરુદેવ દૃઢાશ્રય થાય છે. સંસારમાં આસક્તિ ઊડી જાય છે. ૨

શ્રીપ્રભુ ને શ્રીરાધાજીના રસબસતા રસ સ્વરૂપમાં બુદ્ધિ રંગાએલી રહે છે. કોઈ પણ પ્રકારના સાધન વગર પ્રભુ વશ થાય

**છે.** શ્રીકૃષ્ણચન્દ્રની કૃપાના હેતુ ભૂત—દીનતા ને **દાસત્વ** તે દૃઢ થાય છે. જે જે વસ્તુ યોગ્ય છે તે તે બધીએ મળે છે. ૩

**यद्दैन्यं त्वत्कृपाहेतुर्न तदस्ति ममाण्वपि ॥**

**तां कृपां कुरु राधेश यया ते दैन्यमाप्नुयाम् ॥ १ ॥**

તૃતીય વિજ્ઞપ્તિ. શ્રીમત્પ્રભુચરણ.

હેતુ કરુણા, કૃષ્ણ, દૈન્ય—દાસત્વ દૃઢ. એને માટે.

શુદ્ધ શરણ બલનો હૃદયમાં વિશ્વાસ આવે. "**श्रीकृष्णः शरणं मम**", "**कृष्ण तवास्मि**" આ અષ્ટાક્ષર ને પંચાક્ષર સદાયે બોલે. શ્રીહરિના ગુણગાન ગાય. બુદ્ધિ શુદ્ધ ધર્મ તરફ વળે. કાયિક, વાચિક, માનસિક ને સાંસર્ગિક એ ચાર પાપ, આધિભૌતિક, આધ્યાત્મિક ને આધિદૈવિક એ ત્રણ તાપ, પ્રભુના મિલનમાં અંતરાયરૂપ થતા સાધારણ ભગવત્કૃત પ્રતિબન્ધો આ બધાય નાશ પામે. કોઈ કાળે ખરાબ કામ કરવા તરફ બુદ્ધિ જાય નહિ. ૪

સત્સંગમાં મન લોભાશે. સત્સંગ કરવા તરફ પ્રીતિ થશે. રસબસતી સોહામણી શ્રીકૃષ્ણ રાધાની જુગલ જોડી પર ઘણો પ્રેમ વધશે. પ્રભુને જે ગમતું હશે તે કરવાનું તરત મન થશે. તે નિર્ભય રહેશે. તેનું હૃદય રૂપી સરોવર હંમેશાં આનંદરસથી ઉભરાશે. શ્રી દયારામભાઈના પ્રીતમ શ્રીકૃષ્ણચન્દ્ર પ્રસન્ન થશે ને મન પ્રફુલ્લ હશે. **(આનંદમાં રહેશે).** ૫

પદ:

**જા જા, હરિપદપંકજ, જા જા. (ટેક)**
આત્મ **સમીર** રવિ **ચક્ષુ** રચ્યા,
**વિધિ નાભિઅંબુજ** સર જાજા. હરિપદ. ૧
સુરસનકાદિ પાર ન લહે, જેણે કામ ક્રોધ **વરજ્યા**. હરિ. ૨

ધ્રુવ અમ્બરીષ શુક વ્યાસ પરાશરે,
પ્રેમ ભક્તિથી ભજ્યા. હરિ. ૩
દીનદયાળ **કૃપાનિધિ** કેશવ, સૌ ગાતાં લજ્યા. હરિ. ૪
ભજ દયા હરિ ભજન તજશે નહિ, રંક અથવા રાજા. હરિ. ૫

હરિપદપંકજ=શ્રીહરિના ચરણકમળ. સમીર=વાયુ. વિધિ=બ્રહ્મા. નાભિઅંબુજ=નાભિકમળ. વરજ્યા=છોડયા, ત્યાગ કર્યો. કૃપાનિધિ=કૃપાના સમુદ્ર.

**પદ : રાગ બિભાસ :**

ભજ સદા શ્રીકૃષ્ણ ચરન, મૂરખ મનરે. (ટેક).
મૂઢ કાં થયો એ અજાન, મન વિષે સુમતિ આન;
કૃષ્ણ ચરન અર્પણ કર તું, તન મન ધનરે. ભજ સદા. ૧
કાલ દાઢમાં નિવાસ, કયોં કરે વિષય વિલાસ;
ચેત ચેત જાય હરિજન વિના દનરે. ભજ સદા. ૨
સકલ ઘરમાં વ્યાપ્ત કોણ ?, હરિ વિના અવર ન જાણ;
કૃષ્ણચરણ કર ગ્રહણ, અવર ના કર અન્યરે. ભજ સદા. ૩
હૃદે કપટ કાઢ બાહાર, જ્ઞાન પાણ ખડ્ગધાર;
કામ ક્રોધ લોભ મોહ, માર ચૌર જનને. ભજ સદા. ૪
દયાકે પ્યારે શ્રીકૃષ્ણચન્દ્ર, સબકે મન ભયો આનંદ;
ભવતારણ કૃષ્ણ–નામ, કૃષ્ણપંકજ લોચનરે. ભજ સદા. ૫

**ટીકા** :—હે મૂરખ મન! તું હંમેશાં શ્રીકૃષ્ણચન્દ્રના ચરણ-કમલને ભજ. એમના ચરણારવિંદ છોડીને તૂં ક્યાંયે જઇશ નહિ. હે મૂઢ! તૂં શાથી અજાણ્યો થયો ? તારા મનમાં કાંઈ સારી બુદ્ધિ તો લાવ. શ્રીકૃષ્ણચન્દ્રનાં ચરણકમલમાં તૂં તન, મન, ને ધન

અર્પણ કર. કાળનો કોળીઓ થઈને તૂં કાળના મોઢામાં રહ્યો છું. છતાં તું વિષય સુખ ભોગવે છે. જરા ચેત, પ્રભુના ભજન વગર તારા દિવસો જાય છે. જરા જો. આ સચરાચરમાં આ ઘટ ઘટમાં કોણ વસી રહ્યું છે પ્રભુ વગર તું બીજું ન જાણીશ. બધે પ્રભુજ વસ્યા છે. શ્રીકૃષ્ણચન્દ્રના ચરણકમલને પકડીને રહેજે. એમનો દૃઢાશ્રય, રાખજે. બીજે ક્યાંયે ભટકવા જતો નહિ. જ્ઞાન રૂપી ખડ્ગને હાથમાં લઇ તેની તીક્ષ્ણ ધાર વતી તારા હૃદયમાંથી કપટને બાહાર કાઢ. કામ, ક્રોધ, મદ, લોભ, મોહ ને મત્સર એ ૭ ચોરને મારી નાખ. જીતેન્દ્રિય બન. દશ ઇન્દ્રિયો ને મનને વશ કરી પ્રભુમાં વાળ, શ્રીદયારામભાઇના પ્રીતમ શ્રીકૃષ્ણચન્દ્રથી બધાને મન આનંદ થયો છે. સંસાર સાગરમાંથી તારે એવું એકજ શ્રીકૃષ્ણ નામ છે. માટે હે મન! કમલના જેવાં જેમનાં લોચન છે એવા શ્રીકૃષ્ણને તૂં ભજ, તેમની સર્વાત્મભાવથી સદા સેવા કર.

**પદ—રાગ પ્રભાત, ગુર્જરી મિશ્રિત:**

ચરણ ત્હારા વિષે જન્મ જન્મ સદા,
લગ્ન રાખે હરિ મન મ્હારૂં;
દીન જાણીને મુને કર કૃપા એટલી;
નિત્ય રસના કરે રટણ ત્હારૂં. ચરણ. ૧
શિવ સનકાદિક શેષ સાગરસુતા,
ચરણપંકજનું સેવન કરે છે;
હરિચરણ હરિચરણ તુલ્ય કો અન્ય નહિ,
વેદ ને વાણી સદા એમ કહે છે. ચરણ ૨

**નાભિઅંબુજ થકી** બ્રહ્મા જે પ્રકટીઆ,
તે ચરણ માહાત્મ્ય વરણી ન જાણે;
**સહસ્ર જીહ્વા** થકી શેષ ગાવે સદા,
વેદ પુરાણ **આગમ** વખાણે. ચરણ. ૩
ચરણામૃત તણું પાન કીધા થકી,
**કોટિ કલિમલ** કપટ કલેશ જાએ;
હરિચરણ સેવના જે કરે તે તણા,
સંગથી હરિચરણ પ્રાપ્તિ થાએ. ચરણ. ૪
સુરનર મુનિજન પાર પામે નહિ,
ચરણ જશ વર્ણવા કોણ શક્તિ?
ભણે દયો દીન તુંને જાચું જદુપતિ,
સદારે આપો ત્યહારી ભક્તિ. ચરણ. ૫

લગ્ન=મગ્ન, જોડાએલું. નિત્ય=હંમેશાં. રસના=જીવ. તુલ્ય=સમાન, બરાબર. સાગરસુતા=લક્ષ્મી. ચરણપંકજનું=ચરણકમળનું. વાણી=સરસ્વતી. અન્ય=બીજું. નાભિઅંબુજ થકી=નાભિકમળમાંથી. સહસ્ર=હજાર, જીહ્વા=જીભ. આગમ=શાસ્ત્ર. કોટિ=કરોડો. કલિમલ=પાપ. પ્રાપ્તિ થાએ=પમાય.

**જોટાનું:**

કૃષ્ણ કીર્તન કથા કૃષ્ણના નામની;
શ્રવણ કરતાં **સકલ** પાપ જાયે;
**ભવ** જન્મ મરણની **યાતના** નવ અડે,
લક્ષ ચોરાશીમાં નવ ગણાયે. કૃષ્ણ ૧

મૂઢ! માયા વિષે ક્યાંહાં થયો મગ્ન તૂં,
કોણ છે તાત ને કોણ માય ?;
પ્રેમયુક્તે પ્રભુચરણ આશ્રય કરો,
જે થકી અખિલ આનંદ થાય.કૃષ્ણ. ૨
**તરૂણી** તન ધનથી મન કહાડી **કરી પરી,**
કૃષ્ણ કીર્તન સદા શેં ન ગાય;
**અલ્પ** આયુષ્ય હજી કયહાં તૂં લેહેતો નથી ?,
ચેતરે ચેત ક્ષણભંગ કાય. કૃષ્ણ. ૩
ગંગ તરંગ જલ જાન્હવીને તજી;
અલ્પ જલમાં જઇ શીદ ન્હાયે ?;
**ભુક્ત કરવા સુધા તુલ્ય** ભોજન મલે,
તે તજી **રેણુકા** શીદ ખાયે. કૃષ્ણ. ૪
દેહાભિમાન તુજ મન છે **અતિ ઘણો,**
વદન મદ વાણી કહી મુઝ ન્હાયે;
જોરે લંકાપતિ કાળકર આવીઓ,
મૃત્યુ મન કો નહિ રંક રાયે. કૃષ્ણ. ૫
દામ બેસે નહિ શ્રમ પ્હોંચે નહિ;
વદનથી કૃષ્ણ કહેતાં શું થાય ?;
ભણે દયો દીન હરિનામ **નૌકા** વિના,
દુષ્ટ **ભાવ** પાર તે નહિ પમાય. કૃષ્ણ. ૬

સકલ=બધાં. ભવ=સંસાર. યાતના=દુઃખ. પરી=વેગળી. તરૂણી તન=સ્ત્રીનું શરીર. અલ્પ=થોડું. આયુષ્ય=આવરદા. ભુક્ત કરવા=ખાવા. સુધાતુલ્ય=અમૃત જેવું. રેણુકા=રેતી. નૌકા=નાવ. ભવ=સંસાર.

પદ :—રાગ પ્રભાત, ગુર્જરી મિશ્રિત.

રિ ભજન કર વ્હેલો પ્રાણી, જન્મ જાય છે એળેરે;
ઘડી પલકની વાત ન જાણે, જે શું નિપજે કાલેરે. (ટેક)
ઊંચામન્દિર માળ રચીરે, બેઠા મોજે મ્હાલેરે;
વરણાગીમાં વાંકા ફરતા, તેને **સાહ્યા** કાલેરે.
હરિ ભજન....૧

મદરૂપી **મદ્યપાન** કરીરે, **પરદારા** શું નિહાળેરે;
સ્વપ્નતુલ્ય સુખ દેતી પ્રાણી, શું પડયો મોહની જાળેરે,
હરિભજન....૨.

ક્ષણ ક્ષણ રથ હસ્તિને ઘોડા; આગળ **અનુચર** ચાલેરે;
તે જન કાલતણે **કર** આવ્યા, જે બેસી ફર્યા **સુખપાલેરે**
હરિભજન....૩.

કુત્સિત કર્મ કરી ધન લાવે, નિજ કુટુંબને પાલેરે,
અંતે કો ત્હારૂં નહિ પ્રાની, જ્યારે **યમકિંકર** લઈ ચાલેરે.
હરિભજન....૪.

માત તાતને સગાં સહોદર, કો બેલી નહિ અંતકાળેરે;
દયો ભણે પારકું શું પડયું છે? તું ત્હારૂં તો સંભાળે રે.
હરિભજન...૫.

સાહયા=ઝાલ્યા. પકડયા. પરદારાઃ પારકી સ્ત્રી. મદ્ય=દારૂ. યમકિંકર=યમદૂત. અનુચર=દાસ.સેવક, કર હાથ. સુખપાલ પાલખી મેનો.

**પદ**

પદઃ–ઉપરના જોટાનું:—

હરિનામનું **નાવ** ગ્રહીને, ભવસાગર પાર ઉતરનીરે,
અનેકવાર અવતરવું મરવું, તે ભયથી તું **ટળનીરે** (ટેક)
દુર્લભ મનુષ્યદેહ પામ્યો **છે**, હાવાં હરિભજન તું કરનીરે;
ચેતીલે **નિશદિન**ગોવિન્દ ગા, પ્રેમે પ્રભુને મળનીરે.
હરિનામનું....૧.

લોભ મોહ મદ મત્સર મૂકી, **પરનિંદા પરહરનીરે**;
**અખંડ** અદ્ભુત **અવિનાશીનું**; ધ્યાન હૃદયમાં ધરનીરે.
હરિનામનું....૨.

અહંકારે તું **અંધ** થઇને, વાત કરે છે આડંબરનીરે;
પણ કાળ ખપ્પર કોઇ નહિ મૂકે, કૃષ્ણ ચરણ સ્મરનીરે.
હરિનામનું....૩.

**અશ્વગજની** મૂકી સ્વારી. ક્યાં કરે છે **ખરનીરે**;
દયો ભણે હરિચરણ તજી, ક્યાં ભ્રમણ કરે **અવરનીરે**
હરિનામનું ૪.

નાવ=હોડી, ટળની=મૂકાની. (ટળવું મૂકાવું) નિશદિન=રાતદિવસ પરનિંદા=પારકીનિંદા પરહરની=છોડી દે અંધર આંધળો, ખરની= ગધેડાની અશ્વ=ઘોડો, ગજ—હાથી, અવરની–બીજાની, ભ્રમણ=ભટકવું

પદઃ—જોટાનું:—

અનેક ભકતનાં **કામ** કર્યા પ્રભુ, **ભકતવત્સલ** તમો કાહાવોરે;
દીનદયાળ કૃપાનિધિ કેશવ, માટે દાસ કરે છે **દાવો** રે; (ટેક)

**નરસૈયાને** હારજ **આપ્યો,** સાચી ભક્તિ **જાણી** રે,
ત્રિલોચનને મન્દિર વ્હાલા, તમો ભર્યું છે પાણી રે.
અનેક....(૧)
ચન્દ્રહાસ ત્રણવાર ઉગાર્યો, વિષ ફેડી વિષયા કીધીરે;
સબરીના **બદરી** આરોગ્યા, કુબજાની અર્ચા લીધીરે.
અનેક........(૨)
પરમભક્ત પ્રલ્હાદને કાજે, **સ્થંભમાં** દર્શન દીધું રે;
વિદુરભક્તની ભાજી જમીઆ, મીરાનું **વિષ** પીધું રે.
અનેક........(૩)
**અજામિલ** બ્રાહ્મણ ઉદ્ધાર્યો, સુત ભાવે સ્મરણ કરતાં રે;
પાંડવ પંચાલીને **રાખ્યાં,** લાખાગ્રહથી બળતાં રે;
અનેક........(૪)
અનેક ભક્ત એમ ઉદ્ધારીને, ચરણકમળ પદ આપો રે;
દયો ભણે હરિ હૃદયમાં, ચરણ તમારાં સ્થાપો રે;
અનેક........(૫)

દાવો=હક્ક, બદરી=બોર, સ્થંભ=થાંભલો, વિષ=ઝેર, રાખ્યાં=બચાવ્યાં.

**રાગકાફીઃ—પદઃ-મનજી મુસાફરરે ચાલોને નિજ દેશભણી એ જોટાનું.**

મૂરખ નવ સમજ્યો રે, આ **મનુષ્યા દેહ** ધરી,
શી ગતિ થાશે રે, **વદને** વધા ન હરિ, (ટેક)
કરી કૃપા કેશવે હિત આણી, મનુષ્યદેહ તુને દીધો,
અમૂલ્ય હીરો હાથ ચઢયો, તે તેં એળે નાખી દીધો;

**અંધ** કૂપે પડિયો રે, દીપક પાણ ધરી મૂરખ........(૧)
જદપિ **જનનીઉદર** જે વાર હુતો, ત્યાં કહેતો છોડીશ્યો શ્યામ,
ક્ષણ નહિ મૂકું મુજ રસનાથી, નરહરિ ત્હારૂં નામ;
તે **દીનવાણીરે**, કયાં તું ગયો વિસરી. મૂરખ........(૨)
બાર ગમાવ્યા :બાલપણામાં, પછી પત્ની પરિવાર;
**જોબન** વીત્યું **જરા**, એમ એળે ગયો અવતાર;
મૂઢ ન સમજે રે, શું કહું ફરી ફરી. મૂરખ........(૩)
આવી **સુધા કર** તે **પરહરીને**, વિષ હળાહળ પીધું;
પ્રભુપદ સ્થાનક મૂકીને, તે યમને **નિમંત્રણ** દીધું;
ભવજલ ડૂબ્યોરે, **તું તુજ પાણકરી**. મૂરખ........(૪)
મધુ મક્ષીની પેરે રહ્યૌ શું મોહજાળમાં વળગી,
શ્રીકૃષ્ણ પદામ્બુજ આશ કરે તો, કર માયા મનથી **અળગી**:
દાસ દયો કહે છે રે, એ ચિત્ત માન્ય ખરી, મૂરખ........(૫)

વદને=મોઢે, અંધ=આંધળો, કૂપે=કૂવામાં, દીપક=દીવો, પાણ=હાથ જનની ઉદર=માના પેટમાં, દીનવાણી=ગરીબ બોકડી જેવું, પરિવાર=કુટુંબ કબીલો, જોબન=જુવાની, જરા=ઘડપણ, સુધા=અમૃત, કર=હાથ, પરહરી=છોડીને, નિમંત્રણ=નોંતરૂં, તું તુજ પાણ કરી=તું તારે હાથે કરીને, અળગી=વેગળી.

પદ:

ગ્રહે ગ્રહે મન હરિપદાંબુજ; ગ્રહે ગ્રહે મન કૃષ્ણપદાંબુજ. (ટેક)
**શ્રી વ્રજરાય નંદસુત, નરહરિ સુમરકર,**
**મન્મથ** તજ ભજ **ભવતારણ હરિ, 'રટય'** રસના શીઘ્રહે.
ગ્રહે ગ્રહે....૧.

સુરદુર્લભ દેહ મનુષ્ય ધરી, પ્રભુ ભજન કર **આત્માનુગ્રહે.**
ગ્રહે ગ્રહે....૨.

અલ્પ આયુ ગત જન્મ **પાખ્ય,** હરિયે મ્હોટો વિગ્રહ.
ગ્રહે ગ્રહે....૩.

ભવદધિ તર દયા, દીનાનાથ ભજ, સુધાર્યાં કારજ સમગ્રે.
ગ્રહે ગ્રહે....૪.

મન્મથ = કામદેવ, ભવતારણ = સંસારમાંથી તારનાર, પાખ્ય=ઓળખ, આત્માનુગ્રહે=આત્માના અનુગ્રહને માટે.

પદ:

રાગ કાફી:—મનજી મુસાફરરે ચાલોને નિજ દેશ ભણી એના જોટાનું:—

પ્રેમરસ તે પીએરે, જેહમાંરે **અનુજપણું,**
મોટાઈ ઘણી માઠીરે, સમજુ ન રાખે ક્ષણું, (ટેક)
સુંદર સ્વાદ **શર્કરા** મધ્યે, દીઠી **વેલુમાં** વેરાઇ;
હસ્તી હુતા તે હારી ખસ્યા પાછા, તેને પિપીલિકા ખાઇ;
મોટમ રખે રાખોરે, જેહું મ્હોટો બણું,
પ્રેમરસ........૧.

મ્હોટા વૃક્ષને ઘણું **વિટંબણા,** પીડાય બહુ **પેરે** કરી;
સ્વપ્ને દુ:ખ દેખે નહિરે, **દૂર્વા** સદા રહે **હરીની હરી;**
સમજુ વિચારો રે, સુખ છે શામાં ઘણું,
પ્રેમરસ........૨

એક સિદ્ધાંત સમજવા માટે, કહ્યાં સર્વ દૃષ્ટાંત,
શ્રી હરિ પણ દીનબન્ધુ કહાવે, નથી નથી મિત્ર મહાંત;
માટે દયા થાનીરે તુંતો નાહાનો અણુથી અણુ.
પ્રેમરસ........૩

અનુજપણું=નાનપણુ, શર્કરા=સાકર, વેલુ=રેતી, પિપીલિકા=કીડીઓ, વિટંબણુ=પીડા, દુઃખ, પેરે=રીતે, હરીનીહરી=લીલીછમ, મકરંદ=સુવાસ, સુગંધ, સમીપે=પાસે, ગુરુ=મોટું, નિકટ=પાસે, અણુથી અણુ=ન્હાનામાં નાનો.

પદ :

બંસીધર કાહોરે, હો બંસીવાલા;
ચક્રપાની તમે બંસીધર કાહોરે; હો બંસીવાલા. (ટેક)
બંસી તુમ્હારી સુની, ભઇ મેં દિવાની
બંસી કે સર લગા તન ઘાઓ. હો બંસીવાલા. ૧
મોર ચંદ્ર સિર મુગટ બિરાજે, કુંડલ કરન સોહાયોરે. ૨
વૃંદાવનકી કુંજગલનમેં, તનનન બંસરી બજાયોરે.
હો બંસીવાલા....૩
દાસ દયો પ્રભુ સરન તિહારે, ચરણ કમલ રસ પાયોરે,
હો બંસીવાલા....૪

સર=બાણ. ઘાઓ=ઘા, દરદ.

પદ :

મુરલી કે નાદ નાર બ્રજકી બિબસ ભઇ હો;
બંસીકે નાદ નાર બ્રજકી બસ ભઇ હો. (ટેક)
બંસરી બજાઇ નાથ, ચકિત ભયો સકળ સાથ;
બ્રજ બનિતા વ્યાકુલ, સાન બિસર ગઇ હેરી. બંસરી. ૧

બંસીકો સખી સુન્યો **સ્હોર**, બૃંદાબન આઈ **દોર**;
કદંમ છાંય ઠાડે હરિ, બંસરી બજૈ હેરી. બંસરી. ૨
બૃંદાબન રચ્યો રાસ, **બિધ બિધ** કિયો બિલાસ;
નાચત મુરલીધર, સખી મુખસે તતથૈ હેરી. બંસરી. ૩
દયા કે પ્યારે શ્રીકૃષ્ણચંદ્ર, સબકે મન કરત આનંદ;
મેં મુખપેં કહા બરનો, ગતિ ગોકુલ નિત્ય નૈ (નઇ) હેરી.
બંસરી. ૪

સાન=ભાન. સ્હોર=અવાજ. દૉર=દોડતી. બિધબિધ=જાત જાતનો

**ગરબી :**

કામણગારે કામણ કીધું રે, હો કામણગારા;
બંસીમાં કામણ કીધું રે. (ટેક)
**વેણુ** વજાડી વ્હાલે વનમાં તેડયાં, ચિત્ત ચોરીને કાંઇ લીધું રે.
હો કામણગારા. ૧
એરે મોરલીએ મ્હારૂં સર્વ **વણસાડયૂં**,
મટુકી ફોડીને **મહી** પીધુંરે.
હો કામણગારા. ૨
ઘેલી કીધી ગોકુલ નારી, મોરલીને નાદે મન વિંધ્યુંરે.
હો કામણગારા. ૩
દયાના નાથે મને દયા કરી છે, આજ સર્વે કારજ મ્હારૂં સીધ્યુંરે.
હો કામણગારા ૪

વેણુ=બંસી, વણસાડયૂ=બગાડયું, મહી=દહીં, સીધ્યું=સિદ્ધ થયું.

ગરબી:

કામણગારી ત્હારી વાંસળી, કામણ કીધું છે ભારીરે. (ટેક)
મોરલીને નાદે મન મોહી લીધું છે, મ્હારૂં શ્રી ગિરિવરધારી રે,
ઘર ધંધો ગમતો નથી, લ્હે મુને લાગી છે ત્હારી રે,
કામણગારી........૧
મોર મુકુટ શિર શોભિતો, કુંડલકી છબી ન્યારી રે,
ચતુરા ચપળ ચૂકી ઘણું ઘણું, મોહી રાધે પ્યારી;
કામણગારી........૨
મુરલીનાદ મધુરો સૂણી; ચૂકયા શ્રીત્રિપુરારી રે;
સુરનર મુનિજન મોહી રહ્યા કોણ માત્ર વ્રજનારી રે;
કામણગારી........૩
તન મન ધન અર્પણ કરૂં, ચરણે કુંજ બિહારી રે;
દયાના સ્વામી તમો શામળા જીત્યા, ને અમો હારી રે;
કામણગારી........૪

લ્હે=લગની

## શ્રી પૂર્ણપુરુષોત્તમની "આરતી"

જય જય શ્રી વ્રજરાયા, ગોપીનાથ ગિરિવર ધરા હો;
**શ્રી યશોદોત્સંગલાલિત, નંદાત્મજ** શ્રીરાધાવરા હો;
જય જય........૧
નવાંબુદાનીક ચારુ ત્રિલોક સંમોહન શ્રેયસ્કરા હો;
બર્હાપીડ વિભુનાથ મકરાકૃતિ કુંડલ સુંદરા હો;
જય જય........૨

પ્રફુલ્લરાજીવલોચન, આનન મદનાધિક મનહરા હો;
વેણુરવામૃત મોદક, ગોકુલ રસમય રસમય રસિકેશ્વરા હો;
જય જય.......૩

તિલક સુલલાટ પટલે, રાજીત કસ્તૂરી કેસરા હો;
નાસાગ્રે વર મુક્તા અમલ પ્રતિબિંબ બિંબાધરા હો;
જય જય.......૪

વક્ષ:સ્થળ કૌસ્તુભમણિ, શ્રીવત્સાંકિત શ્રી શ્રીધરા હો;
વૈજયંતી વનમાલ વૃંદા ગુંજાદિક આદરા હો,
જય જય.......૫

લસતાંગદ કંકણ કર મુદ્રિકા કટિતટ પીતાંબરા હો;
કટિમેખલા પદાંબુજ નૂપુર કલરવાદિ વિચરા હો;
જય જય.......૬

ગોપ સ્ત્રી પરિવેષ્ટિત ગાન તતથઈ શબ્દોચ્ચરા હો;
મંદ સ્મિત મધુ ભાષણ વિલોકન પરમાનંદકરા હો;
જય જય.......૭

ત્રિભંગ લલિત મનોહર અગણિત મદહર સ્મરા હો;
દ્વિભુજ સદા પ્રભુ, ગદા, પદ્મ, રથાંગાદિર્બુધ્ન ધરા હો,
જય જય.......(૮)

ભક્તાર્તિહર શરણાગતવત્સલ, હરિ અધમોદ્ધરા હો;
હરિ ઇશ્વર ભગવાન અનાદિ, અચ્યુત વિશ્વંભરા હો,
જય જય.......(૯)

વેદ વિધિ શિવ શેષાદિ વંદિત, પૂર્ણ સર્વેશ્વરા હો;
ઇતિ સ્તવ કૃષ્ણ નીરાજન સમયે યે પઠંતિ સ્ફુટ સુસ્વરાહો,
દયાનાથ સુ પ્રસીદ ભવેત્ ધ્રુવ સુરાધિ કેશ્વરા હો.
જય જય.......(૧૦)

કવિત્ત:—

દેખકેં બિલાઉ જેસેં, ન્હારકી પ્રતીતિ હોત,
આપ પ્રતિબિંબ માનું, સાંપ કાલ ભેજા હૈ;
કૃષ્ણ જુકો રૂપ જેસે, કૃષ્ણ ભકત દેખી ભાસે,
બામકો કટાછય બામ નોક કામ ને જ્યા હૈ;
બડેકિ બડાઈ લખિ જાય દેખિ નિસ્પૃહતા,
તુચ્છયપનો તૂર્ત દિખે કહેત કછુ દે જ્યા હૈ;
તેસેં એંન મેન દયારામ કહે દેખ લિજે,
કહેબેકો કાવ્ય વે તો કબિકો કલેજા હૈ. (૧)

**ટીકા:**—બિલાડીને જોતાં જેમ વાઘનું ભાન થાય છે, છબિ જોવાથી તે માણસનું ભાન થાય છે, સાપને જોવાથી કાલ આવ્યો એમ લાગે છે, શ્રીકૃષ્ણ ભક્તનાં દર્શન કરવાથી શ્રીકૃષ્ણનાં જ દર્શન કર્યાં છે એમ લાગે છે, સ્ત્રીના કટાક્ષથી કામદેવનું ભાન થાય છે, નિસ્પૃહતા જોવાથી મોટા પુરુષની મોટાઈ માલમ પડે છે, જરા માગે તો તેનું નીચપણું (હલકટપણું) માલમ પડે છે તેવી રીતે પરમ ભવદીય કવિવર શ્રી. દયારામભાઈ કહે છે કે "કાવ્ય છે તે તો કવિનું કલેજુ છે. કવિને જે કહેવાનું હોય છે તે કાવ્યમાં હોય છે. એ તમે ખાસ જોજો. કાવ્ય છે તે કવિનું હૃદય છે. (૧)

દુહાઃ—

થાશ જીતેન્દ્રિય શીઘ્ર તું, પકવ થશે તવ કામ;
શ્રીવલ્લભના નામથી, વચ શ્રી ઇચ્છારામ. ૧.

**ટીકાઃ**—પરમ ભવદીય કવિવર શ્રી. દયારામભાઇના દિવ્ય જીવનને સ્પર્શ કરતો આ દુહો છે. મહાનુભાવી શ્રી. ઇચ્છારામ ભટ્ટજીના અમૂલ્ય આશીર્વાદનું કથન છે. શ્રી. ઇચ્છારામ ભટ્ટજી આશીર્વાદ આપતાં પુષ્ટિ સંપ્રદાયની મુખ્ય ચાવીનાં દર્શન કરાવે છે, શ્રી. ઇચ્છારામ ભટ્ટજી શ્રી. દયારામભાઇને કહે છે કે "શ્રીમદ્ વલ્લભાધીશનાં અખંડ નામસ્મરણથી તું જીતેંદ્રિય બનીશ ને તારા બધાયે મનોરથો સિદ્ધ થશે.

દોહાઃ—

કહા બરનો ગુનગાથ, મો પર કહે આવત નાંહિ;
દયા પ્રિતમકે નાથ, પ્રેમ પ્રીત રસબસ ભયે. ૧.

**ટીકાઃ**—હે પ્રભુ! આપના ગુણનું ક્યાં સુધી વર્ણન કરૂં. મારાથી કશું કહી શકાતું નથી. દયારામભાઇના પ્રિતમ શ્રીકૃષ્ણ-ચંદ્ર–પ્રેમરસમાં મગ્ન બની વશ થઇ ગયા. ૧

દોહાઃ—

દયા પ્રિતમ ચાત્રક ભયે, હરિ રસ પિયો અઘાય;
બિપ્રદાસ રણછોરકો, સો રસ દીનો પ્યાય. ૨

**ટીકાઃ**—પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઇ પ્રભુ સાથે થએલા સંયોગરસનું વર્ણન કરે છે. શ્રીદયારામભાઇ પોતે ચાતક બન્યા છે ને ધરાતા સુધી હરિ–રસ પીધો છે. એ રસભર્યા રસનું રસપાન કરી પોતાના કૃપાપાત્ર પટ્ટશિષ્ય જોશી રણછોડજી હરિભાઇને

અમીરસ ઝરંતી આંખલડીએ નિહાળી એજ સોહામણા રસનું રસપાન અખંડ કરાવ્યું છે તે આ દોહામાં કહ્યું છે. પરમભગવદીય કવિવર શ્રીદયારામભાઈની પોતાના પટ્ટશિષ્ય રણછોડભાઇ પર કેવી કૃપા હતી તે સહજે સમજી શકાશે. આ પ્રસંગે મને જણાવતાં ઘણોજ આનંદ થાય છે કે એ મહાનુભાવી ભગવદીય શ્રીદયારામભાઈની સંપૂર્ણ કૃપા બળથી રણછોડભાઇએ ઘણાંયે પદ, કીર્તનો રચ્યાં છે. જે કોઇ પ્રસંગે જનતા સમક્ષ મૂકીશું.

ગરબી:—

શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ શ્રીજી, શ્રીયમુના શ્રીનવનિતપ્રિયજી;
સેવા કરો આનંદમાં ભીંજી, તો રીઝશે શ્રીગોકુલપતિજી. ૧
દૃઢાશ્રય શ્રીમહાપ્રભુનો રાખો, [1]**અષ્ટાક્ષર** [2]**નિશદિન** મુખે ભાખો;
[3]**અસમર્પિત વસ્તુ રખે ચાખો,** રાખો શ્રીગુરુચરણે રતિજી. ૨
ભગવદીયોનો સત્સંગ કરજો, દયા સર્વ પ્રાણી પર ધરજો;
વૈષ્ણવની રીતે અનુસરજો, ધરજો ટેક ધણી એકનો જીરે. ૩
હરિ ગુરુ વૈષ્ણવ સરખા લેખો, [4]**ભિન્ન**ભાવ હૃદે નવ દેખો;
દાસપણું ત્રણેનું ગ્રેહેજો, તન મન ધન વિવેકશુંજી. ૪
પુલકિત તને હરિના ગુણ ગાજો, કપટ દંભ થકી [5]**અળગા થાજો;**
દુષ્ટ સંગ થકી દૂર **પળાજો,** [6]**ન્હાજો** પદરજ હરિભક્તનીરે. ૫
દીનતા ભાવ અંતરનો સ્નેહ, પ્રભુ પ્રસન્નતાનું કારણ છે એહ;
નિશ્ચે માનજો નહિ સંદેહ, તો દેહ દમો શા કારણેરે? ૬
મનુષ્યજન્મ મહાદુર્લભ જાણો, તેથી દુર્લભ હરિના ચરણ પ્રમાણો;
એ બેઉ પામી સેવા સુખમાણો, તો જાણો જીત્યા આ જક્તમાંરે. ૭

૭**શ્રીવલ્લભપ્રભુ** મ્હારારે સ્વામી, પ્રાણ જીવનધન અંતર્યામિ;
અક્ષર બ્રહ્મતણા એ સ્વામી, તેમને દાસ દયો જાય વારણેરે. ૮

૧ અષ્ટાક્ષર="श्रीकृष्णः शरणं मम". ૨ નિશદિન=રાતદિવસ. ૩ પ્રભુને સમર્પણ કર્યા વગર કશું લેશો નહિ. "असमर्पितवस्तूनां-तस्माद्वर्जनमाचरेत्" અસમર્પિત વસ્તુનો ત્યાગ કરવો. શ્રીમહાપ્રભુજી સિદ્ધાંત રહસ્ય. (૪) ૪ ભિન્ન=જૂદો. ૫ અળગા=વેગળા. ૬ ન્હાજો=સ્નાન કરજો. ૭ શ્રીવલ્લભપ્રભુ=શ્રીમહાપ્રભુજી.

**નામધ્યાની:**

જયજય શ્રીગોપીજન વલ્લભ, જયજય શ્રી.ગોવર્ધનધારી ૧.
જય યમુના શ્રીગોવર્ધન નાથ, મહાપ્રભુ શ્રી વિઠ્ઠલ નાથ. ૨.
રાધે રાધે ગોવિંદા રાધે, રાધે રાધે ગોવિંદા રાધે ૩.
સદા રસના રટીએ અબાધે, રાધે કૃષ્ણ ગોવિંદા રાધે ૪.
સદા રસનાએ રટી આરાધે, રાધે રાધે ગોવિંદા રાધે ૫.
જમુના કે તીરે બજાવે બેનુ, હો બેનુ,
ગોવાલકી સંગ બજાવે બેનુ, હો બેનું. ૬.
જયશ્રી વલ્લભ, જયશ્રીવિઠ્ઠલ, જય શ્રી યમુના શ્રીનાથજી
કલિયુગના તો જીવ ઉદ્ધાર્યા, મસ્તક ધરીઆ હાથજી. ૭.
આગળ પાછળ ગો બિરાજે; વચમાં મારો નાથજી;
મોર મુકુટ પિતાંબર **સોહે,** મોરલી શોભે હાથજી ૮.
વૈષ્ણવ જન પર કૃપા કરીને,દેજો વ્રજમાં વાસજી. ૯.
જયશ્રીગિરિધર, જયશ્રી ગોવિંદ જયશ્રી બાલકૃષ્ણજી;
જયશ્રી ગોકુલપતિ, જયશ્રી રઘુપતિ, જયશ્રી જદુપતિ
ઘનશ્યામજી ૧૦,

શ્રી ગોકુલવારે નાથ, મેરી દોરી **તુમારે** હાથજી ૧૧.
જય યમુના શ્રીગોવર્ધનનાથ, મહા પ્રભુ શ્રીવિઠ્ઠલનાથ ૧૨.
જયજય શ્રી ગોકુલેશ, લેશ ના રહે કલેશ ૧૩.
શ્રીવલ્લભ જુગ જુગ રાજ કરો, શ્રી વલ્લભ જુગ જુગ રાજકરો
ક્ષણક્ષણ પળપળ સ્મરણ કીજે, નામ નિરંતર લીજેજી; ૧૪.
ચરણ શરણ રાખે મ્હારો વ્હાલો, શ્રી ગોકુલ અવતરીએજી ૧૫
શ્રીગોકુલમાં તો વાસો વસીએ, સંત સુજાતિમાં રહીએજી ૧૬
શ્રીવલ્લભ શ્રીવલ્લભ મુખથી કહીએ, તો ભવસાગરથી તરીએજી;૧૭
નિત્યપ્રતિ રમણરેતીમાં રહીએ ગુલાબ છડી દર્શન કરીએજી ૧૮
જે દર્શન બ્રહ્માને દુર્લભ, તે અપને નેંનન કરીએજી ૧૯
શ્રીવૃંદાવન ગોવર્ધનવાસી, રાધા માધવ સુંદર શ્યામ;
હરિદાસ હરિજનકો સેવક, દર્શન દીજે આઠો યામ ૨૦
શ્રીરાધારમણ શ્રીગિરિધરલાલ; શ્રીમહાપ્રભુ શ્રીવિઠ્ઠલ દીનદયાળ૨૧
ગોપી ગોવિંદ રાધે ગિરિધારી, શ્રીરાધિકા રમણ રાસ બિહારી;
ગોપિ ગોવિંદ રાધે ગિરિધારી; વૃંદાવનચંદ નિકુંજ વિહારી ૨૨
હે શ્રીવલ્લભારે, શ્રીવિઠ્ઠલારે, મહાપ્રભુ ગિરિવરધારી;
શ્રીપ્રભુ ગિરિવરધારી, શ્રીહરિકુંજવિહારી ૨૩.
હે શ્રીમહાપ્રભુરે, શ્રીનાથજીરે, જમુને મહારાની રે,
યમુને પટરાણીરે;
હે શ્રીનાથજીરે, શ્રીમહાપ્રભુરે, યમુને પટરાણીરે,
યમુને પટરાણીરે ૨૪.

ભગવદ્ નામ ધ્વનિઓ:—

શ્રીગુરુ વલ્લભ વિઠ્ઠલ ગિરિધર ગોવિંદ બાલકૃષ્ણ ગોકુલપતિ
૧ ૨ ૩ ૪ ૫ ૬
રઘુનાથ યદુનાથજી શ્રીઘનશ્યામજી. ૧
૭ ૮ ૯

મહાલક્ષ્મી રૂક્મિનિ પદ્માવતી ભામિનિ રાણીજી;
૧ ૨ ૩ ૨ ૪
કમલા પાર્વતી જાનકી મહારાણી કૃષ્ણાવતીજી ૨
૫ ૬ ૭ ૮ ૯

**તા.** ક.—નં. (૧) ની નામધ્વનિમાં શ્રીમહાપ્રભુ, શ્રીમત્પ્રભુચરણ ને સાતે લાલનાં નામો છે. નં. (૨) ની નામધ્વનિમાં શ્રીમહાપ્રભુ, શ્રીવિઠ્ઠલનાથજી ને સાતે બાલકોનાં વહુજી મહારાજનાં નામ છે. શ્રીમત્પ્રભુચરણને બે વહુજી હતાં—રૂક્મિની ને પદ્માવતી.

શ્રીલક્ષ્મીજીબેટી જૂ સત્યભામાજી,
૧ ૨
શોભા યમુના કમલા દેવકા નામ. ૩
૧ ૨ ૩ ૪

**ટીકા:**—શ્રી લક્ષ્મીજી ને સત્યભામાજી એ શ્રીમહાપ્રભુજીના જ્યેષ્ઠ પુત્ર શ્રી ગોપીનાથજીની પુત્રીઓ છે. શ્રીલક્ષ્મીજીને શ્રીનવનીતપ્રિયાજી પ્રત્યક્ષ હતા. સત્યભામા દયાનાં સાગર હતાં. શોભા, યમુના, કમલા ને દેવકા એ શ્રીવિઠ્ઠલનાથજીની બેટીજી છે.

શ્રીદામોદરદાસ સૂર પરમાનંદ કુંભન કૃષ્ણદાસ નંદદાસ
૧ ૧ ૨ ૩ ૪ ૫
ચત્રુભુજ ગોવિંદસ્વામી છીતસ્વામી. ૪
૬ ૭ ૮

**ટીકા:**—શ્રી દામોદરદાસજી મધ્યાસ્વરૂપ, પુષ્ટિ સૃષ્ટિ અગ્રેશ શ્રી લલિતાજીનું સ્વરૂપ છે. અષ્ટ સખાઓનાં નામ આપ્યાં છે.

શ્રીબલ્લભ બંસ સકલ દામોદરદાસ,
સખા **અષ્ટ** ભક્ત ચોર્યાસી દોસેબાવન;
**આદિ** સકલ સૃષ્ટિ વલ્લભી, સૃષ્ટિ વલ્લભી. ૫

ટીકાઃ—શ્રી મહાપ્રભુજીનો બધોવંશ, શ્રી દામોદરદાસજી, અષ્ટસખા, ૮૪ ને ૨૫૨ ભગવદીયો.

આદિ સકલ સૃષ્ટિ વલ્લભી, સૃષ્ટિ વલ્લભી શ્રીજી નવનીત પ્રિય,
૧ ૨
મથુરાધિપ વિઠ્ઠલેશ દ્વારિકેશ ગોકુલેશ ગોકુલેન્દુ
૩ ૪ ૫ ૬ ૭
મદનમોહન બાલકૃષ્ણજી શ્રીનટવરજી. ૬
૮ ૯ ૧૦
શ્રીયશોદાજી નંદરાય કીરતિ વૃષભાનુ સુતા વસુદેવ દેવકીજી;
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
રોહિણી શ્રીકૃષ્ણચન્દ્ર બલદાઉજી **વ્રજભક્ત મંડલી**. ૭
૮ ૯ ૧૦ ૧૧
શ્રીરૂક્ષ્મણિજી જાંબુવતી સત્યભામા કાલિન્દી મિત્રવિંદા
૧ ૨ ૩ ૪ ૫
સત્યાજી ભદ્રાજી લક્ષ્મણાજી રોહિણી **શત સોળ સહસ્ર**
૬ ૭ ૮ ૯
યદુકુલપતિ કૃષ્ણચન્દ્ર દ્વારિકાધીશ શ્રીમદ્ દ્વારિકાધીશ. ૮

**તા.** કઃ—અષ્ટ પટરાણી ને સોળ હજાર સ્ત્રીઓના પતિ દ્વારકામાં લીલા કરતા શ્રીકૃષ્ણચન્દ્રની નામધ્વનિ છે.

અક્ષરાદિ નારાયણ, ભગવદવતાર, સકલ વ્યૂહ, ભક્ત ગોપીજન,
રમા શેષ ગંગાજી, શિવ અજ નિગમાદિ ધર્મ, ધર્મી શ્રીકૃષ્ણ,
સકલ સુર શિરપતિ, જક્ત શિર પતિ. ૯

અજ=બ્રહ્મા, નિગમાદિ=વેદ વગેરે.

શ્રીવ્રજપુર ગોલોક, આદિ વૃંદાવન દ્વારિકા, શ્રી વ્યાપિ વૈકુંઠ ધામ,
રાધિકાપતિ શ્રીગોપિકા પતિ. ૧૦.

શ્રી દામા (સીદામા) સુબાહુ, સુબલ કૃષ્ણાર્જુન, તોક
ઋષભ વિશાલ—
સુ તેજસ્વીન, દેવપ્રસ્થ, વરૂથ્ય રૂથ્યપાદિ, મધુ મંગલ ભોજ,
**સખા**—કૃષ્ણ ચન્દ્રકે, બલ સઉ કૃષ્નકે. ૧૧.

લલિતા સખિ, વિશાખાદિ, ચંદ્રભગા તુંગભદ્રા, સંધ્યાવલિ,
તુલસી શ્યામા ભામા ચંદ્રાવલી રાધા શ્રીયમુનાજી મુખ્ય
સ્વામિની-શ્રી કૃષ્ણ ભામિનિ. ૧૨.

શ્રીયમુના **હરિદાસ વર્ય**, સખી સખ, ગોપી ગ્વાલ,
તરુવર પક્ષી ગો ભૂ-લીલા સામગ્રી સકલ કૃષ્ણ રાધે
શ્રી કૃષ્ણ રાધે હરિદાસ વર્ય-શ્રી ગિરિરાજજી. શ્રી ગોવર્ધન.

**શ્રી હરિનામ ધ્વનિઓઃ—**

રટ રંગીલો ઘનશ્યામ રે, રાધે રાધે;
મોરલીમાં પ્યારીજીનું નામરે, રાધે રાધે;
ગોવિંદ રાધે, ગોપાળ રાધે, રાધે રાધે.
રટ રંગીલો ઘનશ્યામરે........૧

કીરતીકુમારી વૃષભાન દુલારી, શ્રી કૃષ્ણ ઠરવાનો ઠામરે,
રાધે રાધે, ગોવિંદ રાધે, ગોપાળ રાધે રાધે રાધે,
રટ રંગીલો ઘનશ્યામ રે.......૨

શ્રી મહાપ્રભુ દીનદયાળ, રાધે રાધે;
શ્રી મહાપ્રભુ મદનગોપાળ, રાધે રાધે;
રટ રંગીલો ઘનશ્યામરે.......૩

શ્રીકૃષ્ણ શરણં મમ, જય જય, શ્રીકૃષ્ણ શરણં મમ. ૧.
શ્રીવલ્લભ શરણં મમ, શ્રીવિઠ્ઠલ શરણં મમ. ૨.
જે જે જસોદા નંદનકી જે, પ્રાણ પ્યારેકી જે માયામત
ખંડનકી જે, દુષ્ટદલનિકંદનકી જે, પુષ્ટિ પથ મંડનકી જે,
અષ્ટસખાકી જે, ચોરાસી વૈષ્ણવકી જે, બસો બાવનકી જે,
શ્રી વલ્લભકુલ પરિવારકી જે, અપને અપને ગુરૂદેવકી જે. ૩.

શ્રી રાધિકા ગોવિંદ, જય જય, વાસુદેવ ગોવિંદ;
વાસુદેવ ગોવિંદ, જય જય, રાધે કૃષ્ણ ગોવિંદ;
જય જય પૂર્ણ પરમાનંદ, જય જય પૂર્ણ પરમાનંદ;
જય જય શ્રી બ્રજકે ચંદ, જય જય શ્રી બ્રજકે ચંદ;
જેની મોરલી મોહક ફંદ, જય જય મોરલી મોહક ફંદ;
જય જય શ્રીગોપીજન ગોવિંદ; જયજય શ્રીગોપીજન ગોવિંદ;
માધવ મોહન પૂર્ણાનંદ, રાધારમણ ગોકુલચંદ ૪.
વાસુદેવ હરે, જય જય, રાધે કૃષ્ણ હરે,
શ્રીરામ કૃષ્ણ હરે, જય જય વાસુદેવ હરે, ૫.
રાધે ગોવિંદ, શ્રીરાધેગોવિંદ, માધવ મુકુંદ, શ્રીઆનંદ કંદ;
પૂર્ણ પુરુષોત્તમ, રાધેગોવિંદ, આનંદ કંદ પ્રભો રાધે ગોવિંદ;
વૃંદાવનચંદ્ર, શ્રી રાધેગોવિંદ, વિશ્વ વંદ્ય, શ્રી રાધેગોવિંદ,
સર્વ પૂજ્ય, શ્રીરાધેગોવિંદ, અતિ પૂજ્ય શ્રીરાધેગોવિંદ;
અખિલાનંદ, શ્રીરાધેગોવિંદ, નિત્ય પૂજ્ય શ્રીરાધેગોવિંદ;
વ્રજાનંદદાયી, શ્રીરાધેગોવિંદ, નટવર નાગર શ્રીનંદાનંદ;
શ્રીકૃષ્ણચંદ્ર, શ્રીરાધેગોવિંદ, ગોપીજનવલ્લભ શ્રીવ્રજેન્દ્ર;

ત્રિગુણાતીત. શ્રી રાધે ગોવિંદ, પરાત્પર, શ્રીરાધેગોવિંદ,
અક્ષરાતીત, શ્રીરાધેગોવિંદ, કાલમાયાતીત, શ્રીરાધેગોવિંદ;
સર્વાતીત, શ્રીરાધેગોવિંદ, અગણિતાનંદ, શ્રીરાધેગોવિંદ ૬.
નટવર નંદકુંવર અલબેલા, છેલ શામળારે;
નટવર નંદકુંવર અલબેલા, સુંદર શામળારે;
હો સુંદર શામળારે, પૂરણ સૌ કળારે; ૭.
દુસ્સ્વભાવથી જીતાડો, દુર્મતિટાળો માજી;
શ્રીગોપીજન વલ્લભ અતિવલ્લભ, મુને કરો શ્રીયમુનાજી ૮.
પતિતપાવન અધમોદ્ધરણ, શરણાગતવત્સલ શ્રીજી;
દીનબંધુ હરિ કરૂણાસિંધુ; નંદકુંવર નવનીત પ્રિયજી ૯.
માહારી સમૂલ **અવિદ્યા** ટાળો, ઝાલો હાથજી;
ટાળો **પ્રપંચ** પ્રીતિ, વ્હાલા થાઓ વ્રજનાથજી ૧૦.
અવિદ્યા–માયા. પ્રપંચ–સંસાર.
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ કૃષ્ણ ગિરિવરધારી શ્રીજી;
સદા સર્વદા રસના રટોની હમારી શ્રીજી. ૧૧.
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ કૃષ્ણ ગિરિધરલાલ;
રાખો ચરણ શરણ મુને, કરી અતિ વાહાલ ૧૨
કૃપા કરો કેશવકંસ અરિ, દામોદર માધવ કૃષ્ણહરિ. ૧૩.
જે જે શ્રીગોકુલેશ, લેશ ન રહે કલેશ. ૧૪.
જે જે શ્રીગોકુલેશ, ટાળો તનમન કલેશ, ૧૫.
ગોપીનાથ ગોકુલેશ, ગોકુલપતિ ગિરિધારી;
શ્રીજી લલિત ત્રિભંગી, બલિહારી. ૧૬.

ગિરિધર ગોપાલારે, કેશવ કૃષ્ણ
કમલદલ લોચન, ગિરિધલ ગોપાલારે. ૧૭.
જે જે (જય જય), પરબ્રહ્મ શ્રીગુરુ કૃપાળ;
**મજલા કરૂણા કુરૂ.** ૧૮

મજલાં કરૂણા કુરૂ=મારા પર કૃપા કરો.

જય જય શ્રીગોપીજન વલ્લભ, જય જય શ્રીગોવર્ધનધારી.૧૯
જય જય ગોવિંદ પ્રભુ, ભજો જય જય ગોવિંદ;
રાધે ગોવિંદ ભજો, રાધે ગોવિંદ.
માધવમુકુંદ ભજો, રાધે ગોવિંદ;
રાધે ગોવિંદ રટો, ગોપી ગોવિંદ.
ગોપી ગોવિંદ ભજો, રાધે ગોવિંદ;
પૂર્ણ પરમાનંદ પ્રભુ, રાધે ગોવિંદ.
આનંદ કંદ પ્રભુ, રાધે ગોવિંદ;
વૃંદાવનચંદ ભજો, રાધે ગોવિંદ.
રાધારમણ પ્રભુ, રાધે ગોવિંદ;
રાસવિહારી પ્રભુ, **રાધે** ગોવિંદ. ૨૦

છપે:

શ્રીગુરુ શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ શ્રીકૃષ્ણચન્દ્ર,
શ્રીગોપીજનવલ્લભ શ્રીરાધાવર વ્રજેન્દ્ર;
શ્રીનારાયણ કેશવરામ હરિ ગિરિવરધર,
શ્રીયમુનાપતિ ગોવિંદ પ્રભો ગોપાળ કૃપાકર.
શ્રીપુરુષોત્તમ માધવ વિભો દામોદર નવનીતપ્રિય,
ગ્રહી હસ્ત, નાથ કરૂણા કરો, દાસ દયો જાણી સ્વકીય. ૧

ગરબીઃ—

મળીઆ મોહન જમુનાંતીર, સહિયેર કર્યું કામણ મુજનેરે;
મુને ભરવા નાં દીધું **નીર**, શી વાત કહું તુજને. (ટેક)
રૂપરસિક છેલનું, ચંચળ **નેંન** રસાળ;
ચિત્તચોર્યું ચતુરાઈથી, આવી ઓચીંતું કીધું છે આળ.
સહિયેર....(૧)
મુને **અડપલું** કરી પૂછિયું, શું છે તાહારૂં નામ;
પણ કાલે મળજો માનુનિ, તેથી છે વળી તાહારૂં કામ.
સહિયેર....(૨)
કરિ હસવું ગયા વનમાંહ્ય, પણ વાંસલડી છે પાસ;
તારૂણી વ્યાકુળ થઇ વ્હાલા વિના થઇ છું નિરાશ.
સહિયેર....(૩)
તુજને તે બાઈ ઓળખે; માટે મુજને મેળવ;
નીકર મ્હારો જીવ જશે, જીવાડવી હોય તો તેડી લાવ.
સહિયેર....(૪)
દાસદયાના છો હરિ તમો, રૂવે રૂવે ભરપૂર;
ગોવિંદ **વિણ** ગમતું નથી, એના સરખું નથી રે ચતુર.
સહિયેર....(૫)

નીર=પાણી, નેન=આંખ, અડપલું=અટકચાળું, વિણ=વગર.

ગરબીઃ જોડાની—

હે **અલિ!**, સાંભળ, ઘેલિ કહું વાત,
એનો વિશ્વાસ શું આણો ?
ઘણું **તલખું** દિવસને રાત, એનો વિશ્વાસ શું આણો ? (ટેક)

જેહને વીતિ હોય તે જાણે, પેલી નાખે **ફંદમાં;**
પછે ન જૂવે **પેર;** એકે જગાયે નવ ઠર્યો, **એ તો જાય ઘેર ઘેર.**
એનો વિશ્વાસ શું આણે ? ૧
જ્યમ **નવિ નાલે** ભમરો, એને હવિ ટેક;
**વિચિક્ષણ** સરખો વ્હાલમો, **એનાં રૂપે મોહ્યાં અનેક.**
એનો વિશ્વાસ શું આણે ? ૨
અમને પ્રાણેશે આતુર કર્યા, **દિન રજની** નહિ ચ્હેન;
નાંમળ્યો નટવર ફરી, મ્હારાં તલખી રહ્યાં છે રે તન.
એનો વિશ્વાસ....૩
પણ કો જાણે એહને, એ'નો ખેલ કળ્યો ન જાય;
પ્રાણ તરછોડી ગયો ત્રિકમે, વાંક ભાવ એનો નવ થાય.
એનો વિશ્વાસ....૪
પ્રાણ દયાના છો હરિ તમો, શી શિખામણ દેઉં;
ત્હારાયે મળે **જે** હું **મળું**, રંગ રસિયા તે સાથે લેઉં.
એનો વિશ્વાસ....૫

અલિ=સખિ, તલખુ=તલસુ-તરફડું, ફંદ=ફાંસો-જાળ-પાશ, પેર=યુક્તિ-રસ્તો, નવિ=કમળ, વિચિક્ષણ=ચતુર, નાલ=ડાંડો, દિન=દિવસ, રજની=રાત, તન=શરીર, ત્હારાયે=તારા થકીજ.

ગરબી: જોટાની—

જઇ વસીઆ મોહન મધુપુર, મિજાજી મૂળગા ફરી નવ આવ્યા;
દેખી કુબજા થયા ચકચૂર, માટે સંદેશા ના કહાવ્યા. (ટેક)
કરીએ તો ડરીએ નહિ, **પરમપ્રેમ** રસની રીત;
ચતુર શિરોમણિ જાણીને, વ્હાલા તમશું બાંધી છે પ્રીત.
મિજાજી મૂળગા....૧

દીઠું હેત હૈયાતણું, અણુસમજ્યુ અથડાય;
મથુરાંની નારી તણી, વળી ગતિ અમસરખી થાય.
મિજાજી મૂળગા....૨

એકવાર દેખું દયાળને, તો માંને મુજ મન;
જૂઠાને ઠેઠ પહોંચાડવું રે, સ્વામી શીદને આપ્યૂં વચન.
મિજાજી મૂળગા....૩

વાર્યૂં નાં કરો કોઈનું, ત્હેને વાધ્યૂ દુઃખ;
વ્હાલા કાજે તજ્યાં; તૃષા ને ભૂખ.
મિજાજી....૪

દાસ દયાના પ્રિતમજી, કઠણુ ઘણું છે કામ;
સ્વપ્ને દર્શન દે નહિ રે. જોગી ભોગી ધરે ત્હારૂં ધ્યાન.
મિજાજી....૫

વાર્યૂં=સારૂં, બાધું=બધું.

પદ: રાગ કાફી જંગલો—

વ્રજ લાડીલાને ખમ્મા રે ખમ્મા ખમ્મા,
મ્હારા વ્હાલાજીને, ખમ્મા રે ખમ્મા ખમ્મા;
જ્હેનું સ્વરૂપ દીસે છે, અનુપમ્મા,
તે લાડીલાને ખમ્મા રે ખમ્મા ખમ્મા.

જ્હેનું સર્વ દીસે છે અનુપમ્મા,
તે વ્હાલાજીને ખમ્મા રે ખમ્મા ખમ્મા.
પ્રાણપ્યારાજીને ખમ્મા રે ખમ્મા ખમ્મા;
જસોદાના જીવણજીને ખમ્મા રે ખમ્મા ખમ્મા. (ટેક)

વેદસરીખા જ્હેનો ભેદ ન જાણે, **સ્તવે** શેષ સદાશિવ બ્રહ્મા.
તે વ્હાલાજીને ખમ્મા રે ખમ્મા ખમ્મા. ૧
લોચનના શૃંગાર રસિકજન, પ્રાણજીવન ધન રમ્મા;
જ્હેનો સેવક ધ્રુવ, તેની **સૂર શશી આદ્યે,**
સર્વ કરે છે પરિક્રમ્મા.
તે વ્રજલાડીલાને ખમ્મા રે ખમ્મા ખમ્મા. ૨
અક્ષર આદ્ય નિરંજન તેથી પર પૂર્ણ પુરૂષોત્તમ્મા;
એને મૂકી જે બીજાને ભજે છે તે અભાગીઆ અધમોધમ્મા.
તે વ્રજલાડીલાને....૩
સદ્‌ગુણસાગર નટવરનાગર, જે'ને ન કોઈની તમ્મા;
રાધિકા-રમણ શ્રીગોપીજનવલ્લભ, દાસ દયા પ્રીતમ્મા.
તે વ્હાલાજીને....૪

અનુપમ=ઉપમા ન આપી શકાય તેવું, સ્તવે=સ્તુતિ કરે છે, આદ્યે=વગેરે, સૂર=સૂર્ય, **શશી**=ચન્દ્ર, તમા=દરકાર.

**દોહો :**

સબ હરિ કર્તા, જીય ન કછૂ, જાનત ખલુ મ્હાજન;
દયા તહુ નિશદિન રહે, ચિન્તાકારન કોંન. (૧)

**ટીકા**:—આ દોહો શ્રીહરીચ્છાપર છે. ભગવદિચ્છા પ્રમાણે બધું બને, શ્રીહરિ બધાના કર્તા છે. જીવ કશું કરતો નથી. મોટા પુરૂષો ખરેખર આ પ્રમાણે જાણે છે. શ્રીદયારામભાઈ કહે છે કે હે જીવ! ત્યારે તું રાતદિવસ શા માટે ચિંતાતુર રહે છે, ત્હારે ચિંતા કરવાની શી જરૂર છે. (૧)

## રાગ સારંગ: હોરી—

સખી આ જોની રે, એ'ની આ જોની,
લાલે રે ગુલાલે મ્હારી આંખ ભરી. (ટેક)
આંખ ભરી, મેં નવ જોવાયૂં, ત્યારે રહી હું ડરીને;
મનમાન્યૂં તે કીધું એણે, વળગ્યા ઝૂમી કરીને.
સખી....૧
મેં વાર્યા, વ્હાલમ નાં માન્યૂં, સમજી રસ નાં લીધો;
એક દિવસમાં સૌ સુખ સાંત્યૂં, જગત્ ભવાડો કીધો.
સખી....૨
ઉર મુખ ઢાંકયૂં ક્ય્હાં લગી રહેશે, **દુરીજન ગુરૂજન** જોશે;
કાલે રમવા નહિ જવાય મેં, ત્યારે શી ગત હોશે.
સખી....૩
સખી કહે ચિન્તા તજ ચિત્તથી, આપણુ નિત્યે જઇશેં;
કહેનારા કહીને શું કરશે, નફ્ટ નિર્લજ થઇશેં.
સખી....૪
જે સુખને **કમલા** તરસે છે, તે તું સેહેજે પામી;
ઝખ મારે છે જગત્, માણુ તૂં દાસ દયાનો સ્વામી.
સખી....૫

દુરીજન= દુષ્ટ માણસો, ગુરૂજન=વડીલો, કમલા=લક્ષ્મીજી.

## રાગ સારંગ: જોટાની હોરી—

**શ્રીરાધા—**

**મુજને** અડશોમા, આઘા રહો અલબેલા છેલ, અડશો મા. (ટેક)
અંક ભર્યાના સમ ખાઓ તો અધરતણો રસપાઉં; લાલ;
પણ નંદકુંવર કાળા છો અડતાં હું કાળી થઈ જાઉં; લાલ.
માટે અડશો મા....૧

**શ્રીકૃષ્ણ—**

તું મુજ અડતાં શ્યામ થાશ, ત્યારે હું કયમ નહિ થાઉં ગોરો;
ફરી મળતાં રંગ અદલાબદલી, મુજ મોરો તુજ તોરો,
વામા વઢશો મા, મળ્યા વિના નહિ ચાલે.
વામા વઢશો મા....૨

**શ્રીરાધા—**

કાળી થયાનું કષ્ટ નથી પણ લગન લોકમાં ઠરશે; લાલ;
આ લઘુ વયમાં લાંછન લાગ્યાથી, બીજો વર કયમ વરશે, લાલ.
માટે અડશો મા....૩

**શ્રીકૃષ્ણ—**

બીજા વરનું કામ કશું છે, હું વર તું વહુ ધન્યા;
જ્હેનું લાંછન તે'ને વરીએ, એમાં શાંનો અન્યા.
માટે વઢશો મા....૪

સુણી એમ હરિવદની હસી લેટ્યાં, પ્રતિઉત્તર નાં દીધો;
હોળીની હાંસી મીસે (મીસ), દયા પ્રીતમ બેઉ (બે) આનંદ લીધો.
માટે અડશો મા....૫

હોરી—

આતે રે આતે શું લાલ, લોકડીઆં દેખે છે;
પેલાં દુસીજનીઆં દેખે છે, પેલાં સાસરીઆં દેખે છે,
આતે રે આતે શું લાલ. (ટેક)

આડે દહાડે જોર નાં ફાવ્યું, આજ હોળીનું ટાણું;
ઘણા દિવસની **ગુજરી** રીસ, તે ઊકેલો જાણું.
લાલ, લોકડીઆં દેખે છે, આતે રે આતે. ૧

જે કહેશો તે હા છે હાવાં, ના માન્યૂં તે ચૂકી;
ઓ'રો આવો કહુ કાનમાં, મ્હારા સમ દ્યો મૂકી,
લાલ લોકડીઆં દેખે છે, આતે રે આતે. ૨

શું કરૂં જો હું આવી સોપટે, મ્હારૂં જોર નાં ફાવ્યૂં;
દયા પ્રીતમ મુને કાયર કરીને, તોબા ખત લખાવ્યૂં.
લાલ લોકડીઆં દેખે છે, આતે રે આતે. ૩

લોકડીઆં=લોકો, ગુજરી=ભૂલેલી, ઓરો=પાસે, સોપટે=કબજામાં.

## હોરી: જોટાની—

મત ડારોરે ગુલાલ, આંખલડાં ખટકે છે. (ટેક)
આંખલડાં ખટકે છે, રંગત સુંદરડી ચટકે છે;
કેસર ભીની દેખી મોસોં, નાવલીઆ અટકે છે.
મત ડારો....૧

દુરીજનીયારા ડરસોં મોકોં મન થોરો છટકે છે;
દયા પ્રીતમ હીયરો તો મોકોં ઠાલોરે ભટકે છે.
મત ડારો....૨

## હોરી—

સઇયાં નંદમહુરજુકે મેહેલ મચી ધુમ, રસીઓ જુ ખેલે હોરી;
આજ મદમાતો જુ ખેલે હોરી, સઇયાં. (ટેક)
ઊતતેં આઈ બૃષભાનનંદની, સંગ સખીન મીલી ટોરી;
આય અચક પકરે મનમોહન, એસી કરી બરજોરી.
આજ....૧

તાલ મૃદંગ ઝાંઝ ડફ ખંજરી, બાજર બાજે ટકોરી;
અબીર ગુલાલ રંગ ઝડ બરખે, વાંહાં કેસર ગાગર ઢોરી.
આજ....૨

કમલનેંન-માર મચ્યો હૈં પરસ્પર, મોહન ભાનકિશોરી;
અસો નિરંતર દયાકે **દૃગનમેં**, રસ ઉન્મદ યહ જોરી.
આજ....૩

કમલનેંન માર= } નેત્રના કટાક્ષનો માર, દગન=આંખ.
કમલન માર = }

## હોરી—

પિયાજીરે કેસે હોરી **ખેલો,**
આજ મોકું જીતો તો જાઉં બલિહારી,
લલાજીરે કેસેં હોરી **ખેલો**. (ટેક)

કાલ અચક તુમ જીત ગયે, હમ જાંને નહીં બનવારી;
અબકેં આવો તો મરદ બદુ લાલા, એંસી મારૂં **પી**ચકારી.
લલાજી....૧

માર ગુલાલકે ન્હાવરે બનાય દેઉં, તો મેં ખરી બ્રીજનારી;
આંખ આંજ ચોળી નીકી પેહેનાયકે, મેં દુસરી બનાઉં રાધાપ્યારી.
લલાજી....૨

ફગુવાકે પલટેમેં બંસી છીનાય લેઉં, હારે કહો ગિરિધારી;
તુમ અપને મુખસોં કહે દયા પ્રીતમ, જીતી હૈ ભાનદુલારી.
લલાજી....૩

અચક=અચાનક.

**ટીકા**—હે લાલ ! આજ તમે કેવી હોળી ખેલો છો. આજે મને જીતીને જાઓ ત્યારે ખરા ! કાલે તમે મને અચાનક જીતી ગયા હતા. હું અજાણમાં હતી. આજે સામાં આવો તો તમે ખરા. હું તમને એવી પીચકારી મારીશ કે તમો જીતીને જાઓ તો ખરા. ગુલાલના મારથી તમને બ્હાવરા બનાવી દઉં ત્યારે હું વ્રજનારી ખરી. તમારી આંખો આંજીને, સારી ચોળી પહેરાવીને હું તમને બીજી રાધા બનાવીશ. ફગુવાને બદલે બંસી છીનવી લઇશ. તેમજ કહેશો કે હું હાર્યો ને તું જીતી.

**હોરી: રાગ વસંત—**

આતે શું અલબેલા છેક કાંઇ નથી ધરતા વિવેક;
આવડા શા કરો અવેક, ગોકુલમાં રહેવું.
આતે શું....(ટેક)

એમ કોઇનો નાં લીજે અંત, કાંઇ એક ડહાપણ રાખો ચંત;
સદાકાલ નહિ રહે વસંત, સંભાળી લેવું.
આતે શું....૧

શીદ કરો છો આવડાં વાનાં, હાવાં તો કાંઇ છો ન્હે ન્હાનાં;
આવજો મન્દિર છાનામાના, છે કાંઇ કહેવું.
આતે શું....૨

હેતતણી આંખલડી દીઠી, વાત કહી તે લાગી મીઠી;
દયા પ્રીતમ ચૂકી વસીઠી, લેવું ને દેવું.
આતે શું....૩

## હોરી—

રાધા આઇ ખેલન સખી વૃંદનસોં, કેહેરી જાય નંદનંદનસોં. (ટેક)
અબીર ગુલાલકી આંધી બનેગી, મચેહી કીચ ચુવા ચંદનસોં;
પીચકારનકી ઝર બરખેગી, કેસર રોરીય બંદનસોં.
કેહેરી....૧

ચંદ્રાવલી આહે લલિતા વિશાખા, ચંદ્રભગા નીકી ચંદનસોં;
ચંપકલતા ચંદ્રિકા ચપલા, વે ખેલેગી ઊર આનંદસોં.
કેહેરી....૨

તાલ મૃદંગ ઝાંઝ ડફ ખંજરી. મહુઅરી સુર સુખ કંદનસોં;
ઢોલ દદામા ઢીમી ઢીમી ગીરીગીરી, લજકુલ લોક નિકંદનસોં.
કેહેરી....૩

સુનત આયે બલમોહન તેસેં, સબબિધિ સાજ અતડનસોં;
સુબલ સીદામા તોક ઋષભ આદિ, ચતુર ખેલ રસ ફંદનસોં.
કેહેરી....૪

મીલે દોહુ ચાચર ચારૂ મચ્યો રંગ, કહ્યો ન જાય શ્રુતિછંદનસોં;
જુગલરૂપ પર વારી લોંન, બલહારી દયો સુભગ બંદનસોં.
કેહેરી....૫

## પરમ ભગવદીય કવિવર શ્રી દયારામભાઇ કૃત

# શ્રીવૃંદાવન–વિલાસ.

પ્રબંધ—

શ્રી વૃંદાવન અસ ધ્યૈયેં, પ્રીતમપ્યારી રસ પૈયેં. (ટેક)

શ્રી કૃષ્ણધામ, અભિરામનામ, જનપૂર્ણકામ, વ્રજમંડલમધિ–શ્રી વૃંદાવન ચિદઘન અનૂપ, રસરૂપ, લાલ લીલા લલિત, હિત હેતુ ધારિ, જડતાઇ જાનિ, જિન નગ ખગ મૃગ, જ્યાંહાં લતાકુંજ, તૃણ વિરધ, જો સોં સબ સોભિત સતત, ન કાલ ગુન પ્રભાવ, જ્યાંહાં ત્યાંહાં, જંતુ અખિલ અવિરુદ્ધ, શુદ્ધ, શુચિ બુદ્ધિ, સિંહમૃગ સંગ ચરત, વિહરત રત સહ, મદ કામ ક્રોધ લય લોભાદિ, સબ રિતુ બસંત આદિ સુલસંત, સબ અચલ નિરંતર, બનગનઅવનિત, આંન અમિત, ફલ ફૂલહૂ તહુ નહિ યહ આનંદ સુખકંદ; જુગલ મુખચંદ, બિના બ્રજલલનબૃંદ, તટ નિકટ નિપટ નંદનિ કલિન્દ, દુઃખ દ્વંદ્ધ નિકંદનિ, ભાનુનંદનિ, નંદનંદન કેલી અમંદ, વહ મંદ, બ્રંદ બ્રંદારકમેં જ્યોં રમારવન ત્યોં બનનિમેં બૃંદાબન સુદેસ અતિ અખિલ ચુડામનિ બૃંદાબન બૃંદાબન સો શ્રી અનંતઅરુ મહિમા અંત ન, અનંત સોં કછુ શ્રીબદન બરનિ છબિ, (છબિ શ્રીબદન બરનિ), દ્રુમ જાતિ જેતિ જહાં સબ સુર દ્રુમ સમભૂમિ રજકન સબ ચિંતામનિસેં ચિંતિત ફલદાયક, નાયક લાયક, કલ્પવૃક્ષકે તરૂબર સબ હેતુ વચ્છ પ્રતિ બ્રચ્છ દ્વિજભુજ વ્રજરાજરાજિ,

મુરલીધર નટબર ચતુર્બાહુ, અસ દ્રુમગન બિચિત્ર ભાતિ અમિત જાતિકે, પારિજાત મંદાર કુંદ મુચકુંદ કલ્પદ્રુમ હરિચંદન ચંદન કેસર સંતાન, અબદ્રુમ, કદંબ, નિમ્બરૂ, અશોક, પલ્લવ, માધવ, ચંપક, કદલિ, કેતકી, પીપરિ, પીપર, પલાસ, પાડલપનસ, બ્રહ્ પનાગ, પ્લક્ષ, શાલ્મલિ તાલ તરૂ તમાલ, શ્રીફલ, કુફલ, જાયફલ, જાયપત્રિકા, લૌંગ, એલચી, અમર બિલ્વિકા, દાખ, બદામ, ચિરોંજી ચારૂ અરૂ મિરચ્ય, સુંઠિ, કૃષ્ણા હરીતકી અરજુન પ્રવાલિ, ગુંજાવલ્લિ, નાગવલ્લરી, અનાર, પીસ્તા, જામફલી, કમરખિ, સીતાફલિ, બદ્રિ, જાંબુદ્રુમ, રાયનિ, બટ અમ્લિકા, ધાત્રિવાસા, અગસ્ત, અંજીર, ઉદંબર, પારસ, પીપર, રત્નજોંત, મલયાગરાદિ, દ્રુમલતા, ઝુમિરહી તા બિચ લઘુ લઘુ વૃક્ષબેલિ અતિ સુસમ કુસમ સુનું કમલ કુમુદ કેતકિ કમોદકરનિકર કકીમકર બીર કુરૂબક કંચનલતા કદંબરૂ કેસર, કુંભી, કોકિલ, કુંદપ, કલપદ્રુમ, પારિજાત, મંદાર, સેવતી, સુભાગ્ય, સુંદરિ, સદા ગુલાબ, ગુલાબ માધુરી માધવિ, માલતી, મુક્તાફલ, બેલી મોંતિયા, મલ્લિકા, મ્રગમદ, જાતિ જુથિ અરૂ બકુલ, બોલસરિ, બંધુક, બસંત, ચારૂ ચમેલી, ચંદ્રલતા, ચંપક, અતસિઘનસાર, નિવારા, કનકપુષ્પ શૃંગાર હાર, હાવદિગુલ તોરા, ગુલઅબાસ, ખેરી, ગુલસંછાનાફર્માનગુલ્લાલાં અરૂ કહલ્લાગ, સિખંડી, મલય માલ્ય, શુભ સુગંધિ ન્હોં દિસ સુખ સમુહ છબિ જુ હર મનમોહન વિપિન હરિ રૂપરાસિ રસ કોંહોંજુ કાંહાં લગ ગૈયેં.

શ્રી વૃંદાવન અસ ધ્યૈયે.......૧

અસ સુભગ વૃચ્છ, લછાંન લછય, કહુ સઘન ગુચ્છ, કહુ ભીર તુચ્છય, કહું પાંતિ પાંતિ, અદ્‌ભુત ભાંતિ, કહું કહું તરુવર વર એક જાતિ પ્રત્યેક ભિન્ન, કહું લીન છીન, કહું પીન, કહું કબ મેલિ કેલિ થલ કહુંક ચોંક, અરૂ ઊર્ધ્વ ઝોંક, લત કેંક એંન, પિય કમલનેંન, સુખદેંન, એંન મેંન, કુંજ-ભુવન લખિ ઉપજે ચ્હેંન, સ્વત સિદ્ધ સેંન, મનુ બિરચિ મેંન, અસ અમિત એંન, બરનત બનેંન, બનિ દિખત નેંન, અસ સદનસદનપ્રતિ સમિપ સરૂવરિ વરિ સીત વારિજ સહિત અલિગનપ્રમીત, મકરંદ હિત, મલ રહિત, અતિ અમ્રિત, દ્રુમલતાઝૂલિ ઝૂમિ જલપદ પપાંતિ, અદ્‌ભુત સુહાંતિ, ચહું ઓરમોર, કલસોર, હંસબર બંસ શબ્દ, શુભ સારસ, ચકોર, ચક્રવાક ચાતક, પારાવ્રત, કીર, શારિકા, કારંડવ, કોકિલાદિ દ્વિજગન, સમય સમઝિ સબ રતિરસ ઉદ્દીપક અનુકૂલ દંપતી રસિકરાય–રાધામોહન તસ શબ્દ કરત ખગ મધુર અતિ, મિલિત લલિત અતિ, ભોંર ઊડાવત પરાગ ઉડિ ઉડિ પરત હરત હિયપરત ન કહિ છબ કુસુમ જલિ ધુરિ ઘુંઘરિ કુંજ સુખપુંજગુંજ અલિ સુમન લતનિપર સ્વામી સુખદ સુરગાન કરત મનુ ઉડત અલિંદ જબ પુષ્પબિલુલિત અંમ્રત કુહિર સુખ ગુહિ બરખત મનુ હરત કેલિશ્રમ ભૂમિ કનક મનિમય કોમલ ભલઅમલાદ્ર સસી દિખય હે પ્રતિબિંબ મનોંમહિ મેંહુ ઓરબન કુંજ કુંજ પ્રતિ કેલિ મદનકે અખિલ ઉપસ્કર

અનિહિરહે હૈં, ઇંદુ અલૌકિક પૂરન સદા મધિ ઉદયિ રહત હૈં, તિનકે સીતલ સ્વચ્છ કરનિકર કૈલિ રહત બન ફટિક છબીસી ચારૂ ચંદ્રિકા કુંજ રંધ્ર મગ પ્રસરિ પરત જબ સુષમા કહત બનત નહિ તા છનુ સીતલ મંદ સુગંધ વન દુખ ત્રિવિધ પવન મનહરન કરત ઇત શ્રી યમુના ગંભીર નીર શુચિ વહત પ્રેમનું લલિત લ્હેરિ દુહુ તીર રુચિર જ્યાંહાં જગમગાત તટ ઘાટ શ્રેનિ તર જટિત–ચામિકર રત્નમનિમય વિટપ લપટી રહિ લતા લલિત ભરિ ફૂલ ઝૂલિજલ કૂજિત અરુ વિકાસિત પંકજ પંચજાતિકે રક્ત, કોકનદ, નીલોત્પલ, પુંડરિક, સેત હૈં, અસિતઈ દિવર પીતબરન અરવિંદ, મધુપ, મકરંદ મત્તરસગાન–કરત જ્યાંહાં ધ્યાન કરત સબ તીર્થક્ષેત્ર પુરિ ધામ સરિ તસ પ્રયાગરાજ નિતિ ત્રિકાલ શ્રદ્ધા પુનિત હોંનકોં શ્રી ચંદ્રવસાચર્મન્વતિ, સિંધુ, ચંદ્રભાગા, સરસ્વતી, સરજૂ, સોંનભદ્ર, સુરસારાતદ્રું, શર્કરાવતી, તામ્રપરનિ તનયા, કૃષ્ણા, કાવેરિ, તુંગભદ્રા, કતમાલા, ગોદાવરિ, ગોમતિ, ફલગુ, ગલ્લકી, રેવા, ક્ષિપ્રા, મહિ, પૂર્ણા, વેદિકા, વેદવતિ, ક્ષાતા, અબટોદા વૈહાયેસિ બેંના પયસ્વિની, ભીમરથી, નિરવિંધ્યા, વેદસ્મૃતિ નદી પયોષ્વની, માહાસુર નદી ઋષિકુલ્યા, કૌશિકી, અંધનંદત્રી, સાંમા, મંદાકયનિ, દસદ્વતી, ઓઘવતી, સુસવતી, કાશ્યપી, સુઘોષા, પયોરણા, વિશ્વાઃ અસક્તિ નદિ પતિત પાવની, સકલ સ્વામિની, ત્રિપથ વિલસિતા, ચંદ્રચૂડસિર જટાજૂટમેં સતત નિવાસિની,

અલકનંદિની, આતતાઇ, ગુરૂ તલ્પગ દ્રોહી, ગો જનની જનક નૃપ શિશુ અબલા હતિત, સુરાપી, બ્રહ્મહત્યાદિક ઉગ્રપાતકી, સદ્ય શુચિ જીનકોં પયપરસત હોંત બેદ બચ સો શ્રી ગંગા જાહિ પુરૂષપદ પદ્મતોયતાકેં ઓતારી, સારભૂત શ્રીમદ્ પૂર્ણ પુરૂષોત્તમ, તિનકી પરમપ્રિય, પટરાંની, શ્રી યમુના મહારાંનીજુ રાજત તટ શ્રી તુલસીવૃંદ અતિ સુગંધિ શ્રીતનુ ઈત્યાદિક અતિ–અદ્ભુત શોભા ચિંતત ચિત્ત લલચૈયેં.

શ્રી બૃંદાબન અસ ધૈયેં....૨

જાહાં સદાહિ શ્રી નંદઢુટા, તરનિજાતટા, ચારૂપનઘટા, કદમદ્રુમઘટા, મયૂર મુકુટા, કુંડલ સુહેં જુટા, ઝુકતકચલટા, કેસરિ ઉકટા, રાજતપીટપટા, ઉપાંબરકટા, એંસેંબરનટા, ભરિત ઉલ્લટા, બ્રહ્મલટપટા, ધર્મસહુખટા, મીતસબગટા, બસતનિજઘટા, અધિનનીપટા, વંસિ છાંહિબટા, રાધેમુખરટા, રતીરનભટા, મદનમદકટા, રૂપરસડટા, સતિનપનછુટા, જ્ઞાની-માનઘટા, કુલાંગન ઢિટા, દિખત સુરાઠટા, બચ્છસંગછુટા, ચરાવત, બેનું બજાવત, ગાવત ગીત કોંઈ મોંર ચંગ કર ઉપંગ મૌઅરિ મધુરિ બજાવત, શ્રંગિશબ્દ પિપિકાર કરત કુઇ ગ્વાલ પાંનિ ખંજરી ઝુમ (૪), તામે તારિસોં તાલ દેત કોઈ બદત બેંન મુખ તતથેઇ, તાંથેઈ, તિગડ, તતતથેઇ, થેઇ (૪), તિન બિચ નટબર ન્રત્ય કરત વર છુમ (૪), છુમક (૨), છુમ, મધુર મોરલિ સૂર તનં તનં તં તનનનનનન

સંગ રુનતિયા બ્રજત બિબિધિ ગતિ, એસેં રચિત નિતિ બાલ કેલિ હરિ, સુબલ સિદામા, તોક, ઋષભ, અર્જુન, કૃષ્ણ, અંસૂ, મધુમંગલ, બિસાલાદિ વલ્લવ વલ્લભ પ્રભુવસ્તુ પરસ્પર એક એકકી ઝપટિ ખાત, ડેહેકાવત, ચોરત, દેત બ્હારફિર, લેત હસિ હસિ ખેલત મુગ્ધભાવબલ, ગગનપંખિ ઉડિ છાંહિ પરેછિતિ તાહેં ગગનકોં સંગસંગ ફિર બોલ વિહંગમ મ્રગપશુ આદિ સુતેસેંહિ ભાંની બોલી દિખાવત આવન અસુર ખલ જાંનિ ગતૂપતિમારિ દેન, ગતિ ઓર હુ લીલા. અનેક ભાંતિ કબહુ કૃષ્ણુ મનમોહનલાલ મધ્ય નિસા મધુરિ ધુનિ વિશ્વમોહનિ મોરલી બજાવત, વ્રજસુંદરિકે ગાય-નામ, બ્રજરાજ બુલાવત, સુનિસુનિ આવત બ્રંદાબન, શ્રી યમુનાતટજાહાં નવપલ્લવ દ્રુમ ઘાટ, ઘટા બન બેલિ કેલિ-મય, લતા લુમિ ફૂલફૂલઝુમિ, મકરંદ લુબ્ધગન મધુપ ઘુમિ ઝંકાર કરત, રસભરત ચંદની ચ્હોં દિસ છિટકી, લપટ સુગંધી બિબિધિ, પુષ્પકી છાહિ રહિ ઝબ તાહી સમય શ્રીકૃષ્ણુચંદ્ર પ્રભુ રસિકરાય છબી ત્રિલોક સુંદર નટબર નાગર, રૂપ ઊજાગર, સર્વોત્તમ, કંદર્પકોટિ, બાંકે બિહારિ નિત નવ કિસોર, સિર મોરમુકુટ પટપીત કાછની, બનિ ઠનિ મનિ બન બૈજયંતી સ્રક, નકવેસર વર સુજલ અમલ ઉજ્જવલ મુક્તાફલ લટકિ અધરપર ચિબુકચારૂ ચિત્તચોર જોર છબિ જુગ કપોલ કરનવ અમોલ પરિ ઝાંઇ ડોલ રતનારેં નેંન દસરંગ એંન, બઠડેં સુ સેંન, મનમોહન મેંન, કહતેં બનેંનાં

સુભ તિલકભાલ, વિચિ ભ્રગુટિ લાલ, મુખ કોટિ ચંદ છબિ મંદ કરત નખસિખ અમોલ આરન, ચરન નેપૂર સુલોલ-રવ, પિચ્છગુચ્છ અવતંસ; એસે લખિ મોહિત કહત સુનત કછુભઈ ચિત્રવત પ્રચુર પ્રેમભરિ જાંનિ રસિકવર સબ સનમાનત કરિ પરિરંભન ચુંબિ અધરરસ પિવત પરસ્પર ઉરોજમર્દન, રદન, સદન છત કરજ ઘાત; કટિપટ કૃત સિથલિત; રતિરસ વિલસિત; પ્રબિન સુંદરી નખસિખ સુંદર, તરૂનિ મનોહર, પ્રિતમ પ્રયનભરિ, કછુક નામકહૂ, શ્રી ચંદ્રાવલિ; લલિતા લલના, ચંદ્રભગા, ચપલા, ચંદ્રકલા; ચિત્રા; ચંપક. લતા, ચંદ્રિકા, ચંદ્રલતા, ચતુરા સખી; ચિત્રાનના; ચિત્રલેખા; બિમલા, બૃંદાજુ, બિસાખા; બ્રજમંગલા; રમા; કૃષ્ણા; કલકંઠિ, શ્યામા, કાવેરી, કલહંસી; કમલા; કુરંગાક્ષિ; કમલાક્ષિ, કામલતા; કંદરપા, રંગા, ગંગા; મનમથમોદા; મનોહરા, મલ્લિકા, મોહિનિ, મનોરમા, રત્નપ્રભા, રૂપા; રૂપવિલાસનિ, રામા; રતિકલા; સુરસેંનિ; સૌરભા, પ્રિયતમા; શુભા, સરોવરી, સોંનજુહી, ઈશ્વરી; પદ્મા, પ્રેમમંજરી; કિશોરી, કનકપ્રભા નૃત્યકલા; સબબડભાગિની શ્રી વ્રજલલના ચરનકમલ સિર નૈયેં.

શ્રી બૃંદાબન અસ ધૈયેં (ધ્યૈયેં)....૩

હરિ હિલ મિલ રસનિધિ રાસ રચ્યો અતિ અદ્ભુત શોભા સબ મન લોભા, મતહર મંડલ, બિબિધિ બિબિધિકે બાદ્ય બજાવત, બીન, બાંસુરિ, અમ્રત કુંડલી; જલતરંગ સુર; મ્રદંગ, ડફ, મુરચંગ, ઝાંઝ, ખંજરી, તાલ, મૌહરી, ગુટિક; ગિરગિરિ મધુર મંજિરા, તંબુરા, રવાબ, સુરમંડલ, સારંગી

ઉપંગ, સરોદા, સપ્તસુરસહ તીન ગ્રામ મિલિઈકિ ઈસિ મુરછન લાગ ડાટભર, સરિગમપધની, નીધપમગરીસા; આરોહી અવરોહી ભેદસોં ગાન કરત સબ, મધ્ય મનુહર રાધામોહન વેષ્ટિત મંડલ બ્રજભક્તનકોં દ્વૈલલના બીચ ઈકિ ઈકિ અચ્યુત, મિલિ મૃદંગસોં ગીત સાજ, અદ્ભુત અવાજ, ગતિ થ્રાંગ થ્રાંગ થિક ધાધિલાંગ, ધાધિલાંગ, ધિમકિટ; ગિડગિડથાં; ગિડગિડથાં કટ ટક, ધુંગ ધુંગ, ઉલટ સુલટ, ગતિ મિલકે મંજિરા કિટ કટ (૪), કરરરર કરરરર કરર કરર કરતાલ તામેં પુનિ બજત ઘુઘરૂ છુમ (૪), છુમક છુમક છુમ છરરરરર છુમ છરર છરર છુમ, અરપ તિરપ કર, ઉલટ પુલટ રસ ભેદ ભાવ, પિય ચ્હાવ દિખાવત હસ્ત ભેદ સંગીત શબ્દ ઉઘટત અવઘટત ગતિ મુખરટ લગિ રહિ; તિગડ તત્ત થઈ, થાથિલાંગ, થાથિલાંગ, તત્ત થેઈ થેઈ (૪), ઉઠિ તરંગ કલગાંન ગગનયોં સુર બિતાંનતનિ મીલી ઝુનક મંજિર અધીર, કંકન કિંકની ધુનિ સુનિ તાલ તરલ ગત મ્રદંગ, ચંગ, ઉપંગ, એક સુર જુરિ રહે મ્રદુલ મુરઝ ટંકાર, તારિ ઝંકાર, યંત્ર કે તાર, ભોંર ગુંજાર, કરત સબ સાર, કેલિ રસ રહ્યો દસોદિસ, તેસી મ્રદુ પદ પટક ચટક કંઠ તાલ હાર કુંડલ લટકનિ મટકનિ ઝટકનિ પ્રિય ઝુકત ઝલક ઝલ તુકુટ લટક લટઅલક મલક મ્રદુ થરહરાય ગતિ લેત લાડિલી લાલ, સકલ બ્રજબાલ, રાગ્યનિ રાગ ગાન અદ્ભુત લાગ લખિ શ્રમિત, પવન સુખરૂપ ઉડત સુર સનનનનનનન, લગત લપટ ઝુકિ ઉડત ભોંર સુર ભનનનનનનન, સ્વુચ્છ ઘુઘરી ચલત નુપૂર રવ ઝનનનનનનન, મૃદંગ નવ ઘનઘોર નાદ

મિલિ ઘનનનનનનન, ગગન ઠહુ સુર બિમાન અચલિત શબ્દ માત્ર સુનિ હાવભાવ રસ કટાક્ષ મલકનિ નૃત્યગાન મે કા મતિ બરનન, શ્રંગી શબ્દ, શેષ મહેશ, સુરેશ, બેદ, બિધિ, ગનેશ, મતિપતિ પાર ન પાવત, વાંચ્છિત વ્રજરજ અજહુ ન લહિ અજ. શ્રી બૃંદાબન રંગમહેલ સુખસેંલ છેંલ, શ્રી કૃષ્ણચંદ્ર રાધિકા બસત જાંહાં અખંડ અચલિત, અચલરાસ, અચલિત સબ લીલા નવલ નવલ નિતિ પ્રેમ પયોધિ, ઉમગિ રહ્યો જાંહાં ઉઠત કેલિ કલ્લોલ લોલ ચિત હોત ન ચિંતત અજા—ત્રિગુણ—અંતક—અચ્છરપર, પૂર્ણ બ્રહ્મ પૂર્ણાનંદ; પરમાનંદકંદ; બ્રજભૂપ રૂપ સહુ અનૂપ અકલિત થક્ત બાંની મન; અતર્ક લીલા; પરમ પવિત્ર ચરિત્ર કૃષ્ણ રસ દયારામ નિતિ ગાય, ધ્યાય નિતિ બાર બાર બલ જૈયેં.

શ્રી બૃંદાબન અસ ધ્યેયેં પ્રીતમપ્યારી રસ પૈયેં....૪

ઇતિ શ્રી કૃષ્ણજન શ્રી વલ્લભદાસાનુદાસ કવિવર શ્રી દયારામભાઈ વિરચિત "શ્રી વૃંદાવન વિલાસ" સંપૂર્ણ.

રસિકભક્ત કવિ શિરોમણી શ્રી. દયારામભાઈએ "શ્રી વૃંદાવન વિલાસમાં" હદ કરી નાખી છે. નાચ, તાન ને ગાનની અનૂપમ ગૂંથણીએ તો આડો આંક વાળી દીધો છે. દરેક પ્રકારનુ ઊંડુ જ્ઞાન નર્યું તરી આવે છે. વૃક્ષ, ફૂલ, ફ્લ, વાદ્ય, વ્રજભક્તો વગેરેના નામો ગણાવતી વખતે શબ્દ—માધુર્ય ને પદલાલિત્યની ઝમક કાંઈ અનેરો ઓપ ચઢાવે છે. એના પર ટીકા લખવા બેસીએ તો પાનાંનાં પાનાં ભરાઈ જાય. સાહિત્યનો અભ્યાસી, સંગીતનો સાચો સેવક ઝીણવટથી આ ગ્રન્થનો અભ્યાસ કરશે તો ઘણુંજ

મેળવશે. શ્રી દયારામભાઈનું ગહન પાંડિત્ય, એમની અદ્વિતીય અવલોકન શક્તિ, એમની અસાધારણ કલ્પનાશક્તિ એમની ભાવભરી સુમધુર વાણી સુયોગ્ય શબ્દોમાં, સુસરલ ભાષામાં દેખા દે છે. અભ્યાસીઓ એક અભ્યાસકની દૃષ્ટિએ અભ્યાસ કરશે એજ આશા.

**જોષી જીવણલાલ છગનલાલ**, એડવોકેટ.

ડભોઇ.

**તા. ક:**—શ્રી વૃંદાવન વિલાસમાં આવતા કેટલાક શબ્દોના અર્થ:—

મધિ=મધ્ય, નગ=પર્વત, ખગ=પક્ષી, નિકટ=પાસે, કલિંદ-નંદની=શ્રી યમુનાજી, દુ:ખ દ્વંદ્વ નિકંદનિ=આલોક ને પરલોકના દુ:ખોનો નાશ કરનાર.

ભાનુનંદનિ=સૂર્યનાં પુત્રી શ્રી યમુનાજી, કેલિ=રમણ, લોંગ=લવિંગ, જાયપત્રિકા=જાવંત્રી, અનાર=દાડમ, લખિ=જોઈ, વારિજ=કમલ, અલિગન=ભમરાના ઝુંડા, મકરંદ=સુગંધ, કીર=પોપટ, દ્વિજગન=પક્ષીઓનો સમૂહ, ભોંર=ભમરો, રંધ્ર=જાળી, જગમગાત=ઝગમગતો, મરાલ=હંસ, પંકજ=કમલ, અલકનંદનિ=શ્રી ગંગાજી ગો=ગાય જનની=મા, જનક=બાપ, નૃપ=રાજા, અબલા=સ્ત્રી, હતિત=હણનાર, સુરાપી=દારૂ પીનાર, સદ્ય=તરતજ, શુચિ=પવિત્ર, શિશુ=બાળક, પય=પાણી, બચ=વચન, પદ્મ=કમળ, તરનિજા=સૂર્યના પુત્રી શ્રીયમુનાજી, તરનિ=સૂર્ય, ચારૂ=સુંદર, પનઘટ=ઓવારો, કચ=વાળ, પીત=પીળો, કર=હાથ, છિતિ=પૃથ્વી, ડેહેકાવત=ડચકારો બોલાવવો તે, વલ્લભ=ગોપ, વલ્લભ=વહાલા, રવ=સૂર, વિહંગમ=પક્ષીઓ, નિશા=રાત, મધુપ=ભ્રમર, સ્રક=માળા, નક=નાક, ઉરોજ=સ્તન મહેશ=શિવજી, સુરેશ=ઇન્દ્ર બિધિ=અજતબ્રહ્મા, અજા=માયા, અંતક=કાળ.

# સમાપ્ત.